# વનવાસી.



લેખકઃ—ઉદયચંદ લાલચંદ પંડિત,



વ્યવસ્થાપકઃ—વિવિધ વાર્તામાળા.

અમદાવાદ.

વિવિધ વાર્તામાળા. ૨ જું પુષ્પ.

# વનવાસી

યાને

## ગુજરાતમાં સ્વરાજ્યની ગર્જના.

ઐતિહાસિક નવલકથા.

પ્રયોજક તથા પ્રકાશક,

ઉદયચંદ લાલચંદ પંડિત.

વ્યવસ્થાપક,-વિવિધ વાર્તામાળા.

અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૭૫૦.

સને ૧૯૧૯.

કિંમત ૧-૧૨-૦.

# વિવિધ વાર્તામાળા.

## ગ્રાહકો માટેના મુખ્ય નિયમો.

૧ આ માળામાં સામાજીક, ઐતિહાસિક, ડિટેક્ટીવ અને વિવિધ વાર્તાઓના દર વર્ષે ચાર કે પાંચ પુષ્પ ( પુસ્તકો ) દર ત્રણ ત્રણ મહિને પ્રકટ કરવામાં આવશે.

૨ આ માળાના કાયમના ગ્રાહક થનારને પ્રવેશ ફી આઠ આના પ્રથમથીજ આપવા પડશે અને તેવા દરેક ગ્રાહકને આ માળાદ્વારા પ્રકટ થતાં તમામ પુસ્તકો અર્ધી કિંમતે આપવામાં આવશે.

૩ દરેક પુષ્પ તૈયાર થતાંજ તેની સૂચના વિગેરે કાયમના ગ્રાહકોને દશ દિવસ અગાઉ એક પોષ્ટકાર્ડથી આપવામાં આવશે. પુસ્તક ૧૦૦ થી ૩૫૦ પાનાનું થશે. પુંઠું વિગેરે સુશોભિત અને મજબુત કરવામાં આવશે.

૪ આ માળાનું પ્રત્યેક પુષ્પ તૈયાર થતાં દરેક ગ્રાહકને વી. પી. થી મોકલવામાં આવશે અને તેનું પોષ્ટેજ તથા વી. પી. ખર્ચ કાયમના ગ્રાહકને શિર રહેશે.

૫ પરદેશના ગ્રાહકોએ પોષ્ટના નિયમ મુજબ પોષ્ટેજ ખર્ચ વધુ આપવું પડશે. તેવા ગ્રાહકોએ ૬ શીલીંગનો બ્રીટીશ પોષ્ટલ ઑર્ડર અગાઉથીજ મોકલવો, તે મળ્યા પછી તેમને દરેક પુષ્પ જેમ જેમ તૈયાર થશે તેમ તેમ મોકલી આપવામાં આવશે.

૬ કોપપણ પુસ્તક ગ્રાહક તરફથી વી. પી. ન સ્વીકારતાં પાછું વાળશે (Refused) તો તે ગ્રાહકની પ્રવેશ ફીના આઠ આના ઉપર તેનો હક્ક રહેશે નહિ. તેવા ગ્રાહકોનાં નામ લીસ્ટમાંથી કમી કરવામાં આવશે.

૭ કોઇ પણ ગ્રાહકને આ માળાનું વર્ષ પુરૂં થયા વિના ગ્રાહકમાંથી કમી થઇ શકાશે નહિ. આ પ્રમાણે **કમી થયેલા ગ્રાહકોની પ્રવેશ ફીના આઠ આના** તેમના ખર્ચે પાછા મોકલવામાં આવશે.

૮ વર્ષની અધવચમાંથી નવા થનારા ગ્રાહકોને આ માળાના પ્રથમ પુસ્તકથી ( તે વર્ષના ) ગ્રાહક તરીકે નોંધવામાં આવશે અને તે વર્ષમાં પ્રકટ થએલાં પુસ્તકોમાંના જે સિલક હશે તે બધાં તેને **વી. પી.** થી મોકલવામાં આવશે.

૯ આ માળામાં પ્રકટ થએલા–થતાં–પુસ્તકો માળાના કાયમના ગ્રાહકોનેજ અર્ધી કિંમતે મળશે, બીજા પાસેથી પુરી કિંમત લેવામાં આવશે.

૧૦ આ ઉપરાંત વિશેષ ખુલાસાની જરૂર જણાય તો જવાબ માટે ટિકીટ બીડી પત્રવ્યવહાર કરવો.

વ્યવસ્થાપક—**વિવિધ વાર્તામાળા**–અમદાવાદ.

# વનવાસી.

યાને

# ગુજરાતમાં સ્વરાજ્યની ગર્જના.

## પ્રકરણ ૧ લું.

**જનની જન્મભૂમિ શ્ચ સ્વર્ગાદપિ ગરીયાસિ.**

અરે ઓ ! માતૃભૂમિ ! તું, મને છે પ્રાણથી પ્યારી;
અનંતા છે શિરે મારા, અરે ! ઉપકાર તારા છે !
દુઃખમાં જોઇ તને, મુજ હૃદય દુઃખી થાય છે,
તે દુઃખ તારા ટાળવા, કંઇ કંઇ વિચારો થાય છે !
ગુલામી દૂર કરવાને, કરૂં ના પ્રાણની પરવા;
ભલે માથે દુઃખો પડતા, મને તેની નહીં પરવા !
તોડવા પરતંત્રતાને–સ્વતંત્ર થાવાને અરે !
ભયંકર સંકટોથી બાળ તારો ના કદિ કોથી ડરે.
કરવા તને ઓ મુક્ત માતા ! અર્પું સહૂ તુજ ચરણ પર,
તન, મન અને ધન સર્વ મારાં કુરબાન તારા નામ પર.

એક રાજ્યમહેલ જેવા પ્રશસ્ત મકાનમાં બે વ્યક્તિઓ બેઠી છે. તેમાં એક વયોવૃદ્ધ અને એક નવયુવક છે. તેઓ કાંઇક વાતચિત કરી રહ્યા છે. કેટલીક વાતો કરી રહ્યા પછી તે બે વ્યક્તિઓમાંથી નવયુવકે કહ્યું—

"મામા! હું તમારી સાથે કોઇ પણ પ્રકારનો તાત્વિક વાદવિવાદ કરવાને માટે આવ્યો નથી. મારે તમારી શીખામણો નથી જોઇતી."

"ત્યારે તારે જોઇએ છે શું ?"

"મેં તમને જે પ્રાર્થના કરી છે, તેનો મારે આપના તરફથી સાફ સાફ અને સરળ પ્રત્યુત્તર જોઇએ છે. બંડખોરોની વર્તણૂકની મારે આવશ્યકતા નથી."

"તું કહેવા શું માગે છે ?"

"એજ કે—તમને અને મને એટલુંજ નહીં પણ આખા ગુર્જર દેશની પવિત્ર ભૂમિને ગુલામ બનાવનારા ભુવડના પંજા નીચે તડફડતા એ મહાન્ પવિત્ર પુરૂષોને તેમાંથી મુક્ત કરવા માટે મારે તમારા તરફથી તમારી સહાયતા જોઇએ છે. શું આપ આપી શકશો ?"

"મારે વિચાર કરવા જેવું છે!"

"મામા! નકામા બ્હાનાં બતાવવા કરતાં એક વખત ચોખ્ખી હા કે ના પાડી દો કે—જેથી કાંઇ સૂઝ પડે !"

"તેમ મારાથી બનવું, એ અસંભવિત છે."

"એટલે ?"

"હું તને તે કામમાં મદદ કરવા માગતો નથી."

"મામા—મામા! આવો ચોખ્ખોને ચટ જેવો જવાબ આપતાં કાંઇક વિચાર કરો! સ્વતંત્રતાથી વિમુખ થઇ ગુલામ જેવા બની ગએલા તમારા હૃદયમાં કાંઇક વિચાર કરો!"

"ઓ નાદાન બાળક! તું ગુલામ કોને કહે છે? તને ભાન છે ખરૂં કે—આ શબ્દો તું કોને કહી સંભળાવે છે? તું કોની સામે ઉભો છે? મને ગુલામ કહેનાર મનુષ્યના ધડ ઉપર મસ્તક કોઇ પણ કાળે સલામત રહી શકતું નથી. તે તું જાણે છે?"

"મામા સાહેબ ! હું બધું જાણું છું. તમારી શિખામણ પ્રમાણે ચાલનાર દરેક મનુષ્ય ગુલામજ છે. તમારા હૃદય દેવતાને પૂછી જુઓ કે-તમે ગુલામ છો કે નહિ ? પગમાં લોઢાની બેડીઓ હોય તેનેજ વૈભવ સૂચવનાર સોનાના તોડાઓજ પગમાં છે, એમ કહેવું, એ જેટલું મૂર્ખાઈ ભરેલું છે, તેટલુંજ હું ગુલામ નથી, એ આપનું બોલવું અનુચિત છે. તમે ગુલામ નથી, એ બાબતમાં ખરી સાક્ષી તમને તમારૂં અંતઃકરણ આપે છે કે કેમ ? તેનો તમે પોતેજ સંપૂર્ણ પણે વિચાર કરી જુઓ. ફક્ત ગુલામ એ શબ્દનીજ તમને આટલી બધી ચીડ ચડે છે, પરંતુ તમારી નજર સમક્ષ સાક્ષાત્ ગુલામગિરીનો ચાલતો વ્યવહાર જોઇ તમને કેમ કાંઇ ચિડ ચડતી નથી ? આ બાબતમાં મને રહી રહીને અજાયબી ઉપજે છે. ગરીબ લોકોના, અનાથોના અને જુલમથી કંટાળેલા લોકોના આર્તનાદ શું તમારા સાંભળવામાં નથી આવતા ? મામા સાહેબ ! તમારા કિલ્લા-કોટ, જમીનદારી, માનાપમાન, આદરસત્કાર ઇત્યાદિકની મહાન્ ઇમારતો એક પછી એક ધસી પડે છે, તે શું તમને દેખાતું નથી ? તમે ગુલામગિરીનો એવો તે કેવો અર્થ કરો છો ? તે કૃપા કરી મને જણાવો તો ખરા ? તમારા હાથમાં સત્તા છે કે તમારા ઉપર કોઇ બીજીજ સત્તા હકુમત ચલાવે છે ? મામા ! ખરૂં પૂછાવો તો તમે હુકમ કરનારા નહીં પણ હુકમ માનનારા છો ! રાજ્યકર્તા નહીં પણ રૈયત છો. તમે રાજા નહીં પણ ગુલામ છો ! બીજાએ આપેલો તુચ્છ ટુકડો ખાનાર કંગાલ કેદી જેવા છો ! જ્યારે ખરી સ્થિતિજ આવી છે ત્યારે તમને ગુલામ કહ્યા તે બાબતમાં તમને આટલો બધો ક્રોધ શા માટે આવવો જોઇએ ? તે હું સમજી શકતો નથી."

આટલું બોલી રહ્યા બાદ અપમાનિત થએલો સિંહ જેમ પા-

જરામાં આમથી તેમ ફરવા માંડે તેમ તે નવયુવક દિવાનખાનામાં ફરવા લાગ્યો. તેના અંતરનો આવેગ અમર્યાદિત થઇ ગયો. તે આવેગનો નિગ્રહ કરવામાં તે અસમર્થ થયો. એકજ જગ્યાએ સ્થિરતાથી ઉભો રહીને બોલવા જેટલી સ્થિરતા તેના શરીરમાં રહી નહીં. પાંજરામાં પૂરવાથી વિફરેલો વાઘ જેમ પાંજરામાં ફરવા લાગે છે, તેમ તે દિવાનખાનામાં ક્રોધિત થઇને ફરવા લાગ્યો. પોતાને જવાબ આપવા જેટલી શક્તિ કે ધૈર્ય પોતાના મામામાં ન હોવાથી તેની ચલિત અને ભયભીત થએલી ચિત્તવૃત્તિ—તે ગુસ્સામાં હોવાથી—તેના ધ્યાનમાં આવી નહીં. તેનો મામો ભયભીત થયો હતો. અજયના સંતાપને તે સારી રીતે જાણતો હતો. તેજ પ્રમાણે લોકોની તેના ઉપર અસીમ નિષ્ઠા છે, એ વાત પણ તેની જાણ બહાર ન હતી—તે તેના અનુભવવામાં પણ આવી હતી. શી ખબર કે સંતાપના આવેશમાં તે લોકોને શીખવી પોતાનીજ સત્તા ખુંચવી લેશે—પચાવી બેસશે—એવો વિચાર પણ તે મામાના તુચ્છ અને દુર્બળ હૃદયમાં આવ્યા વિના રહ્યો નહીં. સામથીજ તેનું મન વળે તો જોવાની આશાએ તે બોલ્યો—“મારા વ્હાલા બાલુડા! તું જે કાંઇ કહે છે તે સર્વથા સત્ય છે. પણ તેને માટે કોઇ ઉપાય છે ખરો કે? આપણે આપણી સ્થિતિનો પ્રથમ વિચાર કરવો જોઇએ. આખા દેશમાં વાગતા મહાન્ નગારાઓના નાદમાં આપણી પિપુડીનો અવાજ સાંભળશે કોણ? આખા ગુર્જરદેશને માટે આપણે એકલાઓએજ શા માટે પ્રથમ સાહસ કરવું જોઇએ? હવે ગુર્જરભૂમિને માટે રાજા પણ રહ્યો છે ખરો કે? રાજ્યમાતા મહારાણી દેવી રૂપસુંદરી અને યુવરાજ વનરાજનો પત્તો નથી. ખરી રીતે જોતાં તે બન્ને જણાઓએજ ગુજરાતને માટે લડવું જોઇએ. કારણ કે ગુજરાત તેમની છે—આપણી નહીં. અરાજક થએલ ગુર્જર-

દેશને માટે શાંતિનો ત્યાગ કરી દુઃખ અને વનવાસ તરફ આપણે શા માટે પગલાં ભરવાં જોઇએ ? ”

“ મામા ! શું તમે એમ સમજો છો કે–યુવરાજ વનરાજ અને અને મહારાણી રૂપસુંદરીનીજ ગુજરાત છે ? શું તમારી સાથે ગુજરાતને કાંઇ પણ સંબંધ નથી ? ગુજરાત દેશની ઉપર જેટલો હક્ક તે બન્નેનો છે તેટલોજ હક્ક તેની ઉપર દરેક ગુજરાતીનો છે. હું માનું છું અને મને લાગે છે કે રાજા કરતાં રૈયતનો હક્ક એજ વધારે બળવાન્ છે. તેમની જેમજ ગુજરાતી રૈયતની આદિજનની આ પવિત્ર ગુજરાત છે. ગુજરાત અને ગુજરાતીઓના હોવાથીજ તેમનું રાજાપણું છે ! ગુજરાતના ભવ્ય ભાલ પ્રદેશ ઉપર દાસીપણાની છાપ મરાતાંજ તેમનું રાજાપણું નષ્ટ થઇ ગયું, તેઓ પુનઃ રૈયત જેવા થઇ ગયા અને તમે દાસ થયા–ગુલામ બન્યા ! મામા, તે ગુલામગિરી ફેંકી દેવા માટે તમારે લડવાનું છે–ગુજરાતના ઇશ્વર અર્પિત હક્કને માટે તમારે અને મારે લડવાનું છે. ગુજરાતનું દ્રવ્ય દક્ષિણ તરફ પાણીના પ્રવાહની જેમ વહી જાય છે, તે પ્રવાહને અટકાવી દેવા માટે તમારે ઝૂંઝવાનું છે.”

“ એમાં મારો શો થાગ લાગે ? કયાં રાજા ભોજ અને કયાં ગાંગો તેલી ! ”

“ મામા ! તમારા નમાલા શબ્દોથી મને અસહ્ય દુઃખ થાય છે. મામા–મામા ! અમારૂં ઐશ્વર્ય ભુવડના રાજપ્રતિનિધિની આંખોમાં ખુંચવા માંડયું અને અમે દ્રોહી ઠર્યા ! જ્યારે તેને તમારી દોલત જોઇએ અને તમારી જમીન લઇ લેવાની ઇચ્છા થાય, ત્યારે તમારાં ધ્યાન અને એકનિષ્ઠા અને આહિક સર્વે ભૂલી જવાય છે. તેઓની પોતાની લાલસા તૃપ્ત કરવા–ઇચ્છા પૂર્ણ કરવા–માટે આપણે સદા સર્વદાને–માટે આખી જીંદગી માટે–કઠિન કષ્ટમય કારાગૃહનો વાસ કે મરણ એ બેમાંથી એકને પસંદ કરવું પડે છે ! ”

વાંચક ! તે યુવકનો મામો સ્વભાવે કંજુસ અને બીકણ હતો. તેને આત્મવિશ્વાસ નહોતો. પોતાની હિંમતથી કોઇ પણ કાર્યની જવાબદારી પોતાની ઉપર લેવાની તેનામાં તાકાત નહોતી. જો પાછળ ભરપૂર મદદ હોય તો ધ્રુજતા હાથે તે એકાદ પણ બાણ પરાણે છોડી શકે એટલુંજ. પોતાના ભાણેજનું ભાષણ સાંભળી તેનું ચિત્ત ડગમગવા લાગ્યું અને તેનું કથન તેને સત્ય પણ લાગવા માંડયું. પણ શું કરવું અને શું ન કરવું–આમ કરૂં કે ન કરૂં ? એવી તેની ચિત્તવૃત્તિ તેને બન્ને તરફ ખેંચવા લાગી. તે બીતો બીતોજ બોલ્યો–" જ્યારે દુશ્મનનું લશ્કર પાસેજ ધમાધમ કરે છે ત્યારે અહીં રહેવામાં મને બહુજ જોખમ છે. હું તો ચાલવા માંડું છું અને ગુજરાતના કોઇક અજાણ્યા ખુણામાં જઇ સંતાઇ બેસું છું. હવે મારો વારસ તુંજ છે. તારી મરજીમાં આવે તેમ અને ફાવે તેમ કર. મારાથી તો આવા સળગતા દાવાનળમાં કદી પણ કૂદી પડાશે નહીં."

" તમે તો જાઓ છો પણ મારા કામનું શું કહો છો–શું જવાબ આપો છો ? "

" એજ કે હવે તું તારે ગમે તેમ કર ! "

" જો તમે આજ્ઞા આપો તો હું લશ્કર એકઠું કરવા માંડું ! "

" ભલે ભાઇ, ભલે ! તને ઠીક લાગે તેમ કર. લે આ રાજની સહી શિક્કાવાળી રાજમુદ્રિકા અને તે સંભાળી લે–સાચવી રાખ. "

" અને તમે ? "

" અમે તો આવતી કાલની રાત અહીં વીતાવી પછી અમને જેમ ઠીક લાગશે તેમ કરીશું. પણ અજય ! હું તને છેલ્લે એટલુંજ કહું છું કે–તારા આ દિવાનાપણાથી જો કાંઇ ધાડ આવશે કે નવા જુની થશે તેની જવાબદારી કે જોખમદારી મારી ઉપર નથી. વખત આવશે તો રાજ્યપ્રતિનિધિની પાસે પણ મારે આમજ કહેવું પડશે. "

"ઠીક છે. આ કામમાં તમે સામેલ નથી તે સિદ્ધ કરવા માટે તમે તમારે ગમે તેમ કરજો અને વર્તજો–તે મારે કબુલ છે."

આખરે મામા–ભાણેજમાં તડજોડ થઇ ગઇ. ગામમાં ઢંઢેરો પણ પિટાવ્યો કે–તમામ સૈનિકોએ દરબારગઢમાં હાજર થવું. તે દિવસ અને રાત મામાએ કિલ્લામાંના રોકડ નાણાં, ઝવેરાત અને સોના–ચાંદીની ગાંસડી–પોટલીઓ બાંધવામાં વીતાવી નાખી. દિવસના ત્રીજે પ્રહરે દરબારગઢમાં સર્વે સૈનિકો હાજર થયા, અજયસિંહને જોતાંજ તેઓના આનંદથી આકાશ ગર્જના કરવા લાગ્યું. સૈનિકોની હાજરી લીધા પછી મામા તેઓને સંબોધીને બોલ્યા–"મારા વીર સૈનિકો! તમને આજે અજયને સ્વાધીન કરી હું થોડા દિવસ માટે મુસાફરીએ જાઉં છું. તમને યુદ્ધમાં લઇ જવા માટે અજય આવ્યો છે. તમારી મરજી યુદ્ધમાં જવાની હોય તો મારા તરફથી કાંઇ પણ હરકત નથી. તમે તેના હાથ નીચે રહેવા ખુશી દેખાઓ છો, પણ હું તમોને ખાસ ભાર દઇને કહું છું કે–તેની સાથે રહેતાં તમારા ઉપર કાંઇ પણ જોખમ આવશે અને તમારા ઉપર કાંઇ આરોપો મૂકવામાં આવશે તો તેનો હું જવાબદાર નથી. તમારૂં તમારેજ ભોગવી લેવું પડશે."

તે સાંભળી સર્વે સૈનિકોમાં એક પ્રકારનો અનુપમ આનંદ છવાઇ ગયો, તે સર્વેએ અજયસિંહનું અધિપત્ય કબુલ કર્યું અને તમામ જાતની જોખમદારી પણ પોતાના શિરે લઇ લીધી. લગભગ સંધ્યા સમયે મામા પચીસ–ત્રીસ સૈનિકોના છત્રની નીચે જેટલી લેવાય તેટલી જંગમ મિલકત લઇને મુસાફરીએ નિકળ્યા અને અજય પણ વન-વાસીના દૂતને સાથે લઇ સૌ સૈનિકો સાથે ગિરીપાત તરફ ચાલી નિકળ્યો! એ વનવાસી કોણ?

# પ્રકરણ ૨ જું.

અમુક દેશમાં યુદ્ધ થયું અને તેમાં કદાચ તે દેશનો રાજા મરાયો એટલે વિજયી પ્રજા પોતાની સત્તા તે દેશ ઉપર સ્થાપન કરવા માટે જે જોર જુલમ ગુજારે છે, લુંટફાટ ચલાવે છે અને તેવાંજ બીજાં નિન્દનીય કાર્યો કરે છે—કપટ આચરે છે—દેશભકતોને લાંચ રૂશ્વત આપીને ફોડે છે અને નહીં આચરવા જેવાં આચરણો આચરે છે! એવી સ્થિતિમાં જીતાએલી પ્રજાના દુઃખનો પાર રહેતો નથી. તે દેશમાં અંધાધુંધી મચી જાય છે અને જીતાએલી પ્રજાનાં જાન, માલ અને બાળબચ્ચાંઓ તમામ જોખમમાંજ રહે છે. અમે જે સમયની આ નવલકથા લખીએ છીએ તે સમયે ગુજરાત દેશની ઉપર પ્રમાણેની સ્થિતિ હતી.

ગુર્જરાધિપતિ જસરાજ અથવા જયશિખરી કલ્યાણપતિ ભુવડની સાથે લડતાં પંચાસરમાં એક શૂરવીરની જેમ રણાંગણમાં ઝઝુમી આખરે સ્વર્ગે સિધાવી ગયો હતો. તેની મહારાણી રૂપસુંદરી પોતાના ભાઇ શૂરપાળ સાથે જંગલમાં નાસી ગઇ હતી અને જંગલના ભીલોમાંજ નિવાસ કરી રહી હતી. ગુર્જરદેશને ભવિષ્યમાં ઉજ્વલ બનાવનાર ભાવી ગુર્જરસમ્રાટ્ વનરાજની ઉપર દોઢેક દસકો વટાવી ગઇ હશે. પોતાના શૂરવીર, અને મહાન્ રાજ્યભક્ત મામા શૂરપાળની પાસેથી તેણે શસ્ત્રાસ્ત્ર વિદ્યા શીખી હતી અને તેણે ગુર્જરભૂમિને સ્વરાજ્યયુક્ત, સ્વતંત્ર બનાવવાના પ્રયત્નો આદરી દીધા હતા.

વ્હાલા વાંચક!

તે ભાવી ગુર્જર સમ્રાટે કેવા કેવા પ્રયત્નો કરીને ગુજરાતને સ્વરાજ્યયુક્ત અને સ્વતંત્ર બનાવી અને પોતે ગુર્જરસમ્રાટ્ બની,

અણહિલવાડ-પાટણની સ્થાપના કરી તેટલોજ ભાગ અમે આ નવલકથામાં ગુંથવા ઇચ્છીએ છીએ.

જે સમયની અમે આ નવલકથા લખીએ છીએ તે સમયે કલ્યાણપતિ ભુવડ પોતાનાથી બનતા દરેક પ્રયત્નો કરી ગુર્જરભૂમિને પોતાની અંકિત બનાવવા મથતો હતો અને ગુજરાતીઓ તેની સત્તાને ગુજરાતમાંથી નિર્મૂળ કરવા મથતા હતા. તેણે ગુજરાતમાં સુબાઓ નીમી દીધા હતા. તેઓ પણ ગુજરાતને તુચ્છ લેખી-ગુજરાતીઓને ગુલામ સમજી-પોતાથી બનતા દરેક જુલમો ગુજરાતીઓ ઉપર ગુજારવામાં પાછી પાની કરતા નહોતા. ગુજરાતમાં ચારે તરફ જુલમ-લાંચ, રૂશ્વત, સતીઓના શિયળ હરણ કરનારા વ્યભિચારી, અનાચારી, અત્યાચારી અને જુલમી લોકોનું સામ્રાજ્ય છવાઇ ગયું હતું. ગુર્જરભૂમિની ભાગ્યદેવી તેનાથી રીસાઇ ગઇ હતી. ગુજરાતીઓ ઉપર અનેક જુલ્મો ગુજરવાથી તેઓ ત્રાહિ-ત્રાહિ એવો પોકાર કરતા હતા.

આ નવલકથા લખવામાં ઇતિહાસની કેટલીક સંકલના ઉપરાંત કેટલાક કલ્પનિક બનાવો પણ-આમાં-ગુંથવામાં આવ્યા છે. નવલકથાના ચિત્રને વિવિધ રંગી અને વિધ-વિધ રસની જમાવટને માટે કેટલાક નવીન પાત્રો પણ ઉમેરવામાં આવ્યા છે. હવે અમે આ નવલકથા લખવામાં કેટલે અંશે સફળતા મેળવી છે, તે અમારા વાંચકો જેમ જેમ આગળ વાંચતા જશે, તેમ તેમ તેમને ખાત્રી થતી જશે.

અમારી આ નવલકથાનો પ્રારંભ આઠમી સદીની શરૂઆતમાં થાય છે. કલ્યાણપતિ ભુવડ ચાલુક્યની ગુર્જર દેશને જીતવાની જબરદસ્ત મહત્વાકાંક્ષા તૃપ્ત થઇ ગઇ હતી. આખા ગુજરાતમાં તેના સૈનિકો પોતાની મરજી મુજબ વિહાર કરતા હતા. મહારાજા જયશિખરીના પ્રાણથી પણ પ્યારો દેશ પરતંત્રતાની જંજીરોથી જકડાઇ ગયો હતો. પંચાસરનો

ઝળહળતો સૂર્ય અસ્ત થઇ જવાની સાથેજ ગુજરાત દેશ પારકા રાજ્યની સત્તાના અંધકારમાં ડુબી ગયો હતો. ગુર્જરપતિની ચમકતી તરવારની ધારને ક્ષણ માત્ર ફીકી પાડી દેનારા પ્રતાપી ગુજરાતના ઠાકોરો, સામંતો, રાવળો, ભાગીદારો, જમીનદારો અને મોટા મોટા સરદારો નિષ્પ્રભ-ઝાંખા પડી ગયા હતા. પંચાસરનો સૂર્ય તેઓને તેજસ્વી બનાવતો હતો ત્યાં સુધી તે પર પ્રકાશી તારાઓ ગુર્જરભૂમિના સ્વચ્છ, પવિત્ર, નિષ્કલંક અને સ્વતંત્રતાના આકાશમાં ચમકતા હતા પણ કલ્યાણપતિ ભુવડ રૂપ રાહુએ તે સૂર્યને ગ્રહણ કરતાંજ તે તારાઓ પણ તેજહીન અને નિઃસત્વ થઇ ગયા. ગુજરાતની ભૂમિ અનાથ થઇ. પરદેશી રાજાના હાથમાં ચાલી ગઇ. ગુજરાતના સરદારોએ ફક્ત પોતાના પ્રાણ બચાવવા માટે સ્વતંત્રતા અને કીર્તિની જબરદસ્ત કિંમત આપીને ગુલામગીરી વેચાતી લીધી હતી. તેઓ પરતંત્રતાની બેડીઓથી જકડાઇ ગયા હતા. વિજયી ભુવડ અને તેના પ્રતિનિધિના દરબારમાં ગુલામ બની ગએલા ગુર્જર સામંતોની બહુજ ભીડ થતી હતી. તેઓમાં-હાજી હા કરવાની બાબતમાં તેઓમાં-પરસ્પરમાં અહમહમિકાનો આરંભ થઇ ગયો હતો. ગુલામગિરીમાંજ તેઓને ભૂષણ લાગતું હતું અને તેમાંજ તેઓ અભિમાન પણ માનતા હતા.

## પ્રકરણ ૩ જું.

સંસારમાં સર્વ મનુષ્યો સરખા હોતા નથી અને તેમની માન્યતાઓ એક સરખીજ હોય, એ પણ બનવા જોગ નથી. એજ ન્યાયે ભુવડના રાજ્યમાં હાજી હા કરનારાઓમાં એક એવો પણ શૂરવીર પુરૂષ હતો કે-જે ખરા અંતઃકરણથી હાજી હાને ધિક્કારતો હતો. તેને

ગુલામગિરીની અનહદ ચીડ હતી. સ્વદેશ અને પોતાની પરમપવિત્ર માતૃભૂમિ સાથે નિમકહરામ થઇ-દ્રોહ કરી-દુશ્મન કલ્યાણપતિનો જયજયકાર કરનાર સામંતોના સહવાસમાં તેના જેવો શૂરવીર પુરૂષ રહે, એ અશક્ય હોવાથી તે પોતાની મેળેજ દેશપાર થયો હતો. વિજયી દેશનો ત્રાસ, તેના અનહદ જુલમો, તેણે કરવા માંડેલો છળ આદિકનો નાશ કરવાની પોતામાં શક્તિ નથી, તેથી ઉત્પન્ન થતા ખેદથી, પોતાની દ્રષ્ટિસમક્ષ થનારા અનાચારો અને અત્યાચારોથી તથા દીનપ્રજાની થતી ખરાબી પોતાની નજરે જોવાની કઠોરતા તેનામાં ન હોવાથીજ તેણે પોતાની મેળે દેશવટો લઇ લીધો હતો.

ભર જુવાનીમાં ઉગતી આશાઓ અને ઉમેદોનો, ખાસ મહત્વાકાંક્ષાની અભિલાષાઓ અને ચિત્તની ઉદાત્તમાં પણ ઉદાત્ત મનોવૃત્તિઓના વસન્તનો આવી રીતે અન્ત થયો. જેનું હૃદય સર્વદા ગુજરાતના અલૌકિક વૈભવ સંપન્નતાનો સરસ, મનહર અને રમણીય ચિત્રપટ રંગવામાંજ રંગાઇ ગયું હતું તે રમણીય ચિત્રપટ ઉપર કાળાશ ભૂંસી દેવામાં આવી, જે હાથ ગુજરાતની પ્રતિષ્ઠા વધારવા માટેજ સ્ફુરતા હતા તે હાથ પરતંત્રતાના બંધથી બંધાઇ ગયા-નિર્જીવ જેવા થઇ ગયા. ઉદાત્ત વિચારો, ઉત્કૃષ્ટ ભાવનાઓ, ઉચ્ચ વૃત્તિઓ, અનુપમ આકાંક્ષાઓ અને જીવનનાં મુખ્ય સિદ્ધાંતો તેમજ માન્યતાઓ આદિક સર્વે પરતંત્રતાના દાવાનળમાં દાઝી ગયાં. કલ્યાણપતિના જુલમી અમલની નીચે ચગદાતી જન્મભૂમિમાં જુવાનીની મહત્વાકાંક્ષાઓને માટે યથેચ્છ સ્થાન ન રહેવાથી તેને પોતાની ભાવનાઓ આને હતી નહતી કરવી પડી ! એ પુરૂષ કોણ હતો ?

વાંચક ! જ્યાં સુધી સાનુકૂળ સમય ન આવે ત્યાં સુધી આપણે હવેથી તેને વનવાસીના નામથીજ સંબોધીશું.

વનવાસીનું લગ્ન વિમલદેવી નામક એક સ્ત્રી સાથે થયું હતું. તે બન્નેનાં શરીરજ ફક્ત ભિન્ન હતા પણ આત્મા તો એકજ હતો. તેઓ એકજ હીરાના બે ઘાટ જેવા હતા. એકજ રૂચિ, ધ્યેય, આકાંક્ષા, સદ્‌ગુણ, લોલુપતા અને પ્રેમ આદિક તેઓમાં એક સરખાંજ હતાં. વિમલદેવી એ વનવાસીના પરમ પ્રેમના પરિપૂર્ણ કોમલ અને પવિત્ર પ્રતિબિંબ જેવી હતી. વનવાસી માનતો હતો કે—વિમલા સુંદર હોવાથી સંસાર સુંદર છે અને તે પવિત્ર હોવાથી પૃથ્વી પણ પવિત્ર છે.

અપાર્થિવ પ્રેમ વિમલાનું પાર્થિવ સ્વરૂપ ધારણ કરી અવનીમાં અવતર્યો હતો. તે પ્રેમપ્રભુના સંયોગમાં—સહવાસમાં તેના જીવનના દિવસો સપાટાબંધ વ્યતીત થયા હતા અને થતા.

ચાલુક્યપતિ ભુવડે ગુજરાતદેશ પાદાક્રાંત કર્યો છે, તેની તરવાર ગુજરાતીઓના મસ્તક ઉપર લટકે છે, ગુજરાતીઓના દુઃખદ અવાજો હમેશાં તેના કર્ણ પ્રદેશપર ન અથડાયા હોત તો તે વિમલાના સુખદ સહવાસમાં જીવન વ્યતીત કરત. જો કે—જુલમનો બદલો જુલમ કરનારને આપવાનું અશક્ય હતું છતાં જુલમથી પીડાતી અનાથ પ્રજાને બચાવવાનું ફક્ત તેના હાથમાં હતું. કલ્યાણના લુંટારાઓએ લુંટીને નિરાધાર કરી મૂકેલ, ગુર્જર પ્રજાના માણસોને તેને ત્યાં અન્ન—વસ્ત્ર, સહાયતા અને સાંત્વન સદા સર્વદા તૈયારજ રહેતાં. આ કામમાં વિમલા વનવાસીને સંપૂર્ણ સહાય આપતી. દુઃખીના સાંત્વન માટે અને તેઓને મદદ કરવા તે દયાની દેવી જ્યાં જ્યાં જતી ત્યાં ત્યાં તેના પતિની ઉદારતાને માટે ધન્યવાદજ તેના સાંભળવામાં આવતા. તે વાત શ્રવણ થતાંજ તે પતિવ્રતા પવિત્ર પ્રમદાને પરમ પ્રસન્નતા પ્રાપ્ત થતી અને અનુપમ આનંદનો અનુભવ થતો. અનહદ આનંદના આવેશમાં આવી પરમ તેજસ્વી પ્રેમથી

વિકસિત થએલા, શ્યામકમળને લજ્જીત કરે એવા, નયનોથી તે પોતાના પતિ નારાયણનું દર્શન કરતી અને બોલતી કે—" નાથ! પરમાત્મા પોતેજ પોતાના સદ્‌ગુણીય અને સુંદર સ્વરૂપે સંસારમાં મારેજ માટે તો પ્રકટ નહીં થયા હોય?" તે સાંભળી તેનો પતિ તેને કહેતો કે—"પ્રિયે! ફક્ત નિર્બળ પરોપકારમાંજ તારા આ વનવાસીને કૌતુક જણાતું નથી. તેના વિશાળ કાર્યની સીમા જો કે સંકુચિત થઇ ગઇ છે છતાં પણ જ્યાં સુધી પરોપકારનો કિંચિત્ અંશ મારામાં વિદ્યમાન છે ત્યાં સુધી તો હું મને પોતાને ગુલામ થએલો સમજીશ નહીં. તેં મને ટેકો આપવાથી હું મારી ફરજ બજાવું છું અને વિમલા! તેમાંજ મારૂં શ્રેય છે અને તેમ કરી સાથે સાથે હું તારૂં પણ શ્રેય સાધું છું. દિવ્યદેવી! જે સમયે કૃતજ્ઞતાથી પ્રફુલ્લિત થએલી પોતાની મુખમુદ્રા વડે જ્યારે બીજાઓ તારી સામે જુએ છે, તે સમયે મને પણ તારા અતુલનીય અને અનુપમ સૌંદર્યમાં નવીન મોહકતા દેખાઇ આવે છે. દયા અને પ્રેમના આકાશમાં ક્ષણે ક્ષણે મધુર પ્રભાની ઊર્મિઓ ઉછાળતી અને ચમકતી ચાંદની પ્રમાણે દેવી! તારી પરમ રમણીય રૂપરાશિ પણ ચમકે છે. આવી રીતે સૌંદર્ય અને સદ્‌ગુણોનો સંયોગ—ઉત્કર્ષ તારામાં થએલો હોવાથી તું મને સુસુંદર સ્વરૂપમય પરમેશ્વર જેવોજ કહે છે. તારા આ અનુપમ ઉદાર હૃદયને શું નામ આપવું વારૂ?"

વનવાસીના મુખેથી આવાં વચનો સાંભળતાંજ દિવ્યપ્રેમની પ્રતિમા વિમલાના ગોરા ગુલાબી ગાલ ઉપર હાસ્યની છટા જણાતી—તે જરા જરા સ્મિતહાસ્ય પણ કરતી. તેની આંખો આનંદના આંસુઓની તેજસ્વી મુક્તામાલા તૈયાર કરતી. તે ગુલાબ અને તે દિવ્યમોતીની માળા પતિદેવના કંઠમાં પહેરાવી તે તેની સ્નેહપૂજા કરતાં કરતાં બોલતી કે—"સ્વામિન્! તમારા નેત્રોને હું સદાએ સુંદર દેખાવું એજ મારૂં આ-

લોકનું અને પરલોકનું ધ્યેય છે. તેજ મારા મને અમર્યાદિત અને અનુપમ હર્ષ છે. આપના પવિત્ર પ્રેમને માટેની યોગ્યતાની પદવીએ આપે આ દાસીને ચઢાવી છે, એજ મારી મુક્તિ છે. નાથ, આપના મનોહર મુખ ચંદ્રથી મારા પ્રેમ સાગરને ભરતી–ઓટ શિવાય ભરતી–જ આવેલી હોય છે.” આવા પ્રેમમય એકાંતમાં તે પવિત્ર દમ્પતિના જીવનનો સમય વ્યતીત થતો હતો.

એક દિવસે પાછલા પહોરે એક સરદાર જેવા ધંધાવાળા પુરૂષની છાયા તે દંપતિના દ્વારમાં પડી, તે વિમળાના જોવામાં આવી. આવેલા ગૃહસ્થે તે ઘરના માલેકની ચોકસી કરી અને તેને મળી તેની સાથે એક એકાન્ત ઓરડામાં બેસી કાંઇક મસલત પણ કરી. અચાનક વનવાસી બહાર આવ્યો અને પોતાના મનુષ્ય હરદયાળને ચાર ઘોડેસ્વાર તૈયાર કરવાનું અને પોતાને માટે પણ એક ઘોડો તૈયાર કરી રાખવા, તેને આજ્ઞા કરી. ત્યાંથી જતી વખતે વનવાસીએ વિમળાને કહ્યું– “પ્રિયે! અહીંથી વનોડ પાસેજ છે. આવેલા મેમાનને હું ત્યાં પહોંચાડી આવું છું. બહુ વખત લાગશે નહીં. આજે ચોથ છે અને ચંદ્રોદય થતાં થતાં તો હું પાછો અહીં આવી પહોંચીશ.”

એમ કહી વનવાસી મેમાનની સાથે ચાલ્યો ગયો.

## પ્રકરણ ૪ થું.

સંધ્યાનો સમય થયો. પશ્ચિમ દિગ્વધુના મુખ ઉપર થોડા સમય પહેલાં છવાએલી લાલાશ ધીમે ધીમે વિલય પામી ગઇ. આકાશના ઉપવનમાં ચાંદનીની શીતલ અને તેજસ્વી પ્રભા પૂર્ણપણે પથરાઇ ગઇ. તે સમયે વિમળા પોતાના મકાનના ઓટલા ઉપર બેઠી હતી.

આટલા સમયમાં આટલા લાંબા વખત સુધી પતિનો વિયોગ સહન કરવાનો સમય તેને માટે આ પહેલોજ હતો. તેને એક જાતની ઉદ્વિગ્નતા થઇ. તેની આંખો પૂર્વદિશાના પડદાની પાછળથી ધીમે ધીમે ઉપર આવતા તારાઓ તરફ ઉત્સુકતાથી જોતી હતી. તેનો જીવન ચંદ્ર પણ તેજ દિશાએથી આવવાનો હતો. રાત્રિ થઇ. વિમળાએ પોતાના પરિવારને રજા આપી તેમને વિશ્રાંતિ લેવાનું કહ્યું. તેનો વૃદ્ધ સેવક હરદયાળ તેની વાત ન સાંભળતાં તેની જેમજ પોતાના માલેકની અતિશય ઉત્સુકતાથી વાટ જોતો ઘરના દરવાજાની પાસેજ બેઠો હતો.

"ચંદ્રની તેજસ્વી પ્રભા વિસ્તાર પામી! આકાશની પ્રાંગણ-ભૂમિકામાં ઉજ્વલ મલમલ પાથરવામાં આવી હોય, તેમ ભાસ થાય છે. તેઓ હમણાં આવશે, હું તેમને અહીંથી જોઇ શકીશ. મારો ચંદ્ર પોતાના પરિપૂર્ણ તેજથી સામેના મેદાનના મધ્યમાં વિરાજમાન થશે." એટલું કહી વિમલા તે તરફ જોવા લાગી અને તેની ધારણા પ્રમાણે તેને ભાસ પણ થયો. તેને તે નિરખી નિરખીને જોવા લાગી. પોતાને થએલો ભાસ ખોટો છે, તેને બદલે ચંદ્રદેવ પોતેજ એકદમ ઉદયગિરીના મસ્તકે આવી વિરાજમાન થએલો તેને દેખાયો. તે નિરાશ થઇ. તે નિસાસો નાંખીને બોલી—"રે ચંદ્ર! હું કાંઇ તારી વાટ જોઇને બેઠી નથી."

જેમ જેમ ચંદ્ર ઉંચે ચઢવા લાગ્યો તેમ તેમ વિમલાના હૃદયમાં બેચેની વધવા લાગી. તેની ચિત્ત વૃત્તિઓ અસ્થિર થઇ. મન મુંઝાયું. ચંદ્રની ઉપર કોઇક વાદળ આવ્યું એટલે વિમલાને સામે દેખાતી ટેકડી ઉપર ચળચ્છાયા પડેલી દેખાતાંજ વિમલા પોતાની ચલિત દૃષ્ટિને એકદમ એકાગ્ર કરી છાયા તરફ જોતી અને તે છાયાના પ્રભાવથી પોતાનો પ્રિયતમજ પોતાના અનુયાયિઓ સાથે દોડતો ચાલ્યો આવે છે, એવો તેને ભાસ થતો.

એટલામાં ચંદ્રની ઉપર આવેલ અભ્રપટલ દૂર થઇ છાયા નષ્ટ થઇ જતી અને તે ટેકડી ઉપર દુગ્ધનો પ્રવાહ વહેતો હોય, તેમ તેને દેખાતું. ત્યાં પોતાનો પ્રિયતમ નથી, અને તેના અનુયાયિઓ પણ નથી, વૃક્ષ અને પક્ષીઓ પણ નથી ત્યારે મારા પ્રાણનાથ ક્યાં છે ? આમ તેને થતો આનંદ વિષાદમાં ફેરવાઇ જતાં તે બોલી ઉઠી " હજુ કેમ નથી દેખતા-કેમ નથી આવતા ? નાથ ! કોઇ દગો તો નથી થયો ને ? "

આ વિચાર તેના મનમાં આવતાંજ તેના સર્વ શરીરમાં ભયનો સંચાર થયો. તેની કમનીય અને નાજુક કાયા કંપવા લાગી. તે ફરી બોલવા લાગી—

"આ સમયે ગુર્જરદેશમાં અંધાધુંધી નથી અને લુંટફાટ પણ બંધ થઇ છે. સર્વ ગુર્જરદેશે વીરવ્રતની દીક્ષા લીધી છે. આવી સ્થિતિમાં ભય શાનો ! તેમને લઇ જવા માટે જે ગૃહસ્થ અહીં આવ્યો હતો તે પણ તેમનો મિત્રજ હતો ને ? તો પછી ભય શા માટે રાખવો ? " વિમલાને થએલી આ શંકાનું સમાધાન કોઇ રીતે થયું નહિ-પણ તેને બદલે ઉલટો વધારે ભય લાગવા માંડયો.

લગભગ સૂર્ય અસ્ત થવાને સમયે વનવાસી વનોડના કિલ્લાની પાસે પોતાના મિત્ર સાથે જઇ પહોંચ્યો. ખાઇ ઉપર પુલ છોડવામાં આવ્યો. પોતાના અનુયાયિઓ સાથે અને તેડવા આવેલા ગૃહસ્થની સાથે વનવાસીએ કિલ્લામાં પગ મૂક્યો. તે કિલ્લાના દરવાજા ઉપર રાજા ભુવડના સિપાઇઓ પહેરો ભરતા હતા. તે જોતાંજ વનવાસીની નિર્વિકાર, શાંત અને ગંભીર મુખમુદ્રા ઉપર સંતાપ અને ક્રોધની જવલંત પ્રભા ચમકવા લાગી. તે સાથેજ પોતાની સાથે આવેલા માણસ તરફ તેણે જોયું. પોતાની તરફ વનવાસીએ જોયું તેનો ઉદ્દેશ તે

ગૃહસ્થના ધ્યાનમાં આવી ગયો અને તેણે દાંત હોઠ કરડતાં કહ્યું– **"વનવાસી ! માતૃભૂમિને માટે !"** આ પરમ પવિત્ર મંત્રનું શ્રવણ થતાંજ તેની સંતપ્ત થએલી મુખમુદ્રા એકદમ ગંભીર થઇ ગઇ. સૂર્ય નારાયણે અસ્તાચળરૂપ દુર્ગમાં અને વનવાસીએ વનોડના દુર્ગમાં એક સાથેજ પ્રવેશ કર્યો.

તે દુર્ગના એક દીવાનખાનામાં વનવાસીને બેસાડી તે ગૃહસ્થ બીજી તરફ ચાલ્યો ગયો. વનવાસી કંઇક શંકિત અને કાંઇક વિચારી મુખમુદ્રાએ તે દિવાનખાનાનું નિરીક્ષણ કરવા લાગ્યો. તેને બહુ વખત સુધી વાટ જોતાં બેસી રહેવું પડયું નહિ. તરતજ તે ગૃહસ્થ હાથમાં ઝગહળતો એક દીપક લઇ ત્યાં આવ્યો. બિછાયત ઉપર પડેલી થાળીમાં પડેલી સમાઇમાં દીપક મૂક્યો. એક વખત તેણે ચોક્કસ તપાસ કરી જોઇ કે તે દિવાનખાનાના દરવાજા અને બારીઓ બંધ છે કે નહિ. પછી તે ગૃહસ્થ વનવાસી પાસે આવીને ધીમે અવાજે બોલ્યો–" ઠાકોર સાહેબ ! તમારી પાસે જે વિશ્વાસુ થાપણ હું અત્યારે આપવાનો છું, તે બાબતમાં તમારે ભગવાન્ શ્રી એકલિંગજીના અને સર્વ ક્ષત્રિયોને પૂજ્ય એવી સમશેરનાં સોગંદ લેવાં પડશે." એમ કહીને તે ગૃહસ્થે હસતાં હસતાં તેની પાસે એક તરવાર મૂકી.

" મુરારદાસજી ! હું કોઇ પણ કાળે સોગંદ ખાતોજ નથી. આ કઠિન સમયમાં જે વાતની મને કાંઇ પણ ખબર નથી તેને માટે સોગંદ લેવા એ મારા મનને ઠીક લાગતું નથી. જો તમને તમારા ગુર્જરબંધુ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોય તોજ તમે તમારી છુપી વાત કહો. તે છુપી વાત મારા મનને અને આચરણને માટે કલંક લગાડનારી નહીં હોય તો મારો એક શબ્દ સોગંદ બરોબર છે. એમ ચોક્કસ સમજજો ! "

" શું તમે સોગંદ નહીંજ લ્યો ? "

"નહિ. આજે નહીં અને કોઇ કાળે પણ નહિ!"

"જો એમજ હોય તો હું તમારા ઉપર વિશ્વાસ મૂકી શકતો નથી."

"બસ, હવે મારૂં કામ પૂરૂં થયું. કૃપા કરી મને રજા આપો. અત્યારે મારે મારા ઘર તરફ અત્યારે જવુંજ જોઇએ." એમ કહી વનવાસી ઉઠીને ઉભો થઇ ગયો.

"જરા થોભી જાઓ! વનવાસી! તું બાળચેષ્ટાઓ શું ભૂલી ગયો? મારી વાત તું સાંભળ. જે છુપો ભેદ હું તને કહેવાનો છું, જે થાપણ તારે સ્વાધીન કરવાનો છું તેનું મહત્વ બહુજ જબરદસ્ત છે. વનવાસી! તારા સિવાય બીજો કોઇ માણસ હોત તો તેના સોગંદથી, મ્હારા મનનું જરાપણ સામાધાન થાત નહિ. તારા વચન ઉપર મને નાનપણથીજ વિશ્વાસ છે અને તારો શબ્દ એજ પ્રતિજ્ઞા છે; એ હું જાણું છું છતાં સમયજ એવો વિપરીત છે કે—મને મારી જાતનો પણ વિશ્વાસ નથી. મારી નિરર્થક સાવચેતી માટે તું મને દોષ દઇશ નહીં અથવા તો ગુસ્સે થઇ માઠું લગાડીશ નહિ."

એટલું કહી મુરારદાસ દિવાનખાનાની જોડમાંજ આવેલી એક ઓરડીમા ગયો. જતી વખતે તેની મુખમુદ્રા નિઃશંકતાના આદર્શરૂપ હતી પરંતુ જ્યારે મુરારદાસ ઓરડીમાંથી પાછો આવ્યો ત્યારે તેની મુખમુદ્રા ઉપર ભય અને શંકાની છાયા છવાએલી સ્પષ્ટપણે દેખાતી હતી; જોરથી પગલું મુકવામાં પણ તેને ભય લાગતો હતો. પગનો અવાજ ન થવા દેતાં તે વનવાસીની પાસે આવીને બેઠો અને પલાંઠીની નીચે સાથે લાવેલી લોઢાની નાનકડી પેટી દબાવતો બોલ્યો—"તમે મહારાજા જયશિખરીના સાળા સૂરપાળને જાણતાજ હશો?"

"હા." વનવાસીએ ઉત્તર આપ્યો.

"ગુજરાત દેશના બચાવ માટે—તેની સ્વતંત્રા જાળવવા માટે—

મહારાજાએ પંચાસરના રણસંગ્રામમાં દેહત્યાગ કર્યો. તે સમયે સૂરપાળ છુટાજ રહ્યા હતા અને દુશ્મનોને હેરાન કરવાનો તેમણે આરંભ કરી દીધો હતો. ગુજરાતને સ્વતંત્રતાનું દિવ્ય તેજ અર્પણ કરનારી મહારાજાની જીવનજ્યોતિ ઓલવાઇ જતાંજ ગુજરાતનું તેજ હરાઇ ગયું. સૈનિકો બેદિલ થઇ ગયા અને આવા વખતે ઠાકોર સુરપસિંહે વિશ્વાસઘાત કર્યો અને તેથી સુરપાળ કેદ થયા."

આટલું કહી તે થોભી ગયો અને વનવાસીના મુખ તરફ જોવા લાગ્યો. વનવાસીનું નિસર્ગ સૌંદર્યમય રમણીય મુખમંડળ તેજસ્વી થઇ ગયું. તે સંતાપ અને ખેદથી બોલ્યો—

"અને તે નિમકહરામ બાપ તેમજ દીકરો ગુજરાતની ભૂમિ ઉપર લીલા લ્હેર કરે છે! હાય રે દુર્દૈવી ગુજરાત! તારી આ કેવી દુર્દશા?

"વનવાસી! શાન્ત થા. આપણે શૂરવીર સૈન્યના ઘેરામાં ઘેરાએલા છીએ, એ ધ્યાનમાં રાખ અને મારૂં કહેવું શાન્તચિત્તે સાંભળી લે!"

"ઠીક છે. હવે મારા મુખમાંથી એક અક્ષર પણ નિકળશે નહિ!"

"જ્યારે સુરપાળ કેદ થયા ત્યારે હું પણ તેમની સાથે કેદીજ હતો. મારા નામ વિગેરેથી દુશ્મનો અજાણ્યા હોવા સબબ મારા ઉપર સખતાઇ જરા ઓછી હતી અને તેથીજ હું ત્યાંથી ન્હાસી છૂટયો. સુરપાળને પણ મુક્ત કરવાનો મારો વિચાર હતો પણ દગો થયો અને તેમના ઉપર સખત પહેરો મૂકવામાં આવ્યો. હું ફરી ગોઠવણ કરી તપાસ કરતો હતો ત્યારે એક વૃદ્ધ ભાટ પત્ર અને લોઢાની પેટી લઇ મારી પાસે આવ્યો. આ વાતને આજે ત્રણ વર્ષ થઇ ગયાં છે. સુરપાળનો છુટકારો થયો નથી. તે આ પત્ર. વનવાસી, તું વાંચ એટલે સર્વ સમજી શકીશ."

વનવાસી પત્ર વાંચવા લાગ્યો. તે પત્ર નિચે પ્રમાણે હતો:—

**પ્રિય મુરારદાસજી !**

" ઠાકોર સઈપજીની દગલબાજીથી હું કેદમાં છું. કદાચિત મારે અહીં દેહત્યાગ કરવો પડશે. સાથેની પેટી એ મહારાણી રૂપસુંદરની વંશપરંપરીય થાપણ છે. તેમનો તપાસ કરી તે તેમને સોંપી દેવી. જો કદાચિત્ કમનસીબે અને ગુજરાતના દુર્ભાગ્યે તેમનો પત્તો ન લાગે તો તેનું રક્ષણ તુંજ કરજે. જો તારા પ્રાણ જવાનો સમય આવે તોજ આ થાપણ ગુજરાતના બીજા કોઇ સુપુત્ર પુત્રને જોઇ તેને સોંપજે અને તેને કહેજે કે—' જો આ પેટી ગુજરાત સ્વતંત્ર થયા પહેલાં ઉઘાડી તો તેની આગળ પાછળની ચાલીસ પેઢીઓ રૌરવનરકમાં જશે. એવો મારો શાપ છે ! ' ભાગ્યયોગે જો મહારાણી રૂપસુંદરીને પુત્ર પ્રાપ્ત થાય તો તેને જ્યારે ગુજરાતની ગાદી ઉપર બેસાડવામાં આવે ત્યારે આ પેટી ઉઘાડવી. કમનસીબે મહારાણીના વંશનો અંત આવે તો જે શૂરવીરના હાથમાંના હથોડાથી ગુજરાતની પરતંત્રતાની બેડીઓ તુટે તેનેજ હાથે આ પેટી ઉઘાડવી અને મારા પ્રિય ગુજરાત દેશને અર્પણ કરવી—તેમજ તેજ શૂરપુરૂષનો સર્વ ગુજરાતીઓએ જયજયકાર કરવો.

ભાઈ મુરારદાસ! મને આશા છે કે—તું આ પત્રમાંના દરેકે દરેક અક્ષર પ્રમાણે વર્તીશ. છતાં હું તને ફરી સાવચેત કરૂં છું કે, તને આ લોકની પરવાહ હોય, ઇશ્વરનો ભય હોય અને ગુર્જરભુમિ પ્રત્યે જરા પણ પ્રેમ હોય તો મારા લખવા મુજબ વર્તજે."

લિ. દુર્ભાગી સૂરપાળ.

"તમને મારા તરફથી આ બાબતમાં કેવા પ્રકારની મદદ જોઇએ છે ?"

"ઠાકોર, મારા ઉપર આ સમયે બહુજ કઠિન સમય છે. ભુવડના સૈનિકો સેનાપતિ ભાર્ગવના આવવાનીજ વાટ જુએ છે. આ કિલ્લાને બચાવવાનું હવે મારામાં સામર્થ્ય નથી–હિંમત નથી. કારણ કે મારી પાસે સૈન્ય થોડું છે અને તે પણ બેદિલ–અંડખોર થયા જેવું છે. આવતી કાલે ભાર્ગવ અને તેનો પિતા બન્ને ભુવડના નામે આ કિલ્લાનો કબજો લેશે અને તેના સૈનિકો કિલ્લામાં લુટ ચલાવશે. હવે મારાથી સૂરપાળની આજ્ઞા પ્રમાણે આ પેટીનું કોઈ પણ રીતે રક્ષણ કરી શકાય તેમ નથી. આજે હું સુરપાળની આજ્ઞા મુજબ આ પેટી તને સોપું છું."

જરા પણ આનાકાની ન કરતાં વનવાસીએ તે પેટીનો સ્વીકાર કર્યો. તે પેટીની બન્ને તરફના કડાઓમાં તેણે ચામડાની એક દોરી બાંધી અને તેને પોતાના પેટની સાથે બાંધી લીધી. ઉપરથી સેલું વીંટી લીધું અને પછી તેની ઉપર કમરબંધ બાંધ્યો. આવી રીતે–કોઇ ન જાણી શકે કે ન શંકા લઈ શકે તેવી રીતે–પેટીને પોતાના શરીર ઉપર છુપાવી લીધા પછી વનવાસી ત્યાંથી જવા માટે ઉઠયો. તેના બન્ને હાથ પોતાના હાથમાં લઇ મુરારદાસ બોલ્યો–" ઠાકોર ! તમે પવિત્ર ગુર્જરભૂમિના સુપુત્ર છો છતાં પેટીને માટેનો શાપ–આપ ધ્યાનમાં રાખજો–ભૂલશો નહિ."

"તે માટે તમે બિલકુલ ચિંતા ન રાખશો. મારી આંખો સિવાય તે બીજા કોઇની નજરે પણ–કોઇ કાળે–પડશે નહિ. તમારી જેનોજ મારા ઉપર વિકટ પ્રસંગ આવશે તો ફક્ત તેજ વખતે આ પેટી કોઇ વિશ્વાસુ પુરૂષની નજરે પડશે. ચાલો, ત્યારે હવે અમને રજા આપો !"

"આટલી બધી ઉતાવળ શા માટે કરો છો ? જરા થો......

"ક્ષમા કરો. મારી વિમલા મારી વાટ જોઇનેજ બેસી રહી હશે

અને મારે જવું જ જોઇએ. આપને જ્યારે ઠીક પડે ત્યારે-તમે ગમે તેટલા દિવસને માટે-મારે ત્યાં મહેમાન તરીકે મહેમાની સ્વીકારવા પધારજો. મારી વિમલાને મારો બાળપણાના લંગોટીયા મિત્રના આગમનથી અત્યંત આનંદ થશે."

થોડીજ વારમાં ઘોડા તૈયાર થઇ ગયા. ત્યાંથી થોડાજ સમયમાં વનવાસીએ પ્રયાણ કર્યું. આસપાસ ફરનારા દુશ્મનના સિપાઇઓના બબડવા તરફ તેણે ધ્યાન આપ્યું નહિ અને આપ્યું હશે તો તેવું દર્શાવ્યું પણ નહિ. ઘોડાઓને એડી મારતાંજ તેઓ વાયુ વેગે ચાલવા લાગ્યા. વનવાસીએ પાસેનોજ-ટુંકો-જોખમ ભરેલો રસ્તો છોડી દીધો અને દૂરના નિર્ભય રસ્તે થઇ તેણે ગાઢ જંગલમાં ઘોડાઓને પ્રવેશ કરાવ્યો.

---

## પ્રકરણ ૫ મું.

---

અંધકારનું અસ્તિત્વ છતાં રસ્તો પૂર્ણ પરિચિત હોવાથી વનવાસી વગર હરકતે માર્ગ આક્રમણ કરવા લાગ્યો. વનવાસીનો ઇમાનદાર પ્રિય ઘોડો સૌથી આગળ નાચતો ચાલતો હતો. અવની ઉપરના અંધકારનો નાશ કરતો રજનીનાથ-રોહિણીપતિ-ઉદયાચળ ઉપર આવતો હતો. તેના ધવલ ઉજ્વલ કિરણો ગગનોદરમાં ભરાતા હતા. એ આવિર્ભૂત થનારી સુધાધવલ કિરણસંતતિને જોતાંજ વનવાસીના હૃદયાકાશમાં પણ પ્રેમચંદ્રના કિરણો ઉદય પામવા લાગ્યા. "આજ સમયે પોતે પાછો આવશે, એવું આશ્વાસન વિમલાને પોતેજ આપ્યું છે. માટે તે પોતાની વાટ જોતી ઓટલા ઉપર બેઠી હશે, પોતાનાજ વિચારો કરતી હશે, મારી પ્રતિક્ષા કરતી હશે. તેને પોતાના મકાનની

સામેના મેદાનમાં મારો ઘોડો જોઇ અત્યંત આનંદનો અનુભવ થશે. અરે ચંદ્ર! તે હૃદયંગમ પ્રસન્નતા અને પ્રફુલ્લતા આગળ તારી પ્રસન્નતાની પ્રભા ઝાંખી પડી જશે. તારા કિરણ કરતાં પણ મારી પત્નીના પ્રેમસ્નિગ્ધ દૃષ્ટિકિરણો મારા ઉપર પડશે. અહાહા! હું ઘોડા ઉપરથી નીચે ઉતરીશ કે તરતજ 'આ કેટલી બધી વાર' એવી પ્રેમરોષમય પુષ્પાંજલી મારા ઉપર પડશે."

એવા એવા પ્રેમના અનેક વિચારો વનવાસીના હૃદયસાગરમાં ઉદ્ભવતા હતા. આ વિચારોની આગળ તે દુર્ભાગી ગુજરાતને પણ ભૂલી જતો. હતભાગી ગુજરાતને પોતે સુખી કરી શકશે નહિ, પરંતુ પોતાના જીવનજળમાં જે પ્રેમની માછલી રમણ કરે છે-વિહાર કરે છે, તેના સુખને માટે પોતાથી બનતા દરેક પ્રયત્નો કરી તેને તો અવશ્ય સુખી કરવીજ! એ વિચાર પણ તેના અંતઃકરણમાં ઉદ્ભવ્યા વિના રહી શકતો નહિ.

વનોડની પાસે આવતાંજ તેણે પોતાનો ઘોડો નદી તરફ વાળ્યો તેટલામાંજ ગામમાંથી "દોડો! દોડો! બચાવો-બચાવો!!" એવી બૂમ તેના સાંભળવામાં આવી. તરતજ તેણે ઘોડો થોભાવ્યો. કોલાહલના અને શસ્ત્રોના ખણખણાટનો અવાજ પાસેની ગલ્લીમાંથી આવે છે એ તેના ધ્યાનમાં આવતાંજ તેણે પોતાની સાથેના માણસોને ઇશારો કર્યો. એક માણસના હાથમાં પોતાના ઘોડાની લગામ આપી વનવાસી પોતાના ત્રણ સાથીદારો સાથે જ્યાં કોલાહલ થતો હતો ત્યાં આવ્યો.

ત્યાં ભુવડના ચાલીસ પચાસ માણસોની સાથે બે ગુર્જર શૂરવીરો ઝુંઝતા હતા તે જોઈ વનવાસીનું રક્ત ગરમ થઇ ઉછળી આવ્યું. તેના સાથીઓએ 'ભગવાન શ્રી એકલિંગજીનો જય!' એવો પ્રચંડધ્વનિ કર્યો. તે ઝૂંઝતા લોકોની તરવારો વનવાસીની સાથે આવેલા

ગુર્જરવીરોની તરવારો પણ ચમકવા લાગી. વનવાસી અને તેના ત્રણ સાથીઓએ ચાર દુશ્મનોની લાસો પૃથ્વી ઉપર પછાડી. આમ અચાનક પોતાને આવી મળેલી મદદ જોતાંજ એકાકી લડનારા બન્ને વીરોમાં બમણું શૂરાતન આવ્યું. તે બન્નેમાંના એક વૃદ્ધ શરવીરે તો એકદમ આગળ આવીને-ફૂદકો મારી-બે દુશ્મનોના મસ્તક ધડથી જુદા કરી નાંખ્યા. દુશ્મનોને કાપતો વનવાસી તે વૃદ્ધવીરની મદદે જતો હતો. તેટલામાં દુશ્મનોએ તે વૃદ્ધવીરને ઘેરી લીધો. ચારે તરફથી તેજસ્વી તરવારો તેના ઉપર આવવા માટે હવામાં ઉપર ઉચકાઇ. આવા વિકટ વખતે વનવાસીની રણચંડિકા સ્વરૂપ સમશેર જો વચમાં ન ઘુસી હોત તો તે વૃદ્ધવીરના શૂર શરીરના સેંકડો કટકા થઇ જાત. વનવાસીએ ઉપરને ઉપરજ કેટલાક ઘા પોતાની તરવાર ઉપર ઝીલ્યા અને કેટલાક પાછા વાળી દીધા છતાં અછડતી તરવારોના એક બે ઘા તે વૃદ્ધને લાગ્યા. વૃદ્ધવીરની આસપાસ થએલી ગરદીને વીખેરી નાંખી તે વૃદ્ધવીરને વનવાસીએ પોતાના સાથીઓને સોંપ્યો અને રમણબાગ એવી ઇશારત કરી. વૃદ્ધના એક સાથીદાર અને એક પોતાના શૂરવીરની મદદથી વનવાસીએ શત્રુનો હલ્લો સાંકડી ગલ્લીના નાકા ઉપર થોભાવી રાખ્યો અને પોતાના અનુયાયિઓ સહ તે વૃદ્ધને ત્યાંથી સહીસલામત કાઢી દીધો. પોતાના દેખતાંજ પોતાના માણસોની સમશેરોને બુઠ્ઠી કરી નાંખનાર તે વીરવરોને જોઇ દુશ્મનના લશ્કરનો અધિકારી ચીડાઇ ગયો. પોતાના સૈનિકોને પ્હાનો ચઢાવવા અને ચીડાવવા માટે તે આગળ ધસી આવ્યો અને બોલ્યો—

" મારે ઠાકોર ચાંપાનું મસ્તક જોઇએ છે. આવતી કાલે ફક્ત એક પદ્મિની શિવાય આ અપાસર ગામની તમામ દોલત તમને ઇનામમાં અપાશે. માટે એકદમ આગળ વધો. "

તે સાંભળી દુશ્મનના સૈનિકોએ તેની ઉપર સખત ધસારો કર્યો. તેમની સામે ફક્ત ત્રણ સમશેરો વીજળીની જેમ ચમકવા લાગી. સામેથી ધસી આવતા દુશ્મનસૈન્યના અધિકારીના ખભા ઉપર વનવાસીની તરવારનો એક ઘા થયો. તરતજ તે સેનાનાયક ઉશ્કેરાયો. તે એકદમ-ખૂબ જોશથી-વનવાસી ઉપર હુમલો કરવા આગળ વધ્યો. સ્થિર દીપકની જ્યોતિ ઉપર, પોતાની મેળેજ જેમ પતંગીયું જઇ પડે છે તેમ તે ઉશ્કેરાયેલો અને સંતાપથી તપી ગએલો દુશ્મનસેનાનો નાયક વનવાસીની સમશેર ઉપર-પોતાની મેળેજ જઇ-પછડાયો. યુદ્ધ અટકી ગયું. બીજીજ પળે દુશ્મનના સૈન્યનો નાયક પરલોકે પ્રયાણ કરી ગયો. તેના મરણની વાત તેના સૈન્યમાં ફેલાઇ. તરતજ દુશ્મનો વનવાસીની આસપાસ ફરી વળ્યા. ચંદ્રના પ્રકાશમાં અસંખ્ય તરવારો ચમકવા લાગી. બધું જોખમ પોતાના ઉપર લઇ વનવાસીએ પોતાના સાથીઓનો રસ્તો કરી આપ્યો. દુશ્મનો જેટલા વનવાસી ઉપર ચીડાયા હતા તેટલા તેના સાથીઓ ઉપર ચીડાયા નહોતા. વનવાસીના હાથેજ પોતાનો નાયક મરાયેલો હોવાથી તેઓ ફક્ત વનવાસીનેજ મારી નાખવા ઇચ્છતા હતા. વનવાસીનું મસ્તક ઉડાવી ઇનામ મેળવવા દુશ્મનનો દરેક સૈનિક લડતો હતો. વનવાસીની સમશેર ચારે તરફ ફરતી હતી, છતાં હુમલાનું બંધન પોતાની આસપાસ વધારે ને વધારે વિંટાતું જાય છે, એ વાત વનવાસીના જાણવામાં આવી ગઇ. તે સમજી ચૂકેલો હતો કે-પોતાનું શરીર પાંચ દશ ક્ષણ પછી દુશ્મનોની તરવારોનું મ્યાન થઇ જશે અને તેથીજ પોતાની કાયાની જે જબરદસ્ત કિંમત આવે તે લઇ લેવાની ભીષ્મપ્રતિજ્ઞાથી તે દુશ્મનો સાથે યુદ્ધ કરતો હતો. એટલામાં તેના પગની નીચે કડડડ એવો અવાજ થયો અને તે દુશ્મનોની સાથે પૃથ્વીના ઉદરમાં સમાઇ ગયો.

ભોંયરામાં સંઘરી રાખેલાં ઘાસની ઉપર પોતે પડ્યો છે અને પોતાની જેમ દુશ્મનો પણ પડ્યા છે, એમ તેને થોડીવારમાંજ જણાઇ આવ્યું. ભાગ્યદેવીની અનન્ય કૃપા કે દયાથી રસ્તાનો કોઇ પણ ભાગ તેના ઉપર પડ્યો નહોતો પણ દુશ્મનોની ઉપર પડ્યો હતો અને તેની નીચે તેઓ દબાઇ ગયા હતા. વનવાસી બહુજ પ્રસંગાવધાની પુરૂષ હતો. તે એકદમ ઉઠીને ઉભો થયો અને છુટો થયો. તેને સામેજ એક દીપક દેખાયો તે તરફ તે દોડી ગયો. જે જગ્યાએ દીવો બળતો હતો તે પશુઓને બાંધવાની જગ્યા હતી. ત્યાં કેટલાક બળદો અને બે ઘોડાઓ બાંધેલા હતા. વનવાસી ત્યાં થોભ્યો નહિ. હજુ પણ દુશ્મનોનો કોલાહલ તેને સંભળાતો હતો. આખરે તે ઘરની બહાર નિકળ્યો. તે ગામની પાસે આવેલી નદી ઓળંગી તે પોતાની ઘણા વખતની જાણીતી ઉંચી જગ્યા ઉપર આવ્યો. ચંદ્રમાના ઉજ્વલ ધવલ પ્રકાશમાં માખણના પર્વત સમાન સામેજ દેખાતા એક પ્રાસાદ તરફ તેની નજર જતાંજ તેને વિમલાનું સ્મરણ થઇ આવ્યું. તે સ્મરણ થતાંની સાથેજ તરતમાં થએલ પ્રાણહારક યુદ્ધને તે ભૂલી ગયો! શાન્ત, સ્તબ્ધ અને આનંદિત અંતઃકરણે તેણે જ્યારે પોતાના આવાસમાં પ્રવેશ કર્યો ત્યારે તેના જોવામાં આવ્યું કે—પોતાની પરમ પવિત્ર પ્રાણપ્રિય ધર્મપત્ની ખાટલામાં સુવરાવેલા એક વૃદ્ધની સારવાર કરવામાં રોકાઇ ગઇ છે.

આ સમયે વિમલાનો પોશાક અત્યંત સાદો પણ સ્વચ્છ હતો. બહારના ભાગમાં ફેલાએલા ચંદ્રના પ્રકાશની જેવુંજ સ્વચ્છ વસ્ત્ર તેણે પરિધાન કર્યું હતું. ભ્રમરની શ્યામતાને પણ લજાવનારો કેશકલાપ તેની પીઠ ઉપર પ્રસરેલો હતો. તેમાં એક ગુલાબનું પુષ્પ શોભતું હતું. તેને ત્યાં સ્થાન મળવાથી તે જાણે હસતું—રમતું હોય, તેમ લાગતું

હતું; કે તેને ઉત્તમ સ્થળ પ્રાપ્ત થવાથી અનુપમ આનંદિત થયું હોય! તેના ગળામાંની મોતીની માળા તેના અંગના હલનચલનથી આમ તેમ અથડાતી હતી. કેતકીના કુસુમ જેવા કોમલ અને મધુર કરમાંના કનકકંકણો તેના હસ્તની ઉપર મંજુલ મંજુલ—મધુર મધુર—કૂજન કરતા હતા. તે અનુપમ રમણીનું રમણીય ચિત્ર તેવીજ સ્થિતિમાં એક ક્ષણ સુધી જોઇ શકાય, એવા હેતુથી વનવાસી ઉંબરામાંજ ઉભો રહ્યો. પણ સત્વર વિમલા ટટાર થઇ—ઉભી રહી. તેણે સ્હેજે દરવાજા તરફ જોયું તો તેને જણાઇ આવ્યું કે—પોતાનો પ્રિયપતિ પોતાની તરફ પ્રેમસ્નિગ્ધ દ્રષ્ટિએ જોઇ રહ્યો છે. ત્યાં આનંદનું તોફાન થયું. વિમલા જરા શરમાઇ જઇ પોતાના પ્રિયતમ તરફ જવા લાગી અને તેના વિશાળ બાહુના પાશમાં બદ્ધ થતાં બોલી—"કંથ! ક્યારે પધાર્યા?"

વક્ષઃ પ્રદેશની ઉપર મસ્તક મૂકીને ઉભી રહેલી રમણીની હડપચી ઉંચી કરી તેનું મનમોહક મુખકમલ ઉપર કરતાં વનવાસીના મુખમાંથી ઉદ્દ્ગાર નિકળ્યા કે—"વિમલ! પ્રિય વિમલ!

કોઇ દિવસે વિમલા પતિનો વિયોગ થએલો ન હોવાથી વારંવાર પતિના મુખ તરફ જોવાની અભિલાષા રહી રહીને તેના હૃદયમાં ઉદ્ભવતી હતી. પોતાને લાડ લડાવનાર પતિના પ્રેમોત્ફુલ્લ મુખકમલ તરફ જોતાં તેના ભવ્ય અને વિશાલ ભાલ પ્રદેશ ઉપરથી એક રક્તબિંદુ ઉતરતું નીચે આવી પોતાના ગાલ ઉપર આવીને ચડ્યું, એ તેના જોવામાં આવ્યું. તે જોઇ કોમલ કલેજાવાળી કામિની કંપી—જરા ગભરાઇ અને ચમકી. એકદમ તે ગભરાતી ગભરાતી બોલી ઉઠી કે—"હૃદયેશ્વર! હાય—હાય—! ઓ પરમાત્મન્! આ રક્ત શાનું? નાથ, કંઇ ઘા તો નથી લાગ્યો ને?"

"પ્રિયે! જેને માટે યુદ્ધ થયું તે સહિસલામત છે એટલામાં બધું આવી ગયું."

"ઓ માડી! આ રક્તનું ટીપું નહીં પણ એ તો રક્તનો પ્રવાહ છે. પ્રાણવલ્લભ! કહો ન કહો પણ તમને જબરો ઘા લાગ્યો હોય એમ જણાય છે."

"મારા પ્રાણ બચાવનારને ઘા તો નથી લાગ્યો ને?" વચમાંજ ખાટલામાં પડેલા વૃદ્ધે વિમલાની વાત સાંભળીને કહ્યું.

"ના—ના—જખમ વખમ કોઇ નથી. અમસ્થું જરા વાગ્યું છે એટલુંજ." પોતાના કપાળની ઉપર આવેલા વાળને દૂર કરતાં વનવાસીએ કહ્યું. પણ વાળ પાછળ ખસેડતાં થએલો ઘા કેવો છે, કેટલો છે, તેની કલ્પના તેણે તરતજ કરી લીધી. તે ઘા જોઇ વિમલા તો ગભરાઇ ગઇ. તેને ગભરાએલી સ્થિતિમાં—જોતાંજ તેનું સમાધાન કરવાના ઉદ્દેશથી વનવાસીએ હસતાં હસતાં કહ્યું:—

"પ્રિયે! જરા શાન્ત થા. આમ એકદમ ગભરાઇ ન જા. અરે! પણ તું કેટલી બધી બીકણ છે? ચાલ, એ બધું જવા દે, હવે તું તારાજ હાથે તેની સારવાર થવા દે. એટલે એકદમ બધું ઠીક થઈ જશે—તારા હાથનો સ્પર્શ થવાંજ તે હતો ન હતો થઇ જશે.

તેનો અનુપમ આનંદજનક અવાજ, તેની તેજોમય આંખમાં ચમકતો વિનોદ અને તેના હોઠ ઉપર કુદરતી રીતે રમણ કરતું હાસ્ય જોઇને વિમલાના ગભરાઇ ગએલા હૃદયનું સમાધાન થયું. વિમલાએ એકદમ પાસેજ પડેલા પાણીના પાત્રમાંથી પાણી લઇ પોતાના પતિના કેસ અને ઘા ધોઇ નાખ્યા. પછી સારા અને સ્વચ્છ વસ્ત્રથી ઘા અને વાળ લુછ્યાં એટલામાં તેનો સેવક એક જાતની વનસ્પતિનો મીણ જેવો પદાર્થ લઇ આવ્યો. તે પદાર્થ વિમલા ઘામાં બહુજ સાવચેતીથી ભ-

રવા લાગી. તે વખતે વનવાસીને ચક્કર આવ્યાં છતાં ધીરજ ધરી રહ્યો વિમલાએ જોઇતો પદાર્થ ઘામાં ભર્યો અને ઘા ઉપર પાટો બાંધી દીધો. પોતાનો સેવક વૃદ્ધની સારવાર કરવામાં ગુંથાયો છે, વૃદ્ધની નજર પણ પોતાની તરફ નથી એ જોઇ પ્રેમની પવિત્ર પ્રતિમા સ્વરૂપ વિમલાએ ઘા ઉપર પાટો બાંધતાં બાંધતાં પોતાના પતિના મુખ ઉપર ચોરીને ધીમેથી એક ચુંબન લઇ લીધું. મિંઢો ચોર સાહુકારોમાં બેઠો હોય ત્યારે તે જેવા શરમિંદો હોય છે, તેવીજ સ્થિતિ આ સમયે વિમલાની થઇ. ધન્યતાથી અપાર્થિવ પ્રીતિથી મધુરૂં મધુરૂં હાસ્ય કરતા નયનો પોતાની તરફ જોઇ રહ્યા છે, એ તેના જાણવામાં આવતાંજ લજ્જાની અને અવર્ણનીય અનુપમ આનંદની મનોહર છટા તેના મુખમંડળ ઉપર દેખાવા લાગી. મુખ નીચુ. કરી વાંકી નજરે તે પોતાના હૃદયેશ્વર વનવાસી તરફ જોવા લાગી.

અહાહા ! આ સમયે કયા અદ્દભુત અને અલૌકિક સુખનો, દૈવી પ્રેમનો અને અનુપમ આનંદનો આસ્વાદ—અનુભવ તે દંપતિ લેતાં હશે ?

વ્હાલા વાંચક ! તે આનંદના આસ્વાદનું વર્ણન કરવાની શક્તિ આ તુચ્છ લેખિનીનામાં કયાંથી હોય ? તે તો અનુભવીઓજ જાણે !

## પ્રકરણ ૬ ઠું.

પોતાની હર્ષની સમાધિમાં તે દંપતિ નિમગ્ન હતા ત્યારે બેઠા થએલા વૃદ્ધ પુરૂષે કહ્યું—

“પરોપકારની પવિત્ર પ્રતિમા જેવા અને શૂરવીર વનવાસી ! તમે આજે અપાસરના ઠાકોર ( ચાંપાજી ) ને જીવનનું દાન આપી જન્મોજન્મનો ઋણી કર્યો છે !”

"મારા ગુજરાત દેશને જે વિભૂતિ અત્યંત પ્રિય છે, તેના પ્રાણ બચાવવામાં હું કારણભૂત થયો તેને લીધે મારા હાથનું અને જીવનનું સાર્થક્ય થયું એમ હું માનું છું—સમજું છું!" વનવાસીએ હર્ષથી કહ્યું.

"તે હાથ અને જીવન સદા—સર્વદા આવાંજ કૃત્યો કરી કૃતાર્થ થાય, એમ હું ઇચ્છું છું અને વનવાસી—ઠાકોર, જુલમ, અત્યાચાર, અનાચાર અને વિશ્વાસઘાતનો અટકાવ કરનાર હજુ પણ એક શૂરવીર પુરૂષ છે અને તે રાજા ભુવડના પણ જાણવામાં આવી શકશે."

"શું વિશ્વાસઘાત?" વચમાંજ વિમલાએ ઉત્સુકતાથી પૂછ્યું.

"વનવાસી, વિશ્વાસઘાત થયો અથવા થશે એટલુંજ નહિ એ વિશ્વાસઘાતથીજ ગુજરાતના સર્વસ્વનો નાશ થયો છે. તેનો મને પોતાનેજ આજરાત્રે અનુભવ થયો છે."

"તે કેવી રીતે?"

"આજે સવારે અપાસરમાં એક લશ્કરી ટુકડી આવી. ઠાકોર ધવલ મારા નાના ભાઈ થાય છે અને તેમની ઉપર રાજદ્રોહી હોવાનો આરોપ છે. તે પોતે અજ્ઞાતવાસમાં છે અને તેમનો પુત્ર અજબ મારી પાસેજ રહે છે. પિતાની ગેરહાજરીમાં તેના પુત્રને સંભાળવાની જવાબદારી અને જોખમદારી મારા ઉપર છે. હું અપાસરનો ઠાકોર કે જાગીરદાર નથી છતાં મહારાજા જયશિખરીથી અને વંશપરંપરાથી મારા નામ ઉપર ઠાકોરની પદવી ચાલીજ આવે છે. ભાઇ ઘેર ન હોવાથી અપાસરની તમામ વ્યવસ્થા—મારે કરવી પડે છે. મારા ભાઇના હિતનું સંરક્ષણ કરવાનું ધર્મકર્તવ્ય મારેજ માથે હોવાથી અને આવેલી ટુકડી પિંઢારાઓના જેવીજ હોવી જોઇએ, એવી મારી માન્યતા દૃઢ થવાથી મેં તેને કિલ્લામાં કે ગામમાં પેસવા દેવાની ના પાડી. ભુવ-

ડના દરબારમાં મારી થોડી ઘણી બીક હોવાથી તે ટુકડી તો પાછી ચાલી ગઇ. આવું ફરી ન બને અને આવા પ્રકારની મૂર્ખાઇ તેઓ ન કરી શકે, એટલા માટે હું એકદમ છડી સ્વારીએ વંનોડ ગયો. રાજપ્રતિનિધિની મુલાકાત લીધી અને તેણે કરેલ હુકમ પાછો ખેંચી લેવાની ફરજ પાડી. મારૂં વજન પડવાથી ફરી આવું તોફાન થશે નહીં, એવું તેણે મને વચન પણ આપ્યું અને ઘણુંજ સન્માન—આદરસત્કાર કરી મને ત્યાં રોકી લીધો. પણ અફસોસ કે ત્યાંજ દગો થયો—વિશ્વાસઘાત થઇ ગયો. હું એક કેદી થઇ દિવાનખાનામાં પડ્યો. હું છડોજ હતો. ફક્ત બે પ્યાદાજ મારી સાથેજ હતા અને તે પણ કેદ થઇ ગયા. વિશ્વાસઘાત થએલો જાણુતાંજ—જોતાંજ—રાજપ્રતિનિધિ સૂર્યાજી અને તેના પુત્ર ભાર્ગવ એમની જીભમાં મધુરતા અને હૃદયમાં હલાહલ ! એવી નીચવૃત્તિની વાતો જે હું સાંભળતો હતો તેનો કડવો અનુભવ મને થયો. ત્યાર પછી મારો છુટકારો કરવાની ખટપટ કરવા લાગ્યો. પણ જ્યાં જોઉં તો હું છટકી ન જઇ શકું તેવો બંદોબસ્ત કરવામાં આવેલો મારા જોવામાં આવ્યો. આખરે દરવાજો તોડી નિકળી જવાનો નિશ્ચય કર્યો અને મેં દરવાજો તોડવાનો આરંભ કર્યો કે તરતજ દરવાજો ઉઘાડ્યો અને ત્રણ જવાનો હાથમાં બેડીઓ અને હથોડા લઇ મારી સમક્ષ આવી ઉભા રહ્યા. તેમને જોતાંજ મારા ક્રોધનો અવધિ થયો. હું તરવાર હાથમાં લઇ તેમની સામે ધસ્યો તેટલામાં તો તે ત્રણેમાંના એક જણાએ પોતાની સાથેનાજ એક માણસના માથા ઉપર હથોડાનો ઘા કરી તેને પૂરો કરી નાંખ્યો. મેં પણ એક જવાનનો જીવ લીધો. તે ત્રણમાંથી જે બાકી રહ્યો હતો તે મારો પોતાનોજ સેવક હતો. તેણે આગળ વધવાની મને ઇશારત કરી અને પોતે મારી પાછળ થયો. મને અપાસરના સંબંધમાં બહુજ ચિંતા

હતી. મને કેદ કરી ચંડાળો તે તરફ નહીં ચઢી ગયા હોય અને કદાચ મારાં સ્ત્રી, પુત્ર અને પુત્રી ઉપર જુલમ તો નહીં ગુજારતા હોય, એવી મને શંકા આવી પણ તે શંકાનું સમાધાન મારા સેવકે કર્યું. અમે બન્ને ત્યાંથી નિકળ્યા. રસ્તામાં આવ્યા, ત્યાં તો દુશ્મનોએ કોલાહલ કરી મૂક્યો અને અચાનક ભાર્ગવ આવ્યો અને તેણે અમને અટકાવ્યા. જો અમે નદી ઓળંગી ગયા હોત તો સહિસલામત રીતે સુખેથી ઘેર મ્હોંચી ગયા હોત. ત્યાર બાદ શું થયું તે તમે જાણો જ છો. ”

“ મને લાગે છે કે, તે દુષ્ટ ભાર્ગવ મારા હાથે મરાયો. પરમ દિવસ સુધી તો અપાસરને માટે કોઇ પણ પ્રકારનું જોખમ નથી. દુશ્મન આવતી કાલે બીજીજ તરફ ધાડ પાડવાના છે. ત્યાર બાદ......

વનવાસી આગળ કાંઇક બોલે ત્યાં તો બે ચાર સેવકો ત્યાં આવ્યા. તેમને એટલો બધો તો દમ ચડ્યો હતો અને તેઓ એટલા બધા તો ગભરાઈ ગયા હતા કે તેઓ સારી રીતે-નિરાંતે દમ પણ લઇ શકતા નહોતા. અંદર આવતાંજ તેઓ બોલી ઉઠયા કે—

“ઉઠો! ન્હાસો! પ્રાણ બચાવો! દુશ્મનોએ પુંઠ પકડી છે.”

“વેર! વેર! લોહીનો બદલો લોહીથી લ્યો! એક મસ્તકને બદલે બે મસ્તક કાપી નાખો!” એવો ભયંકર કોલાહલ તે મકાનના બહારના ભાગમાં થયો.

“ નાથ! ન્હાસી જાઓ! ” વિમલાએ પતિ તરફ જોઈ બૂમ પાડી

“ શું હું ન્હાસી જાઉં ? અને તે પણ ક્યાં ? આવી ભયંકર આફતમાં તને અને સરદારને અહીંજ છોડીને શું હું ન્હાસી જાઉં ? ” વિમલાનું ન સાંભળતાં વનવાસીએ કહ્યું.

" ઠાકોર, આ વખત લડવાનો નથી. દુશ્મનો ઘણા છે. સાંભળો! દુશ્મનનો કોલાહલ સાંભળો! ઠાકોર, જો તમને તમારી ધર્મપત્ની પ્રત્યે પ્રેમ હોય, તેની તમને જરૂર હોય અને મારા ઉપર કરેલ ઉપકાર વ્યર્થ ન જવા દેવા હોય તો એકદમ ન્હાસી જાઓ!" ખાટલામાં ઉઠીને બેસતાં તે વૃદ્ધ ઠાકોરે કહ્યું.

" નાથ! ન્હાસી જાઓ કે મને મરેલી જોવા માટે અહીંજ ઉભા રહો!" વિમલા અત્યંત દીનતાથી બોલી.

એટલામાં તો કોઇ જબરદસ્ત પદાર્થ વડે દરવાજા ઉપર ઘા થાય છે, એવો અવાજ તેઓના સાંભળવામાં આવ્યો અને તરતજ વનવાસીના બીજા બે સેવકો આવ્યા તથા બોલ્યા-" હવે થોડાજ સમયમાં દરવાજો તુટી જશે. માટે અન્નદાતા! છુપાઇ જાઓ! નહીં તો સર્વસ્વનું સત્યાનાશ થઇ જશે. આપણા ફક્ત આઠ દસ માણસો વધારે વખત હવે સેંકડો દુશ્મનોની સામે કોઇ પણ રીતે ટકી શકે થી."

" અન્નદાતા! આ સેવકોનું કહેવું બરાબર છે. પેલી તરફ અનાજનો એક કોઠાર છે તેમાં જઇને છુપાઇ જાઓ." તેના સેવક હરપાળે વનવાસીનો હાથ ઝાલીને કહ્યું. વિમલા પણ પ્રાર્થના કરતી હોય તેમ બોલી કે:

" નાથ! આપણા હરપાળનું કહ્યું માનો. હું તમને પ્રાર્થના કરૂં છું કે-તે કહે છે તેમ તમે કરો. હું જીવતી રહું એમ જો તમારી ઇચ્છા હોય અને તમારો મારા ઉપર જરા પણ પ્રેમ હોય તો એક પળનો પણ વિલંબ ન કરતાં એકદમ અહીંથી નિકળી જાઓ."

વિમલ! શું હું તને છોડીને ન્હાસી જાઉં? નહીં-નહીં! મારૂં આ......

"અન્નદાતા! આ હરપાળના શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તમે વિમલબાની જરાપણ ચિંતા ન કરો!" હરપાળે કહ્યું.

"ઠાકોર! એકદમ ચાલ્યા જાઓ. નિરર્થક હઠ કરવામાં શ્રેય નથી. નકામાં વાદવિવાદ કરવામાં અર્થ નથી." વૃદ્ધ ઠાકોરે ફરી કહ્યું.

"નાથ! જાઓ—ચાલ્યા જાઓ! મારે માટે જરાપણ ચિંતા ન કરો. દુશ્મનોનો કોલાહલ અને તમારી હઠ એ બન્ને મારા હૃદયના ચુરેચુરા કરી નાંખે છે." વિમલા વનવાસીને પગે પડતાં બોલી.

"તમે બધા મારી સાથે ચાલો. પેલા અનાજનાં ભોંયરામાં આપણા તમામનો સમાવેશ સારી રીતે થઇ શકશે. ઠાકોર, ઉઠો. તમારે માટે આ સર્વ બનાવ બન્યો છે, જો હું તમને અહીં છોડી જઇશ તો તે દુષ્ટો તમારા પ્રાણ લીધા વિના રહેશે નહીં." બીજા પોતાના એ શૂરવીર મનુષ્યો તરફ જોતા તે બોલ્યો—"મારા વ્હાલા શૂરવીરો! તમે પણ અમારી સાથે ચાલો!"

"અન્નદાતા! તમે આગળ થાઓ. તમે જ્યાં સુધી ધારેલ સ્થળે સહિસલામત ન પહોંચી જાઓ ત્યાં સુધી અમે દરવાજો સાચવીશું."

હજુ દરવાજો તુટયો નહતો પણ ઉપરા ઉપરી થતા સખત આઘાતોથી તે તુટવાની તૈયારીમાં હતો.

તે વૃદ્ધ ઠાકોરને લઇ વનવાસી, વિમલા અને હરપાળ તે મકાનની બીજી તરફ આવેલા ધાન્યના કોઠારના ભોંયરા તરફ ગયા. ક્ષણે ક્ષણે દુશ્મનોનો કોલાહલ વધેજ જતો હતો. દરવાજાની ઉપર થતા ઘાથી ખડખડાટ—અવાજ થતો હતો. ભોંયરાની પાસે આવતાંજ પ્રથમ તો તે વૃદ્ધ ઠાકોરની કમરે દોરડું બાંધી અંદર ઉતારવામાં આવ્યા. હરપાળ બહુજ ઉતાવળ કરતો હતો તેને અટકાવી વનવાસીએ કહ્યું—"મારી ચિંતા ન કર પણ આ પેટી પહેલાં ભોંયરામાં

નાંખ!" વનવાસીએ પેટી કાઢી. અને તે હરપાળને આપી. તેને દોરી બાંધી તેણે ભોંયરામાં ઉતારી. તેની દોરી ઉપર ખેંચી લેવાય તેટલામાં તો દરવાજો તુટી ગયો. દુશ્મનનું સૈન્ય પાણીના પ્રચંડ પૂરની જેમ તે મકાનમાં ઘુસી આવ્યું. હવે તેમને અટકાવવાનું અશક્ય હતું. પળ બે પળમાં તે આવશે અને પોતાના સર્વસ્વનું સત્યાનાશ થઈ જશે, એમ હરપાળને લાગ્યું. પણ તરતજ તેના શરીરમાં એક પ્રકારની દૈવીસ્ફૂર્તિ–શક્તિ આવી. વનવાસીનો હાથ પકડી તે તેને એક ઝાડની પાસે લઇ ગયો અને તેને ઉપર ચઢાવતાં કહ્યું–' કૃપા કરી હવે આ ઝાડની ઉપર તો ચઢી જાઓ. " તે સાંભળી એક ચપળ બાળકની જેમ વનવાસી ઝાડ ઉપર ચઢી ગયો અને થોડાજ સમયમાં અદ્રસ્ય થઇ ગયો. પછી હરપાળે વિમલાનો હાથ પકડીને કહ્યું—" પુત્રી–મારી પ્રિય પુત્રી ! ગભરાઇશ નહીં. ચાલ મારી સાથે."

વિમલાને સાથે લઇ હરપાળ વૃક્ષની છાયામાં અદ્રશ થાય છે, તેટલામાં તો એકદમ દુશ્મનોની એક ટોળી તે મેદાનમાં આવી પહોંચી. પ્રચંડ પૂરનું પાણી જેમ મનમાનતી રીતે ગમે ત્યાં ફેલાઇ જાય તેમ દુશ્મનો તે મેદાનમાં ફેલાઇ ગયા. તેઓ જ્યાં ત્યાં ફરવા લાગ્યા. જે વૃક્ષની ઉપર વનવાસી છુપાયો હતો તેની નીચે જ બે સેનાનાયકો આવીને ઉભા રહ્યા. તેમાંથી એક માણસને સેનાનાયક પૂછવા લાગ્યો કે–" ભાર્ગવનું ખૂન કરનાર દુષ્ટ વનવાસી ક્યાં છે ? " તે બન્નેને જોતાંજ બીજા સૈનિકો તેમની તરફ આવવા લાગ્યા. તેમાંથી એક જણને અદબથી મુજરો કરતાં એક સૈનિકે કહ્યું. "હજુ તેનો પત્તો લાગ્યો નથી."

" ગમે તેમ કરી આ મકાનના ખૂણાખાંચરા શોધીને તેને જીવતો કે મરેલો પકડી લાવો."

તેટલામાં બે ચાર સૈનિકો હરપાળ અને વિમલાને પકડીને ત્યાં લઇ આવ્યા અને પોતાના નાયકને કહ્યું–" કદાચ આ બાઇને વનવાસીના ઠામ ઠેકાણાની ખબર હશે. માટે અમે એને પકડીને આપની પાસે લઇ આવ્યા છીએ. "

તે મકાનમાં વનવાસીને શોધવા માટે મશાલો સળગાવવામાં આવી હતી. તેનો ધૂમાડીયા રંગનો લાલ પ્રકાશ ચારે તરફ પ્રસરેલો હતો. વિમલાના શાન્ત અને ધીરોદાત્ત મુખમંડળ ઉપર તો તે લાલ પ્રકાશની પ્રભાનું બહુજ સારૂં પરિણામ થએલ દ્રગ્ગોચર થતું હતું. તેને જોતાંજ દુશ્મનના સેનાનાયકની ઉપર પણ ચમત્કારિક અસર થએલી દેખાતી હતી. તેની તરફ જોઈ તે બોલ્યો–" તેમને છોડી દ્યો અને અદબથી આઘે ઉભા રહો. " પછી વિમલાને ઉદ્દેશીને બોલ્યો–" બાઇ, તમે ગભરાશો નહીં. "

એટલામાં તે ઝાડની ઉપર કાંઇક હિલચાલ થવા લાગી અને એકદમ દસ બાર તીર સરરર કરતા વૃક્ષના પાંદડાઓમાં પેસી ગયા. તે જોઇ વિમલાના મુખમાંથી એક દીનતાથી ભરપૂર–કરૂણાજનક બૂમ ધીમેથી નિકળી પડી. તે તરતજ હરપાળના હાથમાં બેભાન થઇ પડી. હરપાળ તેને આશ્વાસન આપતાં બોલ્યો–" બ્હેન, આ શું ? ફક્ત એક જનાવરને માટે આટલી બધી દુઃખી ન થા."

ફરીને વૃક્ષની ઉપર તીર ફેંકાયા અને તે પણ વૃક્ષના પલ્લવોને વીંધી, ઉડીને કોણ જાણે ક્યાંએ અદ્રશ્ય થઇ ગયા. આ વખતે ખરેખર એક પ્રચંડ પક્ષી કર્કશ રીતે બરાડા પાડતો ઉડી ગયો અને તે દુશ્મનોના જોવામાં પણ આવ્યો.

આટલું થયું તે દરમિયાન વિમલાએ પોતાની ચંચળ થએલી ચિત્તવૃત્તિઓને શાન્ત કરી લીધી. ફરી તેની મુખમુદ્રા શાન્ત અને

ગંભીર દેખાવા લાગી. પોતાની સામે દ્રષ્ટિપાત કરનારા સેનાનાયકની સામે જોવાનું તેનામાં ધૈર્ય આવ્યું. થોડીવાર પછી તે બોલ્યો–" બાઇ ! આ તોફાની સિપાઇ તરફથી તમને વગર કારણે ત્રાસ થયો તેને માટે ક્ષમા કરો. તમને વિના કારણે સતાવવાની મારી ઇચ્છા નથી. અમારે તો ફક્ત વનવાસીનીજ જરૂર છે. સેનાનાયક ભાર્ગવનું તેણે ખૂન કરેલું હોવાથી તેણેજ પ્રાયશ્ચિત્ત લેવાની આવશ્યકતા છે. તેને પકડાવી દેવાના કામમાં અમને તમારા તરફથી મદદ મળશે તોજ તમારો છુટકારો થશે અને સમ્રાટ્ ભુવડ તરફથી તમને મહાન્ માન–સન્માન પણ મળશે. "

## પ્રકરણ ૭ મું.

" સેનાનાયક ! જરા વિચાર કરીને બોલો. હું તેમની ધર્મપત્ની છું–અર્દ્ધાગના છું. હુ નથી સમજી શકતી કે તમે મારા પતિને કયા અધિકારથી ખૂની કહો છો ? "

" જે કાયદાઓનો તેણે ભંગ કર્યો છે તે કાયદાઓના અધિકારથી હું તેને ખૂની કહું છું ! "

" એવા તે કયા કાયદા છે ? ફક્ત પરમાત્માને માટેના–અને માતૃભૂમિના કલ્યાણ માટેના–કાયદાઓ શિવાય તેઓ બીજા કોઇ પણ કાયદાઓને માનતાજ નથી. "

" સમ્રાટ્ ભુવડે જે કાયદાઓ કરેલા છે તેનો તેણે ભંગ કર્યો છે. વનવાસીએ તેમની રૈયતનાં ખૂન કર્યાં છે અને તેને માટે તેને તેવી જ શિક્ષા થવી જોઇએ–યોગ્ય પ્રાયશ્ચિત્ત આપવું જોઇએ–યોગ્ય દંડ કરવો જોઇએ ! "

"શું સમ્રાટ્ ભુવડનો કાયદો? એક જુલ્મી જાલિમનો કાયદો!! સેનાનાયક! તમે ચોક્કસ માનજો કે-તેઓ તો શું પણ અસલ બીજનો ગુજરાતી—ખરેખરો ગુજરાતી—તેના કાયદાને માનશે નહિ. તમે કહો છો કે-તેમણે ભાર્ગવનું ખૂન કર્યું છે, તેમ નથી પણ તેની દુષ્ટતાને માટે તેને યોગ્યજ પ્રાયશ્ચિત્ત આપ્યું છે. તેમણે એક વૃદ્ધવીરની ગરદન ઉપર પડતી સેંકડો જુલમી, અન્યાયી અને લુંટારાઓની સમશેરથી તેને બચાવેલ છે. તે અન્યાય અને સીતમના સમરાંગણમાં મરાયો. શું તમે એને ખૂન કહો છો? સામસામેના ન્યાયીયુદ્ધમાં ભાર્ગવ મરાયો તેથી શું તેના ઉપર વિજય મેળવનારે તેનું ખૂન કર્યું છે, એમ કહી શકાશે ખરૂં? સેનાનાયક! તેઓ ખૂની નહીં પણ સર્વ રીતે નિરપરાધી છે. મને અફસોસ થાય છે કે-આવી સૂર્યના પ્રકાશ જેવી સ્પષ્ટ વાત તમારા ધ્યાનમાં કેમ નથી આવતી?"

"બાઇ! તમારૂં અપમાન કરવાની મ્હારી ઇચ્છા નથી. પણ બહેન! જો તમારા સરખીજ જો મારે ભગિની કે ધર્મપત્ની હોત તો તે પણ આ મીરની બાબતમાં આવુંજ બોલત અને મારા પક્ષને સબળ બનાવત. હું આ બાબતની પૂરેપૂરી હકીકત જાણુતો નથી. જરા સ્પષ્ટતાથી તે હકીકત હું તમારે મુખેથીજ પહેલવહેલી સાંભળું છું. ભાર્ગવના નીચ સ્વભાવનો મને અનુભવ થએલો હોવાથી હું તમારી હકીકતની સત્યતામાં શંકા લઇ શકતો નથી. વનવાસી ખરેખર ગુજરાતનો કુળદીપક સુપુત્ર-પુત્ર છે. તેણે જે કાંઇ કર્યું તે ઉચિતજ કર્યું. આ મીરના દક્ષિણ દેશ ઉપર એવો પ્રસંગ આવ્યો હોત તો તે પણ આવીજ રીતે ચાલત. (અહીં જરા તેની પાસે જઇ સેનાનાયકે ધીમેથી કહ્યું.) તમે જે સ્થાને તમારા સૌભાગ્યને છુપાવ્યો છે, તે જો વનોડની સરહદની બહાર હશે, તો ઘણુંજ સારૂં થશે.

નહીં તો ભાર્ગવનો ક્રૂર કાકો સૂર્યાજી—વનવાસીને શોધી કાઢવા માટે—અને ભુવડના સૈનિકો પાછી પાની કરશે નહિ—તેમને શોધી કાઢ્યા વિના રહેશે નહીં.” પૂજ્યભાવે અને આશ્ચર્યથી વિમલા તરફ જોતાં સેનાનાયકે કહ્યું.

સેનાનાયક મીરનું ભાષણ સાંભળી પવિત્ર વિમલાનું હૃદય કૃતજ્ઞતાથી ભરાઇ આવ્યું. તેની આંખમાંથી બે ચાર આંસુઓ પણ પડયાં. તે સ્થિતિમાં તે હતી ત્યાં તો મીર ફરી બોલ્યો—“ધર્મભગિની ! મારા લાગવગનો ઉપયોગ કરી તમને ત્રાસ આપવામાં ન આવે તેવી હું ગોઠવણ કરીશ પરંતુ તે રાજપ્રતિનિધિ નીચ અને ક્રૂર હોવાથી હું તેની ખાત્રી આપી શકું તેમ નથી. રાજના હુકમથી મારે આ ઘરની ઉપર સખત પહેરો રાખવો પડશે; પણ તેમાં એક પણ સિપાઇ તરફથી તમને અથવા તમારા પરિવારને કાંઇ પણ કષ્ટ હું થવા દઇશ નહિ. અત્યારે તો હું તમામ સૈનિકોને લઇ જાઉં છું. આવતી કાલે સહવારથી આ ઘર ઉપર પહેરો બેસાડવામાં આવશે ત્યાં સુધીમાં જો વનવાસી ક્યાંક આસપાસમાં હોય તો ત્યાંથી દૂર—બહુજ દૂર—ચાલ્યા જવાની સૂચના કરજો.”

આટલું કહી તેણે પોતાની તરવાર ઉંચી કરી સર્વ સૈનિકોને એકત્ર થવાની આજ્ઞા આપી. વનવાસીની તપાસ નિષ્ફળ થઇ. તેને માટે ચારે તરફથી ના આવવા પછી તે સૈનિકોને ઉદ્દેશીને બોલ્યો—“ઠીક છે. રાજપ્રતિનિધિને આ ખબર આપી આગળ શું કરવું, તે માટે અન્ય આજ્ઞા મેળવવી જોઇએ. ચાલો, સર્વ સૈનિકો ! વનોડ તરફ પાછા ફરો.” સેનાનાયકની આ આજ્ઞા સર્વે સૈનિકોએ કબૂલ કરી. થોડી વારમાંજ સર્વ સૈનિકો વનોડ તરફ જવા લાગ્યા. સેનાનાયક મીરની પાસે બેચાર શરીરસંરક્ષકો રહ્યા તેમને જોઇ મીરે કહ્યું—“ તમો પણ

આગળ ચાલો, હું પણ તમારી પાછળ પાછળ આવું છું." તેમને ચાલી ગએલા જોતાંજ વિમલા ગદ્દગદિત સ્વરે બોલી–"ઉદાર હૃદયના નર ! આ અનાથ અબળા ભગિની ઉપર તમારા અનંત ઉપકાર થયા છે. તમારી ઉપર કદાચ આવો પ્રસંગ આવે—હું ચાહું છું કે તેવો પ્રસંગ નજ આવે પરંતુ કદાચ કમનસીબે આવે—તો તે સમયે તમારા અત્યારના સહાનુભૂતિ સૂચક શબ્દો જેણે જેણે સાંભળ્યા છે, તે અણીની વખતે અત્યંત કૃતજ્ઞતાથી તમારે માટે દોડી આવશે."

"સતી ! અંતઃકરણપૂર્વક પરમાત્મા પ્રત્યે કરવામાં આવેલી પ્રાર્થના કોઇ કાળે નિરર્થક થશે નહિ. પરમેશ્વર સત્યનો બેલી છે. હું મારા પ્રભુની નોકરી બજાવું છું. મારા અધિકારીઓની આજ્ઞા અમલમાં આણું છું. પ્રમાણિકતા અને સરળતાથી કાર્ય કરવું એ મારું કર્તવ્ય છે અને તેમાં જસ મળે કે અપજસ મળે-વિજય મેળવાય કે પરાજય પમાય તે તો પરમેશ્વરના હાથમાં છે. મારા મનને તો તે બન્ને-વિજય કે પરાજય—સમાનજ છે. અસ્તુ. હવે તમને નકામો ત્રાસ થતો હોય તો ઘરમાં ચાલ્યાં જાઓ એટલે પછી હું પણ રજા લઉં." સેના-નાયક મીરે કહ્યું.

વિમલા પોતાના હાથમાંની સોનાની રાખડી કાઢી તે મીરને આપતાં બોલી–" ઉદાર હૃદયી બંધુ મીર ! આજથી હું તમને મારા ભાઇ સમજું છું અને તેના સ્મરણ ચિહ્ન તરીકે આ રાખડી અર્પણ કરૂં છું–તેનો સ્વીકાર કરો. ભવિષ્યમાં આવાજ અક્ષય પરોપકારનાં કાર્યો તમારા હાથે થતાં રહે, એજ હું ચાહું છું."

"દેવી ! મારે પણ બહેન નથી. હવે માત્ર પરમાત્માએ મને તમારા જેવી સુશીલ અને સદ્દગુણી સતી ભગિની અર્પણ કરી છે, એ તેના ઉપકારને હું કોઇ કાળે ભૂલીશ નહિ. આ સુવર્ણમય રાખડી

આ દેહનો નાશ થતાં સુધી એક પરમ પવિત્ર ભગિનીના સ્મરણ ચિહ્ન તરીકે સદાને માટે મારા હાથપરજ રહેશે." મીરે વિમલા પાસેથી રાખડી લઇ આનંદથી કહ્યું અને થોડી વાર પછી હરપાળ તરફ વળીને કહ્યું—

"વીરપુરૂષ! તમે આ ગૃહના સેવક લાગો છો. હવે તમે મારી આ નવીન ભગિની અને તમારી સ્વામિનીને ઘરમાં લઇ જાઓ."

તે સાંભળી હરપાળ વિમલાને ઘરમાં લઇ જવા લાગ્યો. તેની પાછળ પાછળ મીર પણ ચાલતો હતો. વૃક્ષની ઉપર ફરી ખખડાટ થયો. વિમલાનું હૃદય તેમજ ધ્યાન તે વૃક્ષ તરફ આકર્ષાએલાં હોવાથી તે સાંભળવા લાગી. તેના હૃદયમાં ધ્રાસકો પડયો અને તે ભય પામી જરા ધ્રુજી. સભય નજરે તેણીએ પોતાની પાછળ પાછળ ચાલ્યા આવતા મીર તરફ જોયું. મીરની મુખમુદ્રા શાન્ત અને ગંભીર હતી. વિમલા પોતાની તરફ જુએ છે, તે જોઇ તેને આશ્વાસન આપતાં બોલ્યો—"બહેન! હવે હું તારો એક ધર્મનો ભાઇ છું માટે તું નિર્ભય થઇ શાન્ત થા—સ્વસ્થ થા."

વિમલા તરતજ ઘરમાં ગઇ અને મીર પોતાના સૈન્યની પાછળ પાછળ ચાલ્યો ગયો.

## પ્રકરણ ૮ મું.

"સંસારમાં આ સેનાનાયક મીરના જેવાંજ દરેક હૃદય પ્રેમાળ અને ઉદાર હોય તો જીતાએલા દેશના લોકો પ્રિય સ્વતંત્રતા અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્યને ભૂલી જઇ ગુલામગિરીનાજ ગુણગાન કરતા રહે. હું વૃક્ષની ઉપર ચહતી વખતે દુશ્મનની પાસેથી અત્યાચારનો બદલો

લેવાના જાપ જપતો હતો અને ભુવડના દરેક માણસનું સત્યાનાશ થઇ જાય, તેવો શાપ આપતો હતો પણ આ ઉદાર ગૃહસ્થની ઉદારતાથી હું તે વાત......

ઉપર પ્રમાણે વિચાર કરતો વનવાસી વૃક્ષની ઉપર છુપાએલો હતો. વિમલા અને મીરની વચ્ચે જે વાતચિત થઇ તે તેણે સાંભળી હતી. મીરે જ્યારે સૈનિકોને કુચ કરી જવાનો હુકમ કર્યો ત્યારેજ વૃક્ષ ઉપરથી નીચે ઉતરી તેનો આભાર માનવાની ઇચ્છા તેને થઇ આવી હતી. પણ કદાચિત્ પોતે બીજા કોઇ સૈનિક નજરે પડી જાય તો અનિચ્છાએ તે પોતાને કેદ કરે, એવા વિચારથી તે વૃક્ષની ઉપરજ છુપાઇને સ્વસ્થ ચિત્તે બેસી રહ્યો હતો અને ઉપર પ્રમાણેના વિચાર કરતો હતો.

તે વિચારમાળા વચમાંજ એક અવાજે તોડી નાખી. તે તેના સેવક હરપાળનો અવાજ હતો. તરતજ વૃક્ષપરથી ઉતરીને તે સેવકની સામેજ જઇને ઉભો રહ્યો. પોતાના જુવાન માલેકને જોતાંજ તેણે તેના સર્વ શરીર ઉપર સ્નેહથી પોતાનો હાથ ફેરવતાં પ્રેમવિહ્વલતાથી બોલ્યો—

" પ્રિય સ્વામિન્ ! તમે ખુશી છો—સહિસલામત છો ? તમને કંઇ જખમ તો થએલ નથી ને ? "

" હું દેહ અને શરીરથી સહિસલામત છું. એક બાણ જરા મને વાગ્યું ખરૂં પણ તેથી મને બિલકુલ ઇજા થઇ નથી. સાંભળ, દુશ્મનના સૈનિકો ચાલ્યા ગયા છે અને હવે મને મારી વિમલા પાસે જઇ તેને શાન્ત કરવા દે—આશ્વાસન આપવા દે ! "

વનવાસી તરતજ તે ઘરમાં ગયો. ત્યાં પતિપત્નીનું મધુર અને સુખદાયક મિલન થયું. અત્યાર સુધી વિમલાના વિમલ અંતરમાં

આવેલી ધૈર્યની ભરતી અદૃશ્ય થઇ ગઇ. પતિના બાહુપાશમાં પ્રવેશ કરતાંજ હવે પોતે નિર્ભય થઇ ગઈ છે, એમ તેને લાગ્યું. થોડા સમય પહેલાં બનેલો ભયંકર બનાવ તે પ્રેમઘેલી-ભોળી ભામિની ભૂલી ગઈ. તેને વનવાસીના વિશાળ વક્ષઃસ્થળ ઉપર સુખની મુર્ચ્છા આવી ગઇ. વનવાસી તેને પટાવતો થાબડતો બોલ્યો—

" પ્રિય વિમલ ! મારી તરફ જો. હુ સહિસલામત છું-ખુશી છું. મારા પ્રત્યે દગો કે વિશ્વાસઘાત થયો નથી. મારી પ્રેમ દેવતા ! તારી ધીરજને લઇનેજ આજે હું સહિસલામત રહી શક્યો છું. પ્રિયે! હવે તું શુદ્ધિમાં આવ અને મારા તરફ જો ! "

અહીં વિમલાને વનવાસીના હાથમાંથી હરપાળે લઇ લીધી. થોડીવાર પછી તે બોલ્યો—

" પ્રિયપુત્રી વિમલ ! ક્ષત્રિય કન્યા ગભરાઇ જશે તો પછી શી રીતે થશે ? ખરો પ્રસંગ તો હજુ આગળ છે. આજ તો ફક્ત તેની શરૂઆત થઇ છે. વિમલ ! તું વીરપત્ની અને વીરવધુ છે. તારા વડિલોએ તને ક્ષત્રિયબાળાને છાજે તેવુંજ શિક્ષણ આપેલ છે. જો તું આમ નિર્બળતા સ્વીકારી લઇશ તો પછી આપણો નિભાવ શી રીતે થઇ શકશે ? માટે બહેન ! હવે તું ધીરજ રાખ અને સત્વર સાવધ થઇ જા ! એ વાત ધ્યાનમાં રાખ કે મારા મામે અત્યારેને અત્યારેજ અહીંથી પાછા ચાલ્યા જવું જોઇએ.

" હા. નાથ ! તમારે જવુંજ જોઇએ. કદાચ દુશ્મનો પુનઃ અહીં આવી ચઢે અને આ ઘરને ઘેરી બેસે. આપ વધારે વખત અહીં રહેશો તો મહા અનર્થ થશે. દુશ્મનો અહીં આવી પહોંચે તે પહેલાંજ તમારે-અહીંથી દૂર-દૂર તે દુષ્ટ નરરાક્ષસોની શક્તિની મર્યાદાથી પણ દૂર તમારે ચાલ્યા જવું જોઇએ. હા, પણ તમે

જશો ક્યાં ? ” વિમલાએ સાવધ થતાં કહ્યું.

“ પ્રિયે ! અહીંથી પાસેજ અને તને છોડીને મારાથી દૂર જઈ શી રીતે શકાય ? વિંધ્યાચળની અપાર અને અગમ્ય ગુફાઓ અને ખાઇઓ કે જ્યાં આજ સુધી કોઇ માનવ પગ પણ મૂકી શક્યો નથી એવા ગીરીપાતની પાસેજ જઇને હું રહીશ અને સૂર્યોદય થતાં પહેલાં તો હું મારા ધારેલા સ્થળે જઈ પહોંચીશ. આવતી કાલનો સૂર્ય અસ્ત થયા પહેલાં તું તારા ખુશી ખબર કહેવરાવજે. ત્રણ વખત હરપાળ શંખ વગાડશે એટલે હું તેની સમક્ષજ પ્રકટ થઇશ.”

“ નાથ ! કૃપા કરી મને પણ સાથે લઇ ચાલો ! ”

“ મારી હૃદયેશ્વરી ! તું ગર્ભવતી છે અને તુંજ કહે કે તેવી વિકટ સ્થિતિમાં હું તને જંગલમાં શી રીતે લઈ જાઉં ? અને જંગલે જંગલ તથા ડુંગર–પહાડોમાં તને સાથે લઇ ક્યાં ક્યાં–કેવી રીતે હું ફેરવી શકું ? ”

“ હૃદયેશ્વર ! તેમ છતાં પણ શું તમે નથી જતા ? શું તમને કાંઇ પણ કષ્ટ થશે નહિ ? ભાલાની અણી જેવા ખડકો, આખા શરીરને કંપાવી નાખે તેવો ઠંડો વાયુ, અગ્નિ કરતાં પણ દાહક તડકો, એઓથી શું તમને કષ્ટ નહીં થાય ? દેવી દમયંતિ પતિ દેવને માટે શું જંગલે જંગલ નહોતી રખડી ? સતિ સીતાદેવીએ કંદમૂળની ઉપર વિકટ વનવાસ વ્યતીત નહોતો કર્યો ? હૃદયેશ્વર ! મારો પ્રેમ કઠિન ખડકોમાં દયા ઉપજાવી તેમનામાં મશરૂની તળી કરતાં પણ વધારે કોમળતા લાવશે. મારી તમામ શક્તિનો ઉપયોગ કરીને હું આપના માર્ગમાં આવતા કાંટા–કાંકરા દૂર કરીશ. મારા સ્નેહની શાલ આપને આનંદથી ઓઢાડીને હું આપના ટાઢ અને તડકાને

દૂર કરીશ. અમે અબળાઓ પતિના સહવાસ અને સેવામાંજ મરણ પામવાનું પસંદ કરીએ છીએ. વનવાસમાં અને આપના સહવાસમાં એક આનંદ શિવાય બીજી કોઇ પણ વિકૃતિ મારા ઉરમાં ઉત્પન્ન થશે નહિ—ઉદય પામશે નહિ. બોલો, ત્યારે તમે મને સાથે લઇજ જશોને ?"

"પુત્રી ! આવો હઠ ઘાતક થઇ પડશે. તમો બન્ને અદ્રશ્ય થવાથી દુશ્મનો જાણી જશે કે વનવાસી આટલામાંજ ક્યાંક છુપાએલ છે. પોતાના પ્રાણ કરતાં તેઓને તમારા પ્રાણનું મૂલ્ય વધારે હોવાથી શંકિત થએલા દુશ્મનોથી તમારો અને મારો પોતાનો તેમજ મારા માલેકનો બચાવ કરવાનું કામ બહુજ કઠિન થશે અને આખરે ઘાત પણ થશે. એ સર્વ રીતે બનવાજોગ—"

"પ્રિયે ! હરદયાળનું કહેવું સાચું છે. ત્યાં તું ધીરજ રાખી શકીશ નહિ અને હું કાંઇ બહુ દૂર જતો નથી."

"પણ તમારે બહુજ સંકટો સહન કરવાં પડશે. તમને પેટપૂર ભોજન મળ્યું કે નહીં, તે કોણ જોશે ? ખડક ઉપર તેનીજ કઠિન શય્યા અને ઓઢવા માટે આકાશનું અંબર, એવી સ્થિતિ તમે શી રીતે સહી શકશો ?"

"મારા હૃદયની દિવ્યદેવી ! ચિંતા ન કર ! આજથી તારા આ વનવાસીને ભાલાની અણી જેવા અણિયાળા ખડકો, ઉંડી નદીઓ, વાયુ અને વરસાદનાં તોફાન, શુષ્ક—નિર્જન—શૂન્ય—ઉજ્જડ કે ગાઢ જંગલ વિગેરેનો હવે કાંઇ ભય નથી. મારે મને ભૂમિની પથારી અને મશરૂની પથારી બન્ને સરખીજ છે. એક સમયે જે વનવાસ મારો પ્રિય વિહાર અને મનગમતી રમતી હતી તેજ હવેથી મારા પોતાના બચાવનું એક સાધન થયું છે. માટે પ્રિયે ! હવે મારે માટે તું નિશ્ચિંત થા !"

" પરમાત્મન્ ! હવે તો તુંજ બેલી છે. મારા સૌભાગ્યની ઉપર તારી કૃપાનું શીતળ અને અબાધિત છત્ર સદા સર્વદા રાખજે ! "

એટલું કહી વિમલાએ વનવાસીનું પગથી તે મસ્તક સુધી અવલોકન કર્યું. પોતાના પતિના પરમ પવિત્ર પાદપદ્મ પુનઃ પોતે જોઇ શકશે નહીં, એવું તો તેને નહીં લાગ્યું હોય ? તે તો કોણ જાણે !

" પ્રિયે ! તું વીરપુત્રી અને વીરવધૂ છે. આવી ભયભીત સ્થિતિનો ત્યાગ કરી દે ! જે જાતિમાં કુંતી, દ્રૌપદી, વિદુલા આદિક વીરાંગનાઓએ જન્મ ધારણ કર્યો હતો તેજ જાતિમાં તેં જન્મ ધારણ કર્યો છે. માટે હવે તું ધૈર્ય ધારણ કર. ક્ષત્રિયોને યોગ્ય એવા વીરવ્રતની દીક્ષાનો અંગીકાર કર. એ ધ્યાનમાં રાખજે હું ફક્ત મારા જડદેહને લઇનેજ જાઉં છું પણ પ્રાણને તો તારી પાસેજ મુકી જાઉં છું. જો તું તારો પોતાનો તિરસ્કાર કરીશ તો સમજજે કે—તેં મારા પ્રેમ અને આત્માનો તિરસ્કાર કર્યા જેવું કૃત્ય થશે. ભગવાન્ શ્રીએકલિંગજીના કૃપાપ્રસાદથી આપણે તરતજમાં આનંદના દિવસોનો ઉપભોગ લઇશું."

આવી રીતે વિમલાને ધીરજ આપી—તેનું સાંત્વન કર્યું. પોતાના પ્રેમની મુદ્રા ચુંબન રૂપે તેણે તેના ગુલાબી ગાલ ઉપર કરી. તેને શયનભુવનમાં પહોંચાડી તે બહાર આવ્યો ત્યાં તેનો નોકર હરદયાળ ઉભો હતો, તેને ઉદ્દેશીને કહ્યું—

" મારા પરમ વિશ્વાસુ હરપાળ ! આ સંસારરૂપ વિકટવનમાં મારા વિશ્રામના સ્થળ સમાન કેવળ એક માત્ર રમણી રત્ન—મારો આલોકનો સર્વ સુખનો ભંડાર—આજે હું તને સોંપીને જાઉં છું. મને નાનાથી મોટો તેં કર્યો છે. તેં મારૂં પાલન એક નોકર તરીકે નહિ પણ એક સ્નેહી તરીકે એટલુંજ નહીં પણ એક પુત્ર વત્સલ પિતાની જેમ કર્યું છે. "

આટલું કહેતાં તો વનવાસીનો કંઠ રૂંધાઇ ગયો. તેના મુખમાંથી સ્પષ્ટપણે શબ્દનો ઉચ્ચાર પણ થઇ શકતો નહોતો-છતાં તે અચકાતો અચકાતો બોલ્યો—

"તેજ પ્રેમથી–તેજ ભાવનાથી–તું તેનું સંરક્ષણ કરજે. એ કહેવું એ જો કે તારા પ્રેમમાં ઓછાશ જણાવવા જેવું છે, છતાં મારૂં ગાંડા જેવું ચિત્ત તને તેમ કહ્યા વિના રહી શકતું નથી. માટે હરપાળ ! હું તને ટુંકમાં એટલુંજ કહીશ કે–તું તેને સંભાળજે–સાચવજે-બચાવજે. એથી અધિક હું કાંઇ કહી શકતો નથી."

## પ્રકરણ ૯ મું.

"પ્રિય વત્સ ! મારા માલેક ! ફક્ત ચાર પાંચ ઘડીમાંજ વિપત્તિઓના વાદળનું કેટલું બધું ભયંકર તોફાન થયું ! આકાશમાંથી અચાનક રીતે આપત્તિઓનો વરસાદ ક્યાંથી વરસવા લાગ્યો ? આ ભયંકર સંકટો ક્યાંથી અને શી રીતે આવ્યા તે હું સમજી શકતો નથી. શા માટે પેલો અપશુકનિઓ અક્કરમી આવ્યો અને તમને લઇ ગયો ? તેણે તો આ બધો પ્રપંચ રચ્યો નહિ હોય ? હાય, મારા સ્વર્ગીય નંદનવનનો કેવો નાશ થઇ ગયો ? અરે ઓ પરમાત્મન્ ! સંસારમાં શું સદ્‌ગુણોની કે સતિઆઓની કિંમતજ નથી ? સત્ય, સતિઆઓ અને સદ્‌ગુણોનો વિજય થાય છે. જ્ઞાનીઓ કહે છે અને શાસ્ત્રો પણ જણાવે છે, શું તે બધું ખોટું છે ? અને જો તેમ ન હોય તો હવે અમને વિજય ક્યારે મળશે ? સંસારની ચોપાટ ઉપર અમારા ક્યારે પોબાર પડશે ? મારાં બાલુડાંઓને પુનઃ આનંદમાં વિહાર કરતાં હું ક્યારે જોઇશ ? મારા જેવા અભાગિઆના નશીબમાં તેવું સુખ છે ખરૂં કે ? હાય ! વત્સ વનવાસી, આ કેવો વિપત્તિમય વિકટ વખત આવ્યો ? "

ઉપર પ્રમાણે વનવાસીના સેવક હરપાળે તેની વાત સાંભળી કલ્પાંત કરતાં કહ્યું.

" હરપાળ ! જરા શાન્ત થા. એક ક્ષણ પહેલાં તુંજ અમો બન્નેને હિંમત ભરેલી વાતો શું નહોતો કહેતો ? "

" હા. તે ખરૂં છે પણ...... "

" એજ કે હવે તું આમ કલ્પાંત કરીને મને શા માટે નિર્બળ અને નાહિંમત બનાવે છે. ચાલ, એ તમામ વાતો તું ભૂલી જા અને મને પણ ભૂલી જવા દે. "

" ભલે અન્નદાતા, જેવી આપની ઇચ્છા ! "

આટલું કહી તે અનાજના કોઠાર તરફ આવ્યા. ત્યાં આવતાંજ તે બોલ્યો—" ઠાકોર ચાંપાજીની સ્થિતિ મને જોવા દે. તેઓને અપાસર મોકલીને પછીજ હું અન્યત્ર જઇશ. "

એમ કહી તેણે તે અનાજના કોઠારની અંદર ડોકાઇને જોયું અને ઠાકોર સાહેબ, એમ બે વખત હાક મારી. પણ અંદરથી તેને જવાબ મળ્યો નહિ. વનવાસી હરપાળ તરફ શૂન્ય નજરે જોવા લાગ્યો. બિચારો હરપાળ પણ શું કહી શકે ? થોડીવાર પછી વનવાસી પોતેજ પોતાની મેળે બોલ્યો—

" હરપાળ ! આ નાનકડા યુદ્ધમાં ઠાકોરને મૃત્યુ પ્રાપ્ત થવાનું નહોતું અને આપણને જસ કે વિજય મળવાનો નહોતો. અસ્તુ. જેવી જગદીશ્વરની ઇચ્છા ! હરપાળ, હવે તું કાલે તેમના શરીરને બ્હાર કાઢજે અને આ ખબર અપાસર મોકલાવજે, પણ હા, હરપાળ ! મેં ઠાકોરની સાથેજ પેલી લોહાની પેટી અંદર ઉતારી છે, તે પણ કાઢજે અને તે પેટી વિમલાને સોંપીને કહે જે કે-" એ પેટીમાં મેં (વનવાસીએ) મારા પ્રંચપ્રાણ બંધ કરીને તને તે સાચવવા આપેલ છે.

જો તને મારી તરફ કાંઇ પણ સદ્‌ભાવ હોય તો આ પેટી ઉઘાડીશ નહિ એટલુંજ નહિ પણ તે પેટીને સારી રીતે નિહાળીને જોઇશ પણ નહિ. એનો બચાવ પ્રાણની પણ પરવાહ ન કરતાં કરવાનો છે. ”

એટલું કહી તે ત્યાંથી ચાલવા લાગ્યો પણ વિમલાના વિમલ-સ્નેહની અખંડ સાંકળ તેના પગને અડકાવવા લાગી. ફક્ત તેણે ઘર તરફજ જોયું. ત્યાં તો તેને જણાયું કે—વિમલા ધનુષ્યમાંથી છુટેલા બાણની જેમ હવામાં ઉડતી આવી અને પોતાના બાહુપાશમાં પ્રવેશ કરી ગઇ. તેનું ચિત્ત ડગમગવા લાગ્યું. તે પ્રેમ—સ્નેહની જાળમાં વારંવાર રહી રહીને ગુંચવાવા લાગ્યો. પોતે વિમલાને છોડી જાય છે, એ સત્ય છતાં વસ્તુસ્થિતિ કઠોર છે કે ભયંકર સ્વપ્નનો પોતાને ભાસ થાય છે, એ બાબતમાં તે કાંઇ પણ સમજી કે જાણી શક્યો નહિ. તે સમય થોભવાનો નહોતો. તેને ત્યાંથી બ્હાર મૂકી આવવાનું કઠોર કૃત્ય હરપાળનેજ કરવું પડે તેમ હતું અને તેણે તેમ કર્યું પણ ખરું.

વનવાસી ગૃહ અને ગૃહિણીનો દુઃખી ચિત્તે ત્યાગ કરી ગિરીપાત તરફ ચલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૦ મું.

---

વનવાસીના ચાલી જવા પછી થોડીવારે વિમલા તે મકાનમાં આવેલા ન્હાનકડા દેવમંદિરમાં ગઇ અને પરમાત્મા પ્રત્યે અનન્ય ભાવે પ્રાર્થના કરવા લાગી કે—

“ ભક્તવત્સલ ભગવાન્! સતી પાંચાલીને બચાવવા માટે દોડનારા દીનાનાથ, ગજનો ઉદ્ધાર કરનારા પ્રભુ, ભક્ત પ્રહ્‌લાદના સંરક્ષણ માટે સ્તંભમાંથી પ્રકટેલા નરસિંહ! વ્હારે આવો. મારી મુશીબતો દૂર કરવા એકદમ દોડી આવો.

" હે પરમાત્મન્! પાંચાલીની જેમ હું અત્યારે અનાથ થઇ ગઈ છું. હાથીની જેમ અમે સંકટ રૂપ મગરની પકડમાં વધુને વધુમાં સપડાતા જઇએ છીએ. માટે હે વિશ્વવત્સલ ! કરૂણા કરી અમને બચાવો. નરસિંહ ! ભુવડરૂપી હિરણ્યકશ્યપે અમને સતાવવા માંડયા છે-છળવા માંડયા છે અને અમારા ઉપર અનહદ જુલમો ગુજારવા માંડયા છે. પ્રભુ ! હવે જો તમે વ્હારે ધાઇ નહિ બચાવો તો કોણ બચાવશે-અમારૂં પાલન કોણ કરશે ? મારા મસ્તકના સૈભાગ્યસૂર્યના સંરક્ષણ સારૂ સમયાનુસાર સુદર્શન મોકલો. ભક્તાધીન ભગવાન્ ! હવે તમે તમારૂં ભક્તવત્સલ એ બિરૂદ સંભારો !

" દેવાધિદેવ ! હવે જો મને મારા મનમોહનના પુનઃ દર્શન થાય તેમ ન હોય તો તમારી હજુરમાં બોલાવી લ્યો. પવિત્ર પ્રકાશની પ્રભા પ્રકટાવતો મારો પ્રાણનાથરૂપ પ્રદીપ કોણ જાણે કયાંએ અદ્રશ્ય થઇ ગયો છે. એવા અંધકારમાં મને ન રાખો ! પ્રભુ ! હું તમારી પાસે બેસીને તેમને જોયા કરીશ. જો તેમની ઉપર કોઇ પણ આફત આવશે તો તેમાંથી બચાવવાની તમને ફરજ પાડીશ. પ્રભુ ! હવે વ્હારે આવો અને બચાવો ! "

આ પ્રમાણેની પ્રાર્થના કરતી વિમલા હરપાળના જોવામાં આવી. એકરૂપ થએલી નવવિધાભક્તિ સાક્ષાત્ ત્યાં પ્રકટ થઈ હોય તેમ હરપાળને લાગ્યું. વિમલાનો આર્તનાદ, દીનચર્યા, ખિન્ન પણ પવિત્ર મૂર્તિ જોઇ હરપાળના મુખમાંથી પણ નીચેના શબ્દો ઉચરાયાઃ—

" હે દયાળુ દેવાધિદેવ ! આ સતી સદ્દગુણી સાધ્વીને માટે દોડો !"

પછી તે જયાં ઉભો હતો ત્યાંજ થોભી ગયો. તેના હૃદયમાં આવેલો ઉભરો શાંત થતાંજ તે વિમલાની સામે જઇને ઉભો રહ્યો અને બોલ્યો—

"પુત્રી! હવે ઉઠ અને થોડો વખત સુઇ રહે કે જેથી તને આરામ મળે—શાન્તિ થાય."

"હરપાળ! માછલીને પાણીની બહાર ફેંકયા પછી તે ટળવળીને મરણ પામવા શિવાય તેને કયાંએ શાન્તિ કે આરામ મળી શકે તેમ છે ખરૂં કે? હવે તો મને જો શાન્તિ પ્રાપ્ત થવાની હશે તો તે ફકત જગદીશ્વરના પવિત્ર પાદપદ્મમાંજ! બીજે નહીં. હરપાળ! તુંજ કહે કે—સતી સીતાદેવીએ શું વનવાસ નહોતો ભોગવ્યો? તો પછી મારા પ્રાણનાથ મને પણ સાથે લઇ ગયા હોત તો શું સારૂં ન થાત?"

"પ્રિયપુત્રી! વનવાસમાં સાધ્વી—સતી સીતાદેવીનુ રાવણે હરણ કર્યું હતું. દેવી દ્રૌપદીને પણ વનવાસમાંથીજ રાજા જયદ્રથ હરી ગયો હતો, એ વાત તું કેમ ભૂલી જાય છે? વળી તું ગર્ભવતી હોવાથી આવી રીતે ખેદ કરવો એ સારૂં નથી. પુત્રી, તારા પોતાના માટે નહીં તો પણ આપણા અન્નદાતા વનવાસીના વંશને માટે તારે વિશ્રાંતિ લેવીજ જોઇએ. ઉઠ જોઉં, બ્હેન!

"જ્યાં સુધી મને ફરી તેમના દર્શન ન થાય ત્યાં સુધી હું દયાળુ દેવની પાસે આવોજ હઠ ધરીને બેસી રહીશ. મારો આરામ, આનંદ અને વિશ્રામસ્થાન તેમજ મારૂં સર્વસ્વ આ પ્રભુની સમક્ષજ છે."

વિમલાના હૃદયમાં ઉત્પન્ન થએલા વિચારના પ્રવાહને બદલી નાંખવા માટે લોઢાની પેટીની વાત હરપાળે તેને કહી સંભળાવી. તે સાંભળી રહ્યા પછી વિમલા બોલી—

"તેઓની આજ્ઞા હું મસ્તકે ચઢાવું છું. તે પેટી હું મારા સ્વાધીનમાં લઇશ અને તેનું મારા પ્રાણ કરતાં પણ વધારે સારી રીતે સંરક્ષણ કરીશ. જા, હરપાળ, હવે તું જઇને આરામ લે. હું આ આધ્યનિપતિને જાગૃત કરૂં છું કે જેથી મારા નાથને સહાય મળે!"

સ્વામિભક્ત સેવક પોતાના સ્વામીનો ત્યાગ કરી વિશ્રાંતિ લઈ શકે ખરો કે ? હરપાળે વિમલાને વધારે આગ્રહ કરવાનું વ્યાજબી માન્યું નહિ. વિમલા પુનઃ પરમાત્માના ધ્યાનમાં ગુલતાન થઇ ગઇ, તે જોતાંજ હરપાળ ત્યાંથી ચાલી ગયો.

હરપાળે આખા ઘરની ચોકસી કરી; ઘરમાંના અનેક નોકરચાકર કે દાસદાસીઓમાંથી તે સમયે ત્યાં કોઇ પણ ન હતું. આવતી કાલે દુશ્મનો આ ઘર ઉપર પહેરો બેસાડે તે પહેલાંજ વિમલાના બચાવની કાંઇપણ ગોઠવણ કરવી જોઇએ, અને પોતાના લાગતા વળગતાઓને ભેગા કરવા જોઇએ. એવા વિચાર કરતો હરપાળ પ્રાતઃકાળની વાટ જોતો તે ઘરની ઓસરીમાં બેઠો હતો. હજુ સુધી પ્રાતઃકાળ પણ થયો નહોતો, શુક્રનો તારો ઉદયાચળપર આવ્યો નહોતો. સર્વત્ર શાન્તિ હતી. દુશ્મને તોડીને નષ્ટ કરી નાંખેલા તે ઘરના દરવાજા ઉપર હરપાળની નજર ગઇ. તુટી ગએલાં પાટીઆં ભેગા કરી દરવાજો બંધ કરવાના હેતુથી તે દરવાજાની પાસે ગયો. અસ્ત વ્યસ્ત રીતે પડેલા પાટીઆં અને તેના કટકા ભેગા કરી જેમ તેમ કરીને દરવાજો બંધ કરે ત્યાં તો ચંદ્રપ્રકાશમાં ચમકતી તરવાર તેની નજરે પડી તેથી તે જરા ચમક્યો. તેના હાથમાંના પાટીઆં નીચે પડી ગયા.

## પ્રકરણ ૧૧ મું.

"પકડો એ હરામખોરને !" એવો અવાજ થયો. તે હરપાળના સાંભળવામાં આવ્યો. તેની ચિત્તવૃત્તિઓ ચલિત થઇ ગઇ. તેને તે સ્થિર કરે તે પહેલાંજ આઠ હાથ તેના ઉપર પડયા અને એકજ ક્ષણમાં તે દુશ્મનોના હાથમાં કેદી થયો. બીજીજ ક્ષણે તે ઘર દુશ્મ-

નોથી ભરાઇ ગયું. આવેલા દુશ્મનના સૈનિકોના નાયકે બંધીવાન બનાવેલા હરપાળને કહ્યું.—

"હરામખોર! બોલ, પેલો લુંટારો ક્યાં છે? જો તું તે નહીં કહે તો ફટકા મારી મારીને તારૂં ચામડું ફાડી નાંખવામાં આવશે અને તારી કાયા ઉપર ડહામ દઇ દઇને તને રીબાવવામાં આવશે. બોલ, પેલો બંડખોર–તારો માલેક–ક્યાં છે?"

"તેઓ અહીં નથી-!" હરપાળે કહ્યું.

"તો ક્યાં છે?"

"તે હું જાણતો નથી."

"ઓ ઘરડા ઘુવડ! તું થોડાજ વખતમાં જાણી શકીશ કે તારો માલેક ક્યાં છે." પછી તે પોતાના સૈનિકો તરફ ફરીને બોલ્યો– "તે બંડખોર નીચ વનવાસીની રાં..........ક્યાં છે? તેને ખેંચીને અહીં લઇ આવો." એમ કહી તે સેનાનાયકે ઘરમાં પ્રવેશ કર્યો.

તેનો હુકમ સાંભળતાંજ તેની સાથે આવેલા સૈનિકોમાંથી દુઃશાસન જેવા બે ચાર સૈનિકોએ વિમલાને પોતાના નાયકની સામે લાવીને ઉભી રાખી. વાંયુના તોફાનમાં સપડાએલ કદલી (કેળ)નું વૃક્ષ જેમ સ્થિર રહેતું નથી, તેમ વિમલા પણ દુશ્મનની સામે સ્થિર રીતે ઉભી રહી શકતી નહોતી. તેને જોતાંજ દુશ્મને કહ્યું.

"છપ્પરપગી દુષ્ટા! તું સમ્રાટ્ ભુવડના રાજપ્રતિનિધિની સમક્ષ ઉભી છે. જો તને તારા પ્રાણની કાંઇ પણ કિંમત હોય તો રૈયતના કર્તવ્યને અનુસરી હું તને જે પ્રશ્ન પૂછું તેના સંતોષકારક ઉત્તર આપ; મારા ભત્રિજાનું ખૂન કરનાર વનવાસી ક્યાં છે? જેને માટે મારો ભત્રિજો મરાયો તે ઘરડા ઘુવડ જેવો ઠાકોર ક્યાં છે અને વનોડના કિલ્લામાંથી ચોરી લાવવામાં આવેલી પેટી ક્યાં છે?"

તેના ઉક્ત પ્રશ્નોનો વિમલાએ કાંઇપણ જવાબ આપ્યો નહીં. ને ચુપચાપ ઉભી રહી.

"ઓ ભલી બાઈ! બોલ, કાંઇક તો બોલ. તું યાદ રાખજે કે જે રીતે મને દેહાન્ત દંડ આપવાનો અધિકાર છે તેજ રીતે તારી રાજ્યનિષ્ઠાની યોગ્ય કદર કરવાનો પણ મને અધિકાર છે. બોલ, જો તને મરણનો ભય લાગતો હોય તો એકદમ મારા ત્રણે પ્રશ્નોના પ્રત્યુત્તર મને આપ."

"મને મરણનો ભય લાગતો નથી." વિમલાએ કહ્યું.

"શું તને મરણનો પણ ભય નથી લાગતો? ચક્રવર્તી સમ્રાટ્ ભુવડનો અનુગ્રહ શું તને મોહ નથી પમાડી શકતો? બા—બેન! તું વનવાસી અને ઠાકોર ચાંપાજીને અમારે સ્વાધીન કરી દે. તેના બદલામાં તને ચાંપાજીની જાગીરી, તારી જીંદગી અને સરદાર મીરની પત્ની થવાનું માન મળશે. તારા જેવી રૂપગુણયુક્ત—સૌંદર્યમયી સુંદર હીરાકણી સમ્રાટ્ ભુવડના દરબારમાંજ ચમકવા યોગ્ય છે. તરૂણી! વનવાસીની તુચ્છ કિંમત આપી માન સન્માન મેળવવાને બદલે તને શું મરણજ સારૂં લાગે છે?"

"હા. નરાધમ, મને તે બહુજ સારૂં—પ્રાણથી પણ પ્રિય લાગે છે. વનવાસીની અર્દ્ધાંગના તેના પતિની કિંમત આગળ આખા વિશ્વની કિંમત તુચ્છ ગણે છે. તેને મન તેનો પતિ ત્રણે ભુવનની લક્ષ્મી કરતાં પણ વધારે કિંમતી છે." વિમલાએ અત્યંત તુચ્છતા અને તિરસ્કારથી કહ્યું.

"મૂર્ખ માનુનિ! તું ફરી એકવાર વિચાર કરી જો. કોમળ કુસુમની કલિકા જેવાં તારાં આ નાજુક અવયવો તરવારની તીખી ધારથી જ્યારે કાપી નાખવામાં આવશે ત્યારે તારાથી ધીરજ ધરી

શકાશે ખરી કે ? મદનને પણ મોહ પમાડે એવા તારા વક્ષઃસ્થળની ઉપર જ્યારે મારા ઘોડાઓ નૃત્ય કરશે અને તેને તરવારથી વિંધી નાંખવામાં આવશે ત્યારે શું તને સારૂં લાગશે ? ચંદ્ર જેવું મનમોહક મુખ તીખી બાલાની ધારથી વિંધીને ઉંચે ઉચકાય તે સારૂં કે ચોરી કરીને લાવેલ અવેજ ભલાઇથી પાછો આપી દેવો, અને વૈભવવિલાસ પ્રાપ્ત કરી લેવાં એ સારૂં ? બોલ, કયું સારૂં ? અબળા ! હજુ પણ તું આ બાબતમાં ફરી વિચાર કરી જો !"

રાજપ્રતિનિધિની ઉપર પ્રમાણેની ભયંકર ધમકીથી વિમલા જરા પણ કંપી નહીં કે ચલાયમાન થઈ નહિ. સાત્વિક અભિમાનથી ટટાર રીતે ઉભેલી તેની કાયા રતિ માત્ર પણ નમી નહીં; ઉલટું તેની મુખમુદ્રા ઉપર તિરસ્કાર અને તુચ્છતાની છાયા સ્પષ્ટપણે દેખાવા લાગી. મીનના માનને મર્દન કરે તેવા નયનોમાં પાતિવ્રત્યની પવિત્રપ્રભા ચમકવા લાગી. સૂર્યાજી તરફ તિરસ્કાર પૂર્વક જોતી તે બોલી—

" વનવાસીની ધર્મપત્નીને નાશવંત અને ક્ષણભંગુર કાયાની કાંઇ પણ અપેક્ષા નથી. તે માને છે કે–પતિદેવનો ઘાત કરવા કરતાં આ અપવિત્ર કાયાને હજારવાર મરણ આવે તે અધિક કલ્યાણકારકજ છે."

" અભિમાની અબળા ! ધ્યાનમાં રાખજે કે કથન કરવું સહેલ છે પણ તે પ્રમાણે કાર્ય કરવું મહા મુશ્કેલ છે. તું ચોક્કસ માની લેજે કે હું જે પ્રમાણે બોલીશ તેજ પ્રમાણે કરવામાં જરા પણ દયા લાવીશ નહીં કે પાછી પાની પણ કરીશ નહિ. યૌવનના મદથી પ્રફુલ્લિત થઇને મોહક થએલા તારા મુખને જોઇ મોહિત થઇ જનાર લલના–લંપટ મીરના જેવો હું નથી. નાદાન નારી ! આ હું તને છેલ્લીજ વાર કહું છું કે કાં તો તું વનવાસીનો પત્તો આપ નહીં તો મરવા માટે તૈયાર થા." પોતાની તરવાર સાફ કરતાં સૂર્યાજીએ કહ્યું.

વિમલાએ કાંઇ પણ જવાબ આપ્યો નહિ તેથી તે નિષ્ઠુર નરરાક્ષસની તલવાર ઉંચે ઉંચકાઇ; તે એક ક્ષણને માટેજ વિમલાના મસ્તક ઉપર ચમકી. પરમેશ્વરની સહાયતા માગવા વિમલાએ ફક્ત પોતાના હાથ ઉંચા કર્યા. તરવાર પાછી ફરી અને સૂર્યોજી બોલ્યો—

"ઠીક છે. રંગ પલટાયો. ભલી ભામિની! કહે કે વનવાસી ક્યાં છે? જો તું નહીં કહે તો આ તરવાર તારી છાતી વિંધી નાખશે."

"ઓ દુષ્ટાત્મા! હું તારા જેવા નરરાક્ષસના શરણમાં આવવા માગતી નથી. ઓ દયાળુ દેવ! મારા ઉપર કૃપા કરી મારા નાથને ભુવડ અને તેના ચાંડાળ જેવા નીચ હૃદયી મનુષ્યો—જુલમગારોથી દૂર રાખજે! એવી હું અનન્ય ભાવે પ્રાર્થના કરૂં છું. ઓ નીચનર! હું મરવા માટે તૈયાર છું—તારી તલવાર આવવા દે! ઓ પરમાત્મન્! ક્ષમા......

"લે ચાંડાળણી, લે તારા હઠનો ભયંકર બદલો!" એટલુંજ કહી સંતાપથી સંતપ્ત થએલા નરાધમ સૂર્યાજીએ પોતાની તરવાર નિર્દયપણે કોમળ, અસંરક્ષિત, અસહાય અને પવિત્રાત્મા પતિવ્રતા વિમલાના વક્ષઃસ્થળમાં ઘોંચી દીધી. આટલો વખત સુધી દુશ્મનની કાતરમાં સપડાએલા હરપાળના શરીરમાં—તે રાક્ષસી કૃત્ય જોતાંજ—અવર્ણનીય જુસ્સો ઉત્પન્ન થઇ આવ્યો. તેના શરીરની રગેરગમાં શૂરવીરતાનો સંચાર થયો. પોતાને પકડી રાખનારાઓને બાજુએ હડસેલી દઇ એકદમ તે સૂર્યાજી ઉપર તુટી પડયો અને તેને એક જબરદસ્ત લાત મારી પૃથ્વી ઉપર પછડાતી વિમલાને પકડી લીધી. આ સમયે વિમલા બેશુદ્ધ થઇ નહોતી. હરપાળે પોતાને ઝીલી લીધી છે તે જાણતાંજ—જોતાંજ—વિમલા બોલી—"મારા પરમાત્મસ્વરૂપ પતિદેવને કહેજે કે—તમારી......તે આટલાજ શબ્દો બોલી અને પછી એકદમ બેભાન બની ગઇ. અપમાનથી ચીડાઇ ગએલા સૂર્યાજીએ નિરપરાધી નારી

ઉપર ફરી એક પ્રહાર કર્યો. તે વાર હરપાળના ખભાને અથડાઇ વિમલાના કંઠમાંથી આરપાર થઇ ગયો અને તેજ ઘાએ વિમલાની જીવનપ્રભાને છુંદી નાંખી—કચડી નાંખી. વિમલાનો દેહ કાંઈ પણ હિલચાલ કરી શકયો નહિ અને તેમાંથી અમર આત્મ અન્ય અવનિ પ્રત્યે પ્રયાણ કરી ગયો. હરપાળ પોતાના વક્ષઃસ્થળ ઉપર પોતાના માલેકની ધર્મપત્નીને લઇ આપત્તિના સાગરમાં નિમગ્ન થઇ ગયો.

## પ્રકરણ ૧૨ મું.

સ્મશાનભૂમિમા પિશાચોનો કોલાહલ થતો હોય છતાં ત્યાં જે એક જાતની જડમય શાન્તતા વાસ કરે છે, તેજ પ્રમાણે તે સ્થળે વિમલાના વધ જેવું રાક્ષસીકૃત્ય થતાંજ ત્યાં સ્તબ્ધતા ફેલાઇ. સર્વ સૈન્ય ચૈતન્યહીન પાષાણના પુતળાંઓની જેમ સ્થિર ગઇ ગયું. ભય અને તિરસ્કારની છાયા સર્વેના મુખ ઉપર છવાએલી સ્પષ્ટપણે દેખાઇ આવતી હતી. વિમલાની કાયામાંથી વહેતા રક્તના પ્રવાહને જોઇ સૂર્યાજીને ચઢેલો ક્રોધનો કેફ ઉતરી ગયો. પોતાના રાક્ષસીકૃત્યથી સર્વ સૈનિકો ઉપર થએલી ભીષણ અસર તેના જાણવામાં આવી ગઇ. ક્રોધના કેફમાં પોતે અનુચિત અને નિંદનીય કાર્ય કર્યું છે અને હવે જો પોતાના હાથે કાંઇક આડું અવળું વેતરાઇ જશે તો પોતે પણ આ દુનિયામાંથી હતો ન હતો થઇ જશે, પોતાના પ્રાણને ઇજા થવાનો ભય છે, એ તેને સૈનિકોની મુખમુદ્રા ઉપરથી જણાતાંજ તે બહુજ નમ્રતાથી સૈનિકોને માન આપતો હોય તેમ બોલવા લાગ્યો કે—" મારા વ્હાલા સૈનિકો ! આવતી કાલે સહવારે આ મકાન અને તેની અંદરનો તમામ સામાન લુંટી લેવાની તમને રજા આપું છું. ચાલો, બહાદુરો ! હવે આપણે પાછા જઇએ."

"જો કોઈ પણ સૈનિક અહીંના એક સુતરના તારને પણ અડકશે તો તેના સર્વસ્વનું સત્યાનાશ થઇ જશે–તેના કુળનો ક્ષય થઇ જશે !"

એવો ઘોર શ્રાપ એક ખુણુમાંથી ગર્જના કરતા અવાજે નિકળેલો તમામ સૈનિકોના સાંભળવામાં આવ્યો. તેથી સર્વ સૈનિકો થરથર ધ્રુજી ઉઠયા અને તે પછી તરતજ "હા તેમજ થાઓ !" એવો શબ્દ સંભળાયો. સામેજ રાક્ષસ કે દાનવનો અવતાર ધારણ કરનારા સૂર્યાજી તરફ જોતાંજ ફરી સર્વત્ર શાંતિ ફેલાઇ. નિઃશબ્દ રીતે–ચુપચુપ–દુઃખના નિઃશ્વાસ નાંખતાં સર્વ સૈનિકો ત્યાંથી બહાર નિકળી ગયા. આખરે એક સૈનિક ત્યાંજ ઉભો રહ્યો–તે બહાર ગયો નહિ. તેને જોતાંજ સૂર્યાજી બોલ્યો–"રણધીર ! તું શા માટે થોભ્યો છે ? ચાલ મારી સાથે !"

"તમો પોતે તો ચાલતા થાઓ. હું આવું છું."

"શું તું તારા અમલદારની આજ્ઞા નથી માનતો ? હું તને હુકમ કરૂં છું કે તું ભલી રીતે મારા હુકમને તાબે થઇ અહીંથી ચાલ્યો જા !"

"હું તમારો હુકમ માનતો નથી. જે સમયે ઓ રાક્ષસાવતાર ! તારે હાથે નારીહત્યાનું ભયાનક પાપકૃત્ય થયું તે સમયથીજ હુકમ કરવાનો તારો દરજ્જો નષ્ટ થઇ ગયો અને હવે હું સેવાધર્મને અનુસરી તારી પાસે રહ્યો તો મારા બિરૂદને કલંક લાગશે અને મારૂં મનુષ્યત્વ લાંછિત થઇ જશે."

"ઉદ્ધત છોકરા ! અમલદારની આજ્ઞાનો અનાદર કરનારને દેહાંતદંડ આપવામાં આવે છે, એ તું જાણે છે ? ચાલ, આગળ થા નહીં તો તને પણ અહીંને અહીંજ યમદ્વારે મોકલી દેવો પડશે."

" કદાચિત્ તેમ પણ બની શકે. તારા જેવો નરાધમ તેમ કરે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇ પણ નથી; પરંતુ રાજના અમલથી અંધ બનેલા અત્યાચારી અમલદાર! તું સ્મરણમાં રાખજે કે–સમ્રાટ્ ભુવડ કે બીજો કોઇ ખરો ક્ષત્રિયવીર એક નિરપરાધી નારીની હત્યા કરનાર અધમ મનુષ્યની આજ્ઞા ન માનવા માટે કોઇ પણ કાળે મને દોષિત–અપરાધી ઠરાવી શકશે નહિ."

"બસ કર–નાદાન સૈનિક, હવે બસ કર! કાતરની જેમ ચાલનારી તારી જીભ હવે કાપી નાંખવી જોઇએ."

આટલું કહી ક્રોધથી અંધ બનેલો સુર્યાજી રણધીર ઉપર ધસ્યો. રણધીર કાંઇ કાચો પોચો સૈનિક નહીં પણ એક કસાએલો શૂરવીર યોદ્ધો હતો. તેણે એકદમ તેને ભૂલભુલામણીમાં નાખી એકદમ તેની ગરદન પોતાના બળવાન હાથથી ઝાલી લીધી. બીજા હાથે તેના હાથ ઉપર એવા તો જોરથી એક પ્રહાર કર્યો કે જેથી તેના હાથમાંની તરવાર તેના હાથમાંથી છૂટી દૂર જઇ પડી. પછી તરતજ સૂર્યાજીને ઉચકીને નીચે પછાડ્યો. પોતે પોતાની હાથ નીચેના સૈનિકથી હારી ગયો તે જોઇ સૂર્યાજી શરમાઇ ગયો. પછી રણધીર બોલ્યોઃ—

" દુષ્ટ ! તારા જેવા અધમના પાપી રક્તથી મારા હાથ કલંકિત કરવા હું નથી માગતો. મારા પ્રાણના બદલા તરીકે હું તારા પ્રાણ લઉં તો હું કોઇ પણ રીતે અપરાધી બની શકીશ નહીં. પણ જા, હું તને મારતો નથી. તને છોડી દઉં છું. જો તું મને કેદ કરવાની હિલચાલ કરીશ તો તને આજે પ્રાણદાન આપનાર હાથ તારી ગરદન એક સપાટામાં મરડી નાંખશે અને તને પરલોકની યાત્રા કરવા મોકલી આપશે, એ તું સારી રીતે સ્મરણમાં રાખજે."

આ સમયે રણધીરના આવિર્ભાવમાં–અવાજમાં અને મુખમુદ્રા ઉપર

એટલી બધી ધમકી હતી કે જે જોઇને સૂર્યાજી એક અબળાની જેમ થરથર કંપવા લાગ્યો. તેની શૂરવીરના અને ક્રૂરતા નષ્ટ થઇ ગઇ. ફરી રણધીરને ન છંછેડવા તેણે હજારો સોગંદ ખાધા અને આખરે રણધીર પાસે પ્રાણદાનની યાચના કરી અને પોતાના સૈનિકોની પાછળ જવાની ભિક્ષા માગી. સૂર્યાજીનો ઘોડો તે મકાનના આંગણામાંજ ઉભો હતો. ઘોડા ઉપર બેસી ન્હાસી જવાનો તેનો વિચાર હતો. એટલામાં રણધીરને પોતાના બચાવ માટે એક કલ્પના સૂઝી આવી. તેટલામાં સૂર્યાજી ઘોડા ઉપર બેસી ગયો. તરતજ રણધીરે તેના ઘોડાની લગામ એકદમ પકડી લીધી અને બોલ્યો. " ચાલ, નીચે ઉતર. વનોડ સુધી તારે પગે ચાલીનેજ જવું જોઇએ. નિર્દયી–નિષ્ઠુર મનુષ્યો હમેશાં કપટી હોય છે. તારા બોલવા ઉપર કે સોગંદ ઉપર અથવા તો તારી પ્રતિજ્ઞા ઉપર મને જરા પણ વિશ્વાસ આવતો નથી. માટે તારા ઘોડાને અહીંજ રહેવા દે અને તેને આવતી કાલે અહીંથી લઇ જજે. ત્યાં સુધીમાં હું તારી સરહદ બહાર નિકળી જઇશ."

હવે આ સૈનિક પાસે પોતાનું કાંઇ પણ ચાલી શકે તેમ નથી એ વાત સૂર્યાજીના જાણવામાં આવી ગઇ. તે ઘોડા ઉપરથી નીચે ઉતરી ગયો અને પગેજ વનોડ તરફ જવા લાગ્યો. ત્યાંથી વનોડ લગભગ પાંચ ગાઉ છેટે હતું. સૂર્યાજી પગે ચાલીને ત્યાં જઇ કદાચિત્ સૈનિકો લઇને પાછો આવે તો ઓછામાં ઓછો ચાર પાંચ ઘડીનો સમય લાગશે. તે દરમિયાન પોતે તેની સરહદનો ત્યાગ કરી જશે, એવી રણધીરને ખાત્રી હતી.

રણધીરે થોડી વાર પછી તે મકાનમાં પ્રવેશ કર્યો. તેમ કરવામાં તેનો હેતુ વિમલદેવીનાં પવિત્ર દર્શન કરવાનો હતો. અંદર પ્રવેશ કરતાંજ કાંઇ પણ જાતની હિલચાલ થતી હોવાનો તેને ભાસ થયો. સાધ્વી કદાચ જીવતી હશે, એમ ધારી તે કાન દઇ તે હિલચાલ

સાંભળવા લાગ્યો. પણ તેના જાણુવામાં કાંઇ પણ આવી શક્યું નહિ. આખરે તે વિમલાના મૃતદેહ પાસે જઈ પહોંચ્યો. તેણે તેનાં હાથ પગ તપાસી જોયાં તો તેને જણાઇ આવ્યું કે-વિમલાના શરીરમાંનું ચૈતન્ય નષ્ટ થઇ ગયું હતું અને સર્વ શરીર બરફના જેવું શીતળ હતું-તેમાં ઉષ્ણુતા નહોતી. જમીન ઉપર પડેલું રક્ત પણ જામી ગયું હતું. તે દેખાવ જોઇને રણુધીર જરા કમકમ્યો. ફરી તેને કાંઇક હિલચાલ થતી હોવાનો ભાસ થયો. તે હિલચાલ વિમલાની નહીં પણ તેને વક્ષઃસ્થળ ઉપર લઈ પછડાઇ પડેલા હરપાળની હતી અને તે શુદ્ધિમાં આવતો હતો. બન્ને નિર્દોષ મનુષ્યોમાંથી એકને જીવતો જોઇ રણુધીરનું કાંઇક સમાધાન થયું. વિમલાના મૃતદેહને જરા ખસેડીને તેણે હરપાળને બેઠો કર્યો. તેવી સ્થિતિમાં પણ બની શકતી કોશીશ કરી રણુધીર હરપાળને શુદ્ધિમાં લાવ્યો. પોતાના કમરબંધમાંથી કપડાનો કટકો ફાડીને તેણે હરપાળનો ઘા બાંધ્યો. હરપાળ શુદ્ધિમાં આવ્યો. તેણે આંખો ઉઘાડીને ચારે તરફ જોયું. રણુધીરની સાથે દષ્ટિમલન થતાંજ તેણે આંખો બંધ કરી અને એક લાંબો નિસાસો નાંખ્યો. હરપાળને તેવી સ્થિતિમાં જોઇ રણુધીરે તેને આશ્વાસન આપવા માટે કહ્યું–

" સદ્ગૃહસ્થ ! નિર્ભય થાઓ. હવે થોડા સમયને માટે તમને કોઇ પણ પ્રકારનો ભય નથી. મારા શરીર ઉપર દુશ્મનનો પોશાક છે પરંતુ હવે હું તમારો શત્રુ નહીં પણ મિત્ર છું. માટે સજ્જન ! હવે તમે નિર્ભય થાઓ ! "

રણુધીરની વાત સાંભળી હરપાળને ધીરજ આવી. તેણે રણુધીરને સારી રીતે જોઇને- તે કહે છે તે ખરૂં છે કે નહીં-તેની ખાત્રી કરી લીધી. તે સમયે હરપાળની સમક્ષ-નજરે-થોડાજ સમય પહેલાં થઇ ગયેલા શોકવર્ધવસાયી બનાવના-દેખાવો ઉભા હતા. પોતાની પાસેજ

પડેલી વિમલાની લાશ તરફ તેની નજર ગઇ. પ્રભાત થઇ ગએલું હોવાથી કાંઇક ઝાંખો પ્રકાશ દેખાતો હતો અને તે પ્રકાશમાં અત્યંત ભયાનક દેખાવ વધારે ભયાનક લાગતો હતો. તે જોઇ હરપાળના હૃદયને અહુજ વ્યથા થઇ. તે વિમલાનું મસ્તક પોતાના ખોળામાં લઇ વિચાર કરવા લાગ્યોઃ—" હાય—હાય ! આ શું થઈ ગયું ? નંદનવનસમ આ ભુવન અત્યારે વિકાળ વન કરતાં પણ ભયાનક થઇ ગયું છે. ઇંદ્રાણીને પણ લજ્જા પમાડનારી સુંદર વિમલા, મારા માલેકની ધર્મપત્ની—એટા—તારા જેવા કમનીય કોમળ કુસુમનો શું આવી દયાજનક રીતે અન્ત આવવાનો હતો ?! પ્રિયપુત્રી ! સંધ્યાસમયે તું આ મકાનને શોભા આપી અમને પણ આનંદ આપતી હતી. હે પરમાત્મન્ ! તે પ્રત્યક્ષ પુણ્યની પવિત્ર પ્રતિમાનો શું આવો અન્ત ? ? હાયરે વિધાતા ! આતે તારી કેવી વિષમતાથી ભરેલી વિચિત્ર વિધિલીલા ? "

ત્યાર પછી તે એકદમ મોટેથી બુમ પાડી ઉઠયો—

" મનુષ્યના નામને કલંકિત કરનાર સૂર્યાજી ! પરમાત્મા તારો અંન્ત પણ આવીજ રીતે લાવશે; આમાં પરમાત્માની પોતાની શી જરૂર ! કાંઈજ નહીં ? કારણ કે હજુ તેનો પતિ જીવતો છે. વિમલાનું વૈર લેનાર શૂરવીર હજુ જીવે છે. સૂર્યાજી ! હવે હું જોઇશ કે મારા માલેકના ક્રોધાગ્નિ સમક્ષ તું શી રીતે ટકી શકે છે ? અત્યાચારી આ અવનિમાં કોઇ કાળે વિજય પામ્યા નથી અને પામશે પણ નહીં."

આટલું બોલી રહ્યા પછી હરપાળની નજર રણધીર ઉપર પડી. ત્યાં તો તે ચચકાઇ ગયો. તેની તરફ ગુપચુપ થોડી વાર સુધી જોઇ રહ્યા પછી તે તેનેજ ઉદ્દેશીને બોલ્યો.

———

## પ્રકરણ ૧૩ મું.

" ભલા માણુસ ! આ શું ! તારી આંખોમાંથી પાણી શા માટે વહે છે ? એનું કારણ ગમે તેમ હોય પણ અનુમાન કરૂં છું કે તારામાં દયા-માયા અને સજ્જનતાનો નિવાસ અવશ્ય છે જ. મારા મુખમાંથી નિકળેલા શબ્દોનો તું દુરૂપયોગ નહીં કરે, એ અનુમાન જો હું કરૂં તો તેમાં તારા તરફથી મને સંતોષ મળશે ? "

" હા, અવશ્ય મળશેજ. હું ક્ષત્રિય છું અને ખરો ક્ષત્રિય વીર છળ, કપટ કે પ્રપંચને જાણતોજ નથી. પણ પહેલાં તમે ઉઠો અને આ બાઇના મૃતદેહની કાંઇક વ્યવસ્થા કરો. મારે પણ અહીંથી સત્વર જવુંજ જોઇએ."

આ સમયે હરપાળને થએલા શોકનો અવધિ થયો. તે રહી રહીને રડવા લાગ્યો અને રડતાં રડતાં વિલાપ કરવા લાગ્યો:-

" હાય-હવે વનવાસીના કુળનો આનંદનો અન્ત થઇ ગયો. વનવાસી ! તારા ભાગ્યવંત વંશનો દીપક ગર્ભમાંજ એક નિષ્ઠુર નર રાક્ષસે બુઝાવી નાંખ્યો, ઓ અભાગિઆ વનવાસી ! હાય-હાય-હવે તારૂં નખ્ખોદ ગયું અને તું નિર્વંશ થઇશ. હવે તારાં સુખ, સૌખ્ય અને શાન્તિ આદિક સર્વ નષ્ટ થઇ ગયાં."

હરપાળ ગમે તેવો શોક કરે પરંતુ તેની નિષ્ઠુર કાળને શું દયા આવવાની હતી ? થોડી વાર સુધી શોક કરીને હરપાળ ઉઠયો. સતિત્વને લગતાં અનેક સાધનોથી તેણે વિમળાનો ખોળો ભર્યો. બન્ને જણા તેને ઉપાડી તે મકાનના પાછલા આંગણામાં લાવ્યા અને હરપાળે રણધીરની મદદથી એક ચિતા ખડકીને તૈયાર કરી. મશરૂનાં ગાદલાંઓમાં આરામ પામનારી વિમલાની નાજુક કાયાને ખડબચડી

અને કાંટાનો જેમ ખુંચનારી ચિતાપર મૂકવામાં આવી. હાયરે નિષ્ઠુર નસીબ ! વિમલાએ પોતાના જીવનમાં એકજ વખત ચિતા જોઇ હતી અને તેથી તેના હૃદય ઉપર એવી તો માઠી અસર થઇ હતી કે—જેથી તે માંદી પડી અને પંદર દિવસ ખાટલે રહી હતી. તેજ વિમલાની જડ કાયા આજે સુખેથી ચિતા ઉપર પોઢી ગઇ.

આ સમયે વ્હાણું વાયું. પૂર્વ દિશા તરફ પ્રાતઃકાળનો સુરંગ રંગમય પ્રકાશ ચમકવા લાગ્યો. ઘડી અર્ધી ઘડી પછી સુર્યજીની સ્વારી વનોડના કિલ્લામાં પ્રવેશ કરવાની હતી.

હરપાળ તે ચિતામાં અગ્નિ મૂકવા તૈયાર થયો ત્યાં તો આઘેથી કોઇનો દુઃખ ભરેલો આર્તનાદ તેના સાંભળવામાં આવ્યો. તે સાંભતાંજ હરપાળના હાથમાંનો અગ્નિ નીચે પડી ગયો. ત્યારે રણધીર બોલ્યો—

" કોઇ મનુષ્ય દારૂણ દુઃખના સિસકારા કરતો છે ? "

તરતજ હરપાળ અનાજના ભંડાર તરફ ગયો. તેની ઉપરથી નીચે ડોકાઇને બોલ્યો—" ઠાકોર ચાંપાજી ! શું આપ જીવો છો ? "

"હા પણ અહીંની હવામાં મારૂં ચિત્ત મુંઝાય છે ગભરાય છે. મને ઉપર કાઢો તો સારૂં થશે ? " અંદરથી અવાજ આવ્યો.

" જરૂર. અમે આપને એકદમ ઉપર કાઢીએ છીએ. "

એમ કહી હરપાળ એક દોરડું લઇ આવ્યો. તેનો એક છેડો તેમાં નાખ્યો. તેની સાથે લોઢાની પેટી બાંધી પોતે પણ બંધાઈ જવા માટે હરપાળે ઠાકોરને સૂચના કરી. આખરે રણધીરની મદદથી ઠાકોર ચાંપાજીને બહાર કાઢવામાં આવ્યા. તે વખતે રણધીરને આશા થઇ કે હવે પોતે વનવાસીને જોઇ શકશે પણ તેમાં તેની નિરાશા થઇ. ઉપરની શાંત, શીતળ અને સ્વચ્છ હવા શરીરને મળતાંજ ઠાકોર ચાંપાજીને

ચાંપાજીને હોશિયારી જણાવા લાગી, પ્રથમ તેણે પાણી માગ્યું અને પછી વનવાસીની કુશળતા પૂછી. હરપાળ પાણી લાવવા ગયો. ત્યાર બાદ તે વૃદ્ધ ઠાકોરે રણધીર તરફ જોતાં પૂછ્યું—

" તમે કોણ છો, ગુજરાતી તો નથી લાગતા. "

" હું ગુજરાતી નહીં—પણ દક્ષણી છું. ઠાકોર, મારે તમને જણાવી દેવું જોઇએ કે હું દક્ષિણી છું—ગુજરાતીઓના દુશ્મનોનો સૈનિક છું—છતાં પણ સુર્યાજી અને ભાર્ગવ જેવા નરાધમોને સંપૂર્ણ દ્વેષી છું. અહીંથી અન્ય સ્થળે નિકળી જવા માટે હું મારાથી બનતી દરેક મદદ તમને આપીશ. તમે સહિસલામત થઇ ગયા પછી તીર્થયાત્રાએ જવાનો મારો વિચાર છે અને તે પ્રમાણે હું ચાલ્યો જઇશ; પણ શું આપ પોતેજ વનવાસી છો ? "

નહીં—હું વનવાસી નથી. તમારા વિચાર જાણી હું ખુશી થયો છું. "

એટલામાં હરપાળ પાણી લઇને ત્યાં આવી પહોંચ્યો. પાણી પીધા પછી તે વૃદ્ધ ઠાકોર સાવધ થયો. હરપાળને ફરી તેણે વનવાસીના ખુશી ખબર પૂછ્યા. જવાબમાં હરપાળે ખિન્ન અવાજે અને દુઃખી ચિત્તે કહ્યું—

" લાગે તો છે કે ખુશીમાં હશે, પણ ઠાકોર સાહેબ તમારે અહીંથી ચાલ્યા જવું જોઇએ. "

"પણ વિમલા ક્યાં? તેને આવા જોખમમાં અહીં છોડીને શી રીતે જઇ શકાય ? "

" હવે અવનિના અન્તિમ સમય સુધી તેમને માટે જરાએ જોખમ નથી. પરમ કૃપાળુ પરમાત્માના પાદપદ્મમાં નિવાસ કરવાથી હવે કોઇ પણ ખૂનીની સમશેરનો તેમને ભય રહ્યો નથી." હરપાળે ચિતા તરફ આંગળી કરીને કહ્યું.

" શું વિમલાનું ખૂન થયું ? "

" હા, અને તે પણ એવી રાક્ષસી રીતે કરવામાં આવ્યું છે કે-જેથી કોઇ પણ ખરા શૂરવીર ક્ષત્રિયને સમશેર હાથમાં પકડતાં લજ્જા ઉત્પન્ન થઇ શકે. તેજ કારણથી મેં શસ્ત્રનો ત્યાગ કરી સમ્રાટ્ ભુત્ર્ડના સૈનિક તરીકેની સેવાનો સસર્વદાને માટે ત્યાગ કર્યો છે. હવે આપણે અહીંથી ચાલવુંજ જોઇએ. કારણકે સૂર્યાજી થોડાજ સમયમાં સસૈન્ય પાછો અહીં આવશે માટે હવે અહીં વધારે વખત વીતાવવામાં સાર નથી. " રણધીરે કહ્યું.

તે સાંભળી વૃદ્ધ ઠાકોર ચાંપાજીને ક્રોધ ચડયો. તે દુઃખી થયો. તે ચિતા તરફ ગયો. તેની પાછળ હરપાળ અને રણધીર હતા. રણધીરે દુંકમાં બનેલા બનાવની હકીકત તેને કહી સંભળાવી. ત્યાર પછી હરપાળે કહ્યું-" ઠાકોરશ્રી ! આપના હાથેજ આ ચિતામાં અગ્નિ મૂકાય, એવી મારી ઇચ્છા છે. "

" ઠીક. ઓ ઘાતકી દૈવ ! કાલ સાયંકાળે જે કોમળ હાથથી મારા ઘા ધોવાયા, બંધાયા, જેના મુખના શબ્દોએ મારૂં સાંત્વન કર્યું અને ચાર પ્રહર સુધી મારી સેવા ચાકરી કરી તેજ પવિત્ર અબળાની ચિતામાં મારે મારા હાથેજ અગ્નિ મૂકવાનો પ્રસંગ તું શા માટે લાવ્યો ? હાય.........

હરપાળ અગ્નિ લઇ આવ્યો. તે અગ્નિ ચિતામાં મૂકાય તે પહેલાંજ રણધીરે કહ્યું—" આપણે આ કાર્ય થવા પછી એકદમ અહીં જરાપણ વિલંબ ન કરતાં નિકળી જવાની તૈયારી કરી રાખીએ. આ ચિતામાંથી ધુમાડાના ગોટ નિકળતાંજ દુશ્મનો જાગૃત થઈ જશે."

રણધીરની વાત બન્નેને ઠીક લાગી. હરપાળે રણધીરને બે ઘોડા તૈયાર કરી લાવવાના સાધનોની સૂચના આપી, તે પ્રમાણે રણધીર એ

ઘોડા લઇ આવ્યો. ઠાકોર ચાંપાજીની સાથે જવામાં રણધીરે જરા પણ આનાકાની કરી નહીં. હરપાળે રણધીરને ગુજરાતી પોશાક લાવી આપ્યો અને તેણે તે પહેરી પણ લીધો. તમામ તૈયારી થઇ રહેતાંજ લોહ-મંજુષા આગળ ધરતાં હરપાળે કહ્યું—"ઠાકોર સાહેબ! આ મારા માલેકની થાપણ છે. તેમણે અહીંથી જતી વખતે તે વિમલબાને સ્વાધીન કરવાની મને આજ્ઞા કરી હતી પણ તે હવે આ સંસારમાં ન હોવાથી હવે આપજ તેનો સ્વીકાર કરો અને તેને સાચવજો—સંભાળજો."

"એજ પેટીના પ્રતાપે આ બધો અનર્થ થયો." તે પેટી તરફ જોતાં રણધીરે તિરસ્કારથી કહ્યું.

"શું આ પેટીનાજ પ્રતાપે ?"

આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં હરપાળ જે કાંઇ વૃત્તાંત તે પેટીના સંબંધમાં જાણતો હતો તે ચાંપાજીને કહી સંભળાવ્યો. તે સાંભળી તે પેટીને દૂર ફેંકી દેતાં વૃદ્ધ ઠાકોરે કહ્યું—

"આવા ધનને આગ લાગો !"

પણ પુનઃ તે પેટી ઉપાડી લેતાં કહ્યું—

"ફક્ત સુવર્ણને માટેજ વનવાસી પ્રાણ, માન અને આબરૂની કિંમત આપે તેવો નથી. તે ગમે તેમ હો પરંતુ આમાં કાંઇક વિશ્વાસુ થાપણ હોવી જોઇએ."

"મને પણ તેમજ લાગે છે. દેવી વિમલાને આ પેટી સોંપતાં વનવાસીએ તેને સાચવવા માટે પ્રાણ, સન્માન અને પવિત્રતાના સોગંદ આપ્યા હતા. ઠાકોર, તમે પણ તેવીજ રીતે આ પેટીને સાચવજો." હરપાળે કહ્યું.

ત્યાર પછી તે પેટી ઘોડા ઉપર બાંધવામાં આવી. ત્યાંથી ચાલી જવાની તમામ તૈયારીઓ થઇ ગઇ. ત્યાર બાદ ઠાકોર ચાંપાજીએ

વિમલાની ચિતામાં અગ્નિ મૂકયો. જોત જોતામાં દેવી વિમલાનો ચૈતન્યહીન દેહ ભસ્મીભૂત થઇ રાખ ખાખ થઇ ગયો.

વૃદ્ધ ઠાકોરને ઘોડા ઉપર ચઢવામાં મદદ કરતી વખતે હરપાળના વસ્ત્રમાં છુપાએલી, સૂકાએલા રક્તથી રંગાએલી, લાલ તરવાર ઠાકોરના જોવામાં આવી. તે નજરે પડતાંજ ઠાકોરે હરપાળને પૂછ્યું—

"રક્તથી રંગાએલી આ તરવાર ક્યાંથી—શામાટે તેને હરપાળ તેં છુપાવી રાખી છે ?"

"ઠાકોર સાહેબ ! આ તરવારની ઉપર મારી વિમલાનું રક્ત છે. હું આ તરવાર મારા માલેક વનવાસીની પાસે લઈ જઇશ. વિમલાના પરમપવિત્ર રક્તના એકજ બિંદુની કિંમત મારા માલેકના મને ત્રણ ભુવનના રાજ્ય કરતાં પણ અનંત ગણી છે અને આ તરવારની ઉપર તો વિમલાના રક્તનાં અનેક બિંદુ છે. જ્યારે એમ છે ત્યારે તેની કિંમત મારા અને મારા માલેકને શા માટે અનંતગણી ન હોય ?"

"ઠીક છે. આ રક્તના અંજનથી ગુજરાતની બીડાએલી આંખો ઉઘડશે પણ વનવાસી તો બેભાન થઇ જશે. આ આપણી સામે ભડભડ ભડકતી ચિતાના અગ્નિથી અનેક જુલ્મીઓનો નાશ થઇ જશે."

ત્યાર પછી તે વૃદ્ધ ઠાકોરે પોતાની કમરે લટકતું સોનાનું રણશિંગું હરપાળને આપતાં પુનઃ કહ્યું.

"હરપાળ ! મારી અખંડ મિત્રતાની આ નિશાની તારા માલેકને આપીને મારા તરફનો સંદેશો કહેજે કે, ઠાકોર ચાંપાનું ઘર એ તમારૂં પોતાનુંજ ઘર છે, એમ સમજજો. આ રણશિંગાના અવાજની સાથે હું અને મારા પાંચસો તિરંદાજો તમારી સેવામાં હાજર થઇશું. તેઓ અપાસર તરફજ ગયા હશે, એમ માનીને હું તે તરફજ જાઉં છું. એ ઉપરાંત એ પણ કહેજે કે, ઠાકોર ચાંપાને તમારી સાથે જે

મિત્રતા છે તે ભુવડ તો શું પણ સાક્ષાત્ યમરાજ પણ તોડાવી શકે તેમ નથી. હવે હું રજા લઇશ."

હરપાળે અદબથી નમન કરી તે રણશિંગું લઇ લીધું અને તે સંદેશો પોતાના માલેકને પહોંચાડવાનું માથે લીધું. પછી તે બન્નેને મકાનના પાછલા દરવાજેથી રવાના કરી દીધા. થોડીવાર પછી તે પાછો ચિતાની પાસે આવ્યો. ત્યાર પછી તે ઘણો વખત સુધી શોક કરતો ત્યાં બેસી રહ્યો નહીં. તે દિવસનો સૂર્ય ઉદય પામતાંજ હરપાળ પોતાના માલેકને મળવા માટે તે સ્મશાન સમાન ભુવનનો ત્યાગ કરી ગયો.

## પ્રકરણ ૧૪ મું.

પોતાના માલેકે જે સ્થાને આવીને શંખનાદ કરવાનું તેને કહ્યું હતું તેજ સ્થાને મહા મુશીબતો વેઠતો હરપાળ જઇ પહોંચ્યો. ત્યાં જઈ તેણે ત્રણવાર શંખનાદ કરતાંજ વનવાસી તેની સમક્ષ આવીને ઉભો રહ્યો. ખિન્નતાથી હરપાળ તેને જોવા લાગ્યો. ત્યાં તો વનવાસીએ પ્રેમથી તેના હાથ પકડીને કહ્યું—"મારા પ્રિય હરપાળ! વિમલ તો કુશળ છેને?"

"મારા માલેક! હું બહુજ થાકી ગયો છું. મને તમારા નિવાસસ્થાનમાં લઇ ચાલો, હું તમને ત્યાં બધું કહીશ." હરપાળે કહ્યું.

વનવાસીને હરપાળની થાકી ગએલી અને અત્યંત ક્ષીણ થએલી મુખમુદ્રા જણાઇ આવી. બીજાના પ્રાણ તરફ ન જોતાં પોતે પોતાનાજ સ્વાર્થ તરફ જુએ છે, તે વાત વનવાસીના જાણવામાં આવતાંજ તેને જરા ખરાબ લાગ્યું. હરપાળનો હાથનો ટેકો દઇ ઉઠાડ્યો.

બહુજ શ્રદ્ધાથી તેને ગિરીપાત તરફ લઇ ગયો. ચાલતાં ચાલતાં આખરે હરપાળને લઇ વનવાસીએ એક ગુફામાં પ્રવેશ કર્યો. ત્યાં એક આસન ઉપર હરપાળને બેસાડી થોડીવાર પછી વનવાસીએ કહ્યું—

"હરપાળ ! જો હવે તને હોંશિયારી જણાતી હોય તો મને વિમલાની કુશળતાના સમાચાર કહે."

ચિંતા, પ્રેમ અને ઉત્સુકતાથી પ્રફુલ્લિત થએલા વનવાસીના મુખ તરફ નિહાળીને જોતાંજ હરપાળનું હૃદય ભરાઇ આવ્યું. વનવાસીના પ્રશ્નનો સરળ ઉત્તર ન આપતાં તે બોલ્યો—

"આપની આજ્ઞા મુજબ ઠાકોરને અપાસર તરફ મોકલી દીધા છે અને લોઢાની પેટી પણ તેમનેજ મેં સોંપી દીધી છે."

"તો તો આપણી સમજફેર થઈ. ઠાકોર મરી ગયા નહિ પણ જીવતા હતા."

પોતાના માલેકે ઉપર પ્રમાણે કહ્યા પછી હરપાળ તેજ બાબતની હકીકત લંબાવીને કહેવા લાગ્યો. તે વાત તેણે થોડી ઘણી કહી ન કહી ત્યાં તો વનવાસીએ તેને વચમાંજ અટકાવીને કહ્યું—

"હરપાળ ! તું જે વાતો કહે છે તેને શું મારે ચુલામાં નાંખવી છે ? બીજાઓની કર્મકથા સાંભળીને મારે શું કરવું છે ? તું ફક્ત મારા સર્વસ્વની સ્વામિની વિમલની હકીકતજ મને કહે. તેની શુભાશુભ ખબર ઉપરજ મારૂં જીવન સર્વસ્વ અવલંબી રહ્યું છે માટે તું મને તેજ કહે."

"અન્નદાતા ! તે કેવળ તમારા નામનોજ જાપ કરતાં બેઠાં છે અને તમારી સલામતી માટે પરમકૃપાળુ પરમાત્માના પાદપદ્મ પ્રત્યે પ્રાર્થના ચાલ્યાં ગયાં છે." હરપાળે અચકાતાં અચકાતાં કહ્યું.

"હરપાળ ! તારી આ અલંકારિક ભાષામાં હું કાંઇ પણ

સમજી શકતો નથી. માટે મને તું સાફ સાફ અને સરળતાથી કહે કે વિમલા કુશળ તો છે ને ?" વનવાસીએ ઉતાવળથી પૂછ્યું.

"હા, પણ..."

"પણ શું ? બોલ, બોલ હરપાળ !"

"તેઓ સહિસલામત છે પણ આ..."

"આ આ...શું."

"આલોકમાં નહિ પણ પરલોકમાં !"

તે સાંભળી અચાનક પોતાની ઉપર ભયંકર અને વિષમ વિપત્તિનું વાદળ તુટી પડ્યું હોય, તેમ વનવાસીને લાગ્યું. શરીર ઉપર કકડતી ટાઢમાં જાણે પોતાની ઉપર કોઇએ ચૈતન્યશૂન્ય કરનારી હીમધારાનું સિંચન કર્યું, એમ તેને લાગ્યું. તેની આંખો સમક્ષ આગિઆઓ કે તારાઓ ચમકવા લાગ્યા હોયની ! એવો તેને ભાસ થયો. વિમલાના મરણમાં પોતેજ કારણભૂત થયો, એમ તેને સમજાવા લાગ્યું. મારા વિયોગની માઠી અસર તેના કોમળ હૃદય અને દેહ ઉપર થવાથી પરિણામ એ આવ્યું હશે; કે તે અકાળે પ્રસુતા થઇ તે વેદના અને વિરહાગ્નિની વેદનાથી તે કુસુમ કલિકા દગ્ધ થઇ ગઇ હશે. આવા આવા અનેક દુઃખદ વિચારો વનવાસી કરવા લાગ્યો. આખરે તે પ્રકટ રૂપે બોલ્યો–

"હાય રે અભાગિઆ ! તારૂં ભાગ્ય ફૂટી ગયું. તારા જીવનની જ્યોતિ ઓલવાઇ ગઈ–તેમાંનું વિમલારૂપ સ્નિગ્ધજીવનદીપજ્યોતિ–પોષક તેલ બળી ગયું. હવે કેવળ ચૈતન્યહીન થએલા પાત્રનું તારે કાંઇ પણ કામ નથી. હવે તું તેને ફેંકી દે. આ સંસારમાં શુષ્કજીવન ધારણ કરીને રહેવા કરતાં તે દિવ્યદેવી સ્વરૂપ વિમલાના સહવાસ–સમાગમ–માં રહેવું, એ બહુજ ઉત્તમ છે ! ઓ દુર્ભાગી વનવાસી !

તારૂં મધુર જીવન હવે ખારૂં, શુષ્ક અને નીરસ થઇ ગયું." આટલું બોલી તે ચુપ થઈ ગયો.

આ સમયે હરપાળના હૃદયની સ્થિતિ કોઈ જુદાજ પ્રકારની થઇ હતી તે વનવાસીને આશ્વાસન આપવાના ઉદ્દેશથી બોલ્યો—

"મારા અન્નદાતા! પોતાના શરીર ઉપર ખૂનીની કાતિલ તરવારના ઘા પડતા હતા તોપણ વારંવાર વિમલા આપના મંગલમય નામનુંજ ઉચ્ચારણ કરતી હતી."

આ વખતે વનવાસીની મુખમુદ્રા બહુજ ક્રોધિત થઇ ગઇ હતી. તે જોતાંજ હરપાલ જરા ગભરાઇ ગયો અને પોતાના માલેકની સામે હાથ જોડતો બોલ્યો—

"મારે માટે કે સ્વર્ગમાં દેવ સ્વરૂપ પામી અદ્રશ્ય રૂપે રહી આપનીજ આસપાસ વિચરતી તે વિમલબા માટે, શાન્ત થાઓ અને મારૂં કથન પૂરેપૂરૂં સાંભળી લ્યો!"

" મારી આસપાસ વિચરનારી મારી દિવ્યદેવી! મારી વિમલા! મારી નાખવામાં આવેલી મારી વિમલા—ખૂનીને હાથે કપાએલી વિમલા! તે દિવ્ય દેવીની ઉપર કોણે ઘા કર્યો અને તેની ઉપર ઘા કરનાર કયો અને કોનો કઠોર હાથ હતો? તે મને કહે." ક્રોધથી હરપાળનો હાથ પકડી વનવાસીએ પૂછ્યું.

"તે સમ્રાટ્ ભુવડનો જુલમી—અત્યાચારી વનોડનો રાજપ્રતિનિધિ!"

" વિમલા જેવી સદ્ગુણી સતી ઉપર તેનો હાથ શી રીતે ઉપડ્યો? તેણે તેનો શો અપરાધ કર્યો હતો?"

આ પ્રશ્નના જવાબમાં હરપાળે આરંભથી તે અન્ત સુધીની તમામ હકીકત કહેવાનો આરંભ કર્યો. જેમ જેમ હરપાળ તે વિષમ વૃત્તાંત વનવાસીને જણાવતો જતો હતો તેમ તેમ તેની ચિત્તવૃત્તિઓ સંતપ્ત થતી જતી હતી. આખરે હરપાળે કહ્યું કે—

" મારાં બા ઉપર જ્યાં બીજો ઘા થવાની તૈયારી હતી ત્યાં તો હું વચમાં પડ્યો અને મારી પુત્રીતુલ્ય વિમલાને મારી બાથમાં લઇ લીધી. પરંતુ ઘા એવા તો જોરથી થયો કે–તે મારા ખભાને સખત ઇજા પહોંચાડી તેના શરીર ઉપર લાગ્યો અને તે મરી ગઇ તથા દુર્ભાગ્યે હું જીવતોજ રહી ગયો."

" પરમ કૃપાળુ પરમાત્મા ! એક કસાઇને પણ લજ્જા પમાડે તેવી રાક્ષસી ક્રૂરતાની ફરિયાદ શું તેં ન સાંભળી ? ઓ દયાળુદેવ! તારા પવિત્ર ન્યાયનો અમલ કરવાની શક્તિ મને અર્પણ કર ! આ ખૂનનો બદલો મને લેવા દે અને પછી તારી ઇચ્છા પ્રમાણે મને ગમે ત્યાં લઇ જજે. "

" વનવાસી ! મારાં બાનું ખૂન કરનાર આ તેજ તરવાર છે. આ તરવારની ઉપરનું એક એક રક્તનું પરમાણુ અત્યંત પવિત્ર છે અને તેથીજ હું તે આપની પાસે લઇ આવ્યો છું." હરપાળે પોતાની પાસે છુપાવેલી તરવાર કાઢી તે વનવાસીને બતાવતાં કહ્યું.

---

## પ્રકરણ ૧૫ મું.

---

" વિમલ-વ્હાલી વિમલ ! શું આ ચૈતન્યહીન તરવાર ઉપર તારૂંજ રક્ત છે ? "

હરપાળની પાસેથી વનવાસીએ તરવાર લીધી. તેની તરફ ઘણી વાર સુધી ટક લગાડીને તેણે જોયા કર્યું. કેટલીએ વાર તે તરવારનું ચુંબન લઇ તેણે તે પોતાના કપાળે અડાડી. તરવાર ઉપરના રક્તની આર્દ્રતા સમૂળ નષ્ટ થએલી ન હોવાથી વનવાસીના કપાળ અને ઓષ્ઠ રક્તના સુરંગ રંગથી રંગાઇ ગયાં. તે તરવારના બન્ને છેડા પોતાના

બન્ને હાથમાં રાખી તે તરફ જોતો વનવાસી આ પ્રકરણના પ્રારંભમાં જણાવેલું વાક્ય બોલ્યો. આ સમયે તેની ચિત્તવૃત્તિમાં અચાનક ફેરફાર થઇ ગયો. તે આંખો ફાડીને તરવાર તરફજ જોતો રહ્યો. થોડીવાર પછી અચાનક વિકટહાસ્ય કરી તે ગુફાની ભૂમિને ગજાવતો બોલ્યો—

" મારા હૃદયની દિવ્યદેવી ! તારા ઉપર આ તરવાર ચલાવનારી વ્યક્તિના હૃદયમાં પેસી તેના ટુકડે ટુકડા ન કરી નાંખે ત્યાં સુધી તે રણચંડિકા આ તારા વનવાસીનાજ હાથમાં રહેશે."

વનવાસીનો ક્રોધ ધીમે ધીમે વધતો જોઇ હરપાળ જરા અચકાયો. તેનું મુખમંડળ હૃદયમાં સળગતી જ્વાળા સમાન સંતપ્ત વિકારોથી ચમકતું હતું અથવા તેના હૃદયમાંના વિકારોની જ્વાલાઓ તેના મુખની આસપાસ પ્રજ્વલિત થએલી હોઇને તેની વચમાં તેનું મુખ ચમકતું હતું. તે ભયંકરતા જોતાંજ હરપાળ ગભરાઇ ગયો. તે પોતાના માલેકના પગ પકડતાં બોલ્યો—" અન્નદાતા ! વિચાર કરો કે તમે એકલા છો......"

" હરપાળ ! શું કહ્યું ? શું હું એકલો છું ? નહીં ! હરપાળ તું ભૂલે છે. મારો સહાયક સર્વેશ્વર છે. પારકી સત્તા રૂપ રાક્ષસી ! તને તારા જુલમના સિંહાસન ઉપરથી ખેંચીને જમીન ઉપર પછાડી—તને હતી નહતી કરી નાંખવા હું આવું છું. ઓ દુષ્ટા ! હવે ગભરાઇ જા રે મુંઝાઇ જા !" એમ કહી તે તાંડવનૃત્ય કરવા લાગ્યો. થોડીવાર પછી, પ્રેમપૂર્વક પોતાના સેવક તરફ જોતો—તેને ઉઠાડતો તે બોલ્યો—" મારા સ્વામિભક્ત સેવક ! તું બીજી તરફ ચાલ. ત્યાં મારા માણસો છે તે તારૂં રક્ષણ કરશે. તને અપાસર ગામમાં તારા શરીરમાં શક્તિ આવે ત્યાં સુધી ઠાકોર ચાંપાજીના આશ્રયમાં રહેજે. હવે તારી સાર સંભાળ ઠાકોર ચાંપાજી કરશે."

ચાંપાજીનું નામ સાંભળતાંજ તેણે પોતાને આપેલા રણશિંગાનું અને સંદેશાનું તેને સ્મરણ થઇ આવ્યું. તે વનવાસીને આપ્યું અને તે સંદેશા પણ કહી સંભળાવ્યો. પછી કહ્યું કે–"મેં સંદેશો પહોંચાડયો છે, તેનો ઠાકોરને વિશ્વાસ આવે માટે તમે તમારી મને કાંઇક નિશાની આપો. તમારી પાસેથી કાંઇક નિશાની લાવવાની તેમણે મને આજ્ઞા કરી છે."

"હરપાળ! હું તને શું આપું? મારી પાસે આપવા જેવું શું છે? શસ્ત્રાસ્ત્રોનો મેં ત્યાગ કર્યો છે, પારકી સત્તાના અમલ નીચે કચડાઈ જનારા આ વનવાસી પાસે તેનું પોતાનું હવે હરપાળ, શું છે? મારી વિમલા? તે પણ મારી પાસેથી ખેંચાઇ ગઈ છે! હરપાળ, જીતાએલ અને ગુલામગીરીજ સહનારા દેશને અને તેમાંના લોકોને પોતાની એવી એક પણ ચીજ હોતી નથી તો પછી હવે તુંજ કહે કે હું તને શું આપું?"

"ગમે તે આપશો તે ચાલશે." હર

મારી માલેકીની કોઇ પણ વસ્તુ મારી પાસે હોય તો હરપાળ, તે ફક્ત મારૂં પોતાનુંજ એક માત્ર શરીર છે. બોલ, મારા વ્હાલા અને માનીતા હરપાળ, તે શરીરમાંનો કયો ભાગ તને–નિશાની દાખલ જોઇએ છે?"

"આપ આપના કેસ આપશો તો પણ ચાલશે."

"સારૂં. મારી વિમલાને હાથેજ વધેલાં, તેનાજ રક્તથી રંગાએલા અને તેનેજ મારી નાંખનારી આ દુષ્ટ તરવારે કાપેલા મારા કેસ હું તને આપું છું." વિમલાના હાથેજ બાંધેલી શિખા કાપી નાંખી તે હરપાળના હાથમાં આપતાં તે ફરી બોલ્યો—

"હરપાળ! આ મારા કેસ ઠાકોર ચાંપાજીને નિશાની તરીકે

આપીને મારો સંદેશો કહી સંભળાવજે કે–'પારકી સત્તાના જુલમનો આરીસો–મારા રૂપે–તમારી સમક્ષ મૂકેલો છે. તેમાં ગુજરાતની ભાવી આપત્તિઓનું ભયંકર પ્રતિબિંબ જોઇ જાગૃત થાઓ, સાચા દેશભક્તોના હાથના કાંડામાં ઇશ્વરી સામર્થ્યનો નિવાસ હોય છે. એ ધ્યાનમાં રાખજો. હજુ પણ આપણી માતૃભૂમિ ગુજરાત પારકીસત્તાના અમલને દૂર ફેંકી દઇ સ્વતંત્ર થઇ શકશે. ”

" મને લાગે છે કે અપાસર ગામમાં જવાથી આપણા કાર્યની સિદ્ધિ થશે." હરપાળે કહ્યું.

" નહીં. મને ચાંપાજીની મદદની જરૂર નથી--અપેક્ષા નથી. મારે માટે તેમને કાંઇ પણ લાગી આવતું હોય તો તેમણે તનેજ કાયમને માટેનો આશ્રય આપવો. તેમાં મને બધું પહોંચી જશે. મારે તો ફક્ત પરમેશ્વરનીજ સહાયતા જોઇએ છે. તેનીજ પ્રેરણાની મારે જરૂર છે. ઉઠ, હરપાળ ! હવે તું મારી સાથે ચાલ. વિમલાના ખૂનીઓને આજના અસ્ત થનારા સૂર્યના પુનઃ દર્શન નજ થવાં જોઇએ."

એટલું કહી વનવાસી હરપાળને બીજી તરફ લઇ ગયો. ત્યાં જઇ તેણે રણશિંગું તીવ્રવેગથી ફૂંક્યું. તેનો થરથરતો અવાજ તે પ્રદેશમાં જઇ અથડાયો. તે અવાજમાં કોઇ અજબ જાતનું ચૈતન્ય હતું. તે અવાજ જરા શાંત થતાંજ પાંચપચાસ જુવાનો દોડતા વનવાસીની પાસે આવી પહોંચ્યા. ત્યાંજ એક શિલાખંડ ઉપર વનવાસી બેસી ગયો અને એકત્ર થએલા જુવાનો તેની ચારે તરફ બેસી ગયા. તે બહુજ સરસ દેખાવ હતો. ગુજરાતને નવજીવન આપનાર વિમલાના રક્તથી રંગાએલી તરવાર હાથમાં લઇ વનવાસી શિલાખંડ ઉપર–તેનેજ સિંહાસન માની–બેઠો હતો. અતુલ તેજ તેની વિશાળ મુખમુદ્રા ઉપર ચમકતું હતું. તેની આસપાસ કદાવર ભીલો બેઠા હતા.

તીરકામઠાંઓ અને ભાલાનાં પાનાંઓ અસ્ત પામતા સૂર્યનારાયણના લાલ કિરણોથી વિજળીની જેમ ચમકતા હતા. વનવાસી તે શિલા-ખંડ ઉપર ઉભો થયો અને ગર્જતા મેઘના અવાજ જેવા ગંભીર અ-વાજે બોલ્યો—

"મારા વ્હાલા બંધુઓ! હું તમને મારી વિમલાના થએલા રાક્ષસી ખૂનનો બદલો લેવા માટે બોલાવું છું. જે જે પદાર્થો તમને પ્રાણ કરતાં પણ પ્રિય છે, તે તે પદાર્થો, તમારી પરમ પ્રિય અર્દ્ધાં-ગનાઓ, તમારી માતા અને ભગિનીઓ અને તમારા બાળબચ્ચાંઓ તરફથી હું સંદેશો લઇ આવ્યો છું. ઉઠો, ભાઇઓ, ઉઠો. ભુવડની તરવાર નગ્ન થઇ છે. તેને તમારાં વૃદ્ધો—વડીલો, બાળબચ્ચાંઓ અને પત્નીઓની પરવાહ નથી. તમામને કાપી કાઢવાની તેણે શરૂઆત કરી દીધી છે, આ મારા હાથમાંની તરવાર જુઓ, તેના પ્રતિનિધિ દુષ્ટ સૂર્બાજીની આ તરવાર છે અને તે લઇ ગર્વ ધારણ કરી—મારા ઘરમાં પ્રવેશ કરી મારી ધર્મપત્નીનું ખૂન કર્યું છે. ભાઇઓ! ભવિષ્યમાં થનારા અનહદ અત્યાચારો અને જુલમની આ કિંચિત્ માત્ર શરૂઆત છે. જો તમે વખતસર ચેતીને તૈયાર નહીં થાઓ, તમારા પ્રિયમાં પ્રિય જીવનના સંરક્ષણ માટે તમે જાગૃત નહીં થાઓ તો ભુવડની તરવાર તમારા સર્વસ્વનું સત્યાનાશ કર્યા વિના રહેશે નહિ. તે જુલમ, અત્યા-ચાર અને અનાચારનું ચિત્ર—મારા સ્વરૂપે—તમારી આંખો સામે ઉભેલ છે. માટે જરા સારી રીતે આંખો ઉઘાડીને જુઓ!"

"આપનું કથન બરાબર છે. વિમલબાના ખૂનનો બદલો ખૂન-થીજ લેવો જોઇએ. આપ કહો તે પ્રમાણે કરવા અમે તૈયાર છીએ. તમારો હુકમ બજાવતાં અમો તમામના પ્રાણ જાય તો પણ અમે જરા પણ પાછી પાની કરીશું નહિ." ત્યાં એકત્ર થએલા તમામ ભિલોએ કહ્યું.

ગુજરાતમાં નવિન ચૈતન્ય પ્રકટ કરાવનાર વનવાસી સિંહાસન ઉપરથી નીચે ઉતર્યો અને પોતાના એકનિષ્ઠ સ્વામિભક્ત ભક્તોમાં ભળતો બોલ્યો–

"મારા શુરવીર બહાદુરો ! ચાલો, ગુજરાતની સ્વતંત્રતાનું પુણ્યાહવાચન–મંગળાચરણ કરવા માટે ચાલો."

"ચાલો !" એવો આકાશને ગજાવતો અવાજ થયો અને થોડાજ વખતમા બીજા પણ કેટલાક મનુષ્યો ત્યાં આવી પહોંચ્યા. એક ઘડીની અંદરજ એક દિલના પોણાસો એંસી જુવાનોનું સૈન્ય તૈયાર થઇ ગયું. તેણે થોડાજ વખતમાં ધારેલું કાર્ય સફળ કરવા ત્યાંથી પ્રયાણ કરી દીધું.

## પ્રકરણ ૧૬ મું.

વનવાસીની આગેવાનીમાં તે સૈન્ય સપાટાબંધ કુચ કરે જતું હતું. પાસેનાજ ટુંકા રસ્તે તે સૈન્ય વનોડની સીમાપર આવી પહોંચ્યું. આજ સુધી જે મકાનમાં રહી પોતે આનંદ ભોગવ્યો તે મકાનના અને વિમલાની અવશેષ રક્ષાના દર્શન કરી લેવાના ઉદ્દેશથી–દોડતા આવેલા પોતાના સૈન્યને પણ વિશ્રાંતિ મળે તેવા હેતુથી–પોતાના સૈનિકોને હુમલો કરવા પહેલાં થોડી વિશ્રાંતિ લેવા વનવાસીએ કહ્યું અને પોતે પાંચ જણા સાથે લઇ ત્યાંથી પોતાના ઘર તરફ આવવા નિકળ્યો.

આ સમયે સૂર્યાસ્ત થઇ ગયો હતો અને સર્વત્ર અંધકાર ફેલાએલો હતો. ગઇ કાલે એજ વખતે તેજ ચઢાણના રસ્તા ઉપર વનવાસી કેવી સ્થિતિમાં આવ્યો હતો અને આજે કોઇ જુદી જ સ્થિતિમાં આવ્યો છે. દુઃખદ વિચારોના ભડકા તેના હૃદયને રહી રહીને દુઃખ

ઉપજાવતા હતા. એટલામાં ભુવડના સૈનિક જેવો પોશાક પહેરેલો એક સૈનિક સામેથી આવતો વનવાસીના જોવામાં આવ્યો. તરત જ તેના સાથીઓ તેની ઉપર તુટી પડ્યા. તે પોતાના માણુસોની પાસે પ્રાણુદાનની યાચના કરે છે, એવું વનવાસીના જાણુવામાં આવતોજ–સાંભળતાજ–વનવાસી પોતાના માણુસોને થોભાવતો બોલ્યો–"શરણે આવેલાને મારી નાંખવો, એ આપણું કામ નથી. માટે બહાદુરો ! તેને છોડી દો."

તે માણુસને છોડી દેવામાં આવ્યો. છુટો થતાંજ તે સૈનિકના મુખમાંથી કૃતજ્ઞતાના શબ્દો નિકળ્યા. તે વનવાસીના સાંભળવામાં આવતાં જ તે બોલ્યો–

"તું કોણુ છે ? શત્રુના સિપાઇઓ કોઇ અમારા મિત્ર નથી હોતા."

"પણુ હું તમારો શત્રુ નથી. હું પોતે ગુજરાતી છું અને ગુર્જર દેશભક્તોનો દાસ છું. ગઇ કાલેજ તમે મને પ્રાણુદાન આપ્યું હતું અને આજે ફરી પ્રાણુદાન આપ્યું, તે માટે હું આપનો અંતઃકરણુપૂર્વક અત્યંત આભાર માનું છું."

"પણુ તું કોણુ છે ?"

" હું ઠાકોર શ્રી ચાંપાજીનો સેવક છું. આપે અમને દુશ્મનના ઘેરામાંથી બહાર કાઢતાંજ અમે ત્યાંથી ચાલી નિકળ્યા પણુ અફસોસ કે દુશ્મનના ત્રણુ સૈનિકોએ અમારી પુંઠ પકડી હતી. મને ઘા લાગેલો હતો. મારા પોતાના પ્રાણુ જશે એમ મને લાગવાથી મેં આપના સેવક હરપાળને આગળ જવા દીધો અને હું દુશ્મનના સૈનિકોને થોભાવી રાખવા પાછળજ રહ્યો. તે ત્રણેને ઘાયલ કરી હું ન્હાસી છૂટું છું ત્યાંતો તમે અદ્રશ્ય થવાની બુમ પડી અને દુશ્મનો મને છોડીને ચાલ્યા ગયા. ત્યાર પછી હું રમણુબાગ તરફ જવા નિકળ્યો. ત્યાં જઇ જરા ઉભો

રહ્યું ત્યાંતો એકદમ દુશ્મનોની એક ટુકડી વાયુવેગે ચાલી આવતી મારા જોવામાં આવી. મેં તે વાત આપના નોકરને જણાવી અને આપના રમણબાગમાંજ છુપાઈ રહ્યો. જ્યાં હું છુપાઇ રહ્યો ત્યાંજ મને મૂર્છા આવી ગઇ. સ્હવારે હું ત્યાંથી રવાના થાઉં તે પહેલાંજ રમણબાગમાંના આપના મકાનના આંગણામાં સૂર્યાજીના સૈન્યની ગિરદી થએલી મારા જોવામાં આવી. દેવી વિમલબાની ચિતાના અગ્નિથીજ તે દુષ્ટોએ આપના તમામ મકાનને આગ લગાડી દીધી અને ત્યાંની તમામ કિંમતી ચીજો અને વસ્ત્રો વિગેરે તે લુટારાઓ લુંટી ગયા."

"ભલા ગૃહસ્થ! જો તારા શરીરમાં ગુજરાતની પવિત્ર ભૂમિનું રક્ત સંચાર કરતું હોય તો તેં ધારણ કરેલા પોશાકને શરીર ઉપરથી ઉતારીને ફેંકી દે અને અમારી સાથેજ ચાલ." એમ કહી બળી ગએલા રમણબાગ તરફ ત્યાંથીજ જોતાં વનાવાસીએ દુઃખદ સ્વરે કહ્યું-" દુષ્ટ નરાધમ સૂર્યાજી! તેં મારી પ્રાણપ્રિય ધર્મપત્નીની ચિતાના પણ મને દર્શન થંવા દીધા નહિ?" અફસોસ!

"તે ગુજરાતનો વિધ્વંસક છે. માટે પ્રથમ તેની પાસેજ ચાલો અને તેના કૃત્યનો તેને ભયંકર બદલો આપો." તેના સાથીદારોમાંથી એકે કહ્યું.

ઉદય પામતાં ચંદ્રદેવના ઝાંખા પ્રકાશમાં વનવાસીએ નામ માત્ર બાકી રહેલા પોતાના નંદનવન જેવા રમણબાગ તરફ એક વાર ફરી દ્રષ્ટિપાત કર્યો. એક લાંબો નિસાસો નાખ્યો. બીજીજ પળે તેના મુખ ઉપર છવાએલી ખિન્નતાની છાયા કોણ જાણે ક્યાંએ ઉડી ગઇ અને તે સ્થળે ભયંકર અને દ્રઢ નિશ્ચયની છાયા દેખાવા લાગી. તે પોતાના દાંત હોઠ કરડવા લાગ્યો. તેની આંખોમાંથી જાણે અગ્નિ ઝરતો હોય તેમ લાગ્યું અને તે બોલ્યો-" ચાલો, પ્રથમ તેની પાસેથીજ બદલો લઇએ. ચાલો, બોલો શ્રી ભગવાન્ એકલિંગજીનો જય! વિજય!!"

# પ્રકરણ ૧૭ મું.

પૃથ્વીના સમતલ ઉપરથી ઉછાળો મારી ચમકતી, કકડાટ કરતી અને ગર્જનાથી જગતને ગજાવતી વીજળી જેમ ગગનના મસ્તકે જઇ અથડાય છે, તેમ વનવાસીનું સૈન્ય વનોડ ગામની નજીક જઇ પહોંચ્યું. તે એક ભયંકર તોફાનની જેમ સામે જે કાંઇ મળે તેનો નાશ કરતું-ખાઇઓ ઓળંગતું-કિલ્લાના દરવાજા ઉપરના પહેરેગિરોને કાપી કાઢતું-વનવાસીનું તે નાનકડું સૈન્ય વનોડના કિલ્લામાં ઘુસી ગયું. 'ભગવાન એકલિંગજીનો જય-વિજય!' એવો ગગડાટ થયો. તે નાનકડા સૈન્યનો વેગ એટલો બધો તો અમર્યાદિત હતો કે, આ શું તોફાન છે, તે સમજી લેવાનું પણ કોઇને ધૈર્ય થયું નહિ. રણવેશ ધારણ કરી રણોન્મત્ત થઇ વનવાસી "વૈર! બદલો!" એવો હુંકાર કરતો સૂર્યાજીના મકાનની સામે જઇ ઉભો રહ્યો. પહેલી પળે વનવાસીનું સૈન્ય તે મકાનની સામે જઇ પહોંચ્યું અને બીજીજ પળે તે મકાનનો દરવાજો તોડી વનવાસી સાથે અંદર ઘુસી ગયું. સૂર્યાજીની શિબંદીના સૈનિકો અસ્તવ્યસ્ત થઇ જે તરફ માર્ગ મળ્યો તે તરફ ન્હાસી છૂટયા. તે મકાનમાં જ્યાં ત્યાં 'ભગવાન્ શ્રી એકલિંગજીનો જય!' એવી રણગર્જના ગગડાટ કરતા મેઘની જેમ ગર્જવા લાગી.

સૂર્યાજી જ્યાં મશરૂના ગાદલાંઓમાં આળોટતો પડયો હતો વનવાસી ત્યાં જઇ પહોંચ્યો. આ સમયે વિમલાના ખૂનનો બદલો લેવાની તીવ્ર અભિલાષા તેના મુખ ઉપર ચમકતી હતી. તેના શરીરમાં તે સમયે ભીમની શક્તિ અને અર્જુનની રણકુશળતા પ્રકટ થયાં હતાં. સૂર્યાજીના શયનભુવન ઉપર પહેરો ભરનાર પહેરેગીરનું મસ્તક એક દડાની જેમ ધડથી જુદું કરી નાંખી તે આગળ વધ્યો. અંદરથી

બંધ કરાએલા શયનભુવનના દરવાજા ઉપર લાત મારીને દરવાજો તોડી નાંખ્યો અને તેણે તરતજ શયનભુવનમાં પ્રવેશ કર્યો. આ સમયે વનવાસીની મુખમુદ્રા ઉપરથી તે કૃતાંત–કાળ–જેવો લાગતો હતો. ખૂની સૂર્યાજીએ વનવાસીને જોતાંજ તેને શું લાગ્યું હશે ? કેટલી અતૃપ્ત હત્યાઓ વનવાસીને વચમાં લઇ તેની સમક્ષ આવી ઉભી હશે ? નીચતાથી દયાહીન થઇ જે નિરાધાર નારીનું તેણે ખૂન કર્યું તેનોજ પતિ તેના ખૂનનો બદલો લેવા પવિત્ર ન્યાયદંડ હાથમાં લઇ આવેલો જોતાંજ તેને ત્રણે ભુવનનું સ્મરણ થઇ આવ્યું હશે. પ્રાણ બચવાની આશાનો જરા પણ અંશ બાકી નથી એ જાણવા છતાં તે કાયર નરે વનવાસી પાસે પ્રાણની ભિક્ષા આપવા યાચના કરી. નિરાશાની બૂમો પાડતો તે પોતે જે ગાદલાપર સુતો હતો તેજ ગાદલાની ઢાલ કરીને તે બીકણ તેમાં છુપાવા લાગ્યો. તે પલંગપર સુતો હતો. વનવાસી આગળ વધ્યો અને તેના શરીર ઉપરનું ગાદલું ખેંચી દૂર ફેંકી દીધું. સૂર્યાજી વનવાસીની સમક્ષ ઉભો રહેવાની ધીરજ ધરી શકયો નહિ. તેની છાતી સાથે તરવારની અણી અડાડી વનવાસી બોલ્યો—" ઓ દુષ્ટ ! આ તેજ તરવાર છે કે જેના વડે તેં મારા હૃદયોદ્યાનનું મધુરૂં પુષ્પ છુંદી નાંખ્યું. તેજ તરવાર આજે તારી જીવનલીલા સમાપ્ત કરી શાન્ત થશે. નરાધમ ! તારી તરવારને અને તને ધિક્કાર છે. આમ થરથર ધ્રુજે છે શા માટે ? એક નિરપરાધી અને અસહાય અબળાના જીવનનો નાશ કરતાં તને કાંઇ પણ વિચાર ન આવ્યો ? ઓ કાપુરૂષ ! તું જેમ અત્યારે તડફડે છે તેમ મારી પત્ની તે વખતે પણ તડફડી હશે. સ્વર્ગમાં વિરાજતી દેવી ! તારો અપરાધ કરનારને શી શિક્ષા થાય છે તે જો અને સ્વર્ગમાં શાન્તિ પામ ! "વિમલ જો......જો..." આટલું કહેતાંજ વનવાસીએ તેના શરીર ઉપર એવો તો જોરથી સખત ઘા

કર્યો કે જેથી સૂર્યાજી ગતપ્રાણ થઇ પૃથ્વી ઉપર પછડાઇ પડયો. તેના રક્તથી રંગાએલી તરવારના બે કટકા કરી વનવાસી બોલ્યો—

"બસ! બદલો લેવાયો અને કાર્ય સંપૂર્ણ થયું. હવેથી મારે આ કાયાની સાથે શો સંબંધ રહ્યો? કાંઇજ નહીં! હવે આ દેહ ઉપર મારી માલેકી નથી. આજથી આ દેહ ગુર્જરીદેવીનો દાસ થયો છે!"

એમ કહી તેણે તરવારના ટુકડા ફેંકી દીધા અને તે ત્યાંથી બહાર આવ્યો. તેને જોતાંજ તેના સૈનિકોએ જયજયકાર કર્યો અને બોલ્યા—

"આવીજ રીતે વનવાસીના દુશ્મનોનો નાશ થાઓ!"

"વનવાસી કરતાં ગુજરાતના દુશ્મનોનો નાશ થાઓ, એમ બોલો, મારા બહાદુર શૂરાઓ! આ પળથીજ વનવાસીની પ્રેમદેવતા પવિત્ર માતૃભૂમિ દેવી ગુજરાત છે અને તેજ મારૂં દૈવત છે–તેજ મારો મોક્ષ છે. ભગવાન્ શ્રી એકલિંગજીને સાક્ષીએ રાખી હું પ્રતિજ્ઞા લઉં છું કે, સ્વતંત્રતાના પરમ પવિત્ર મંદિરમાં દેવી ગુર્જરીની પ્રાણપ્રતિષ્ઠા કરીશ અથવા તો હું પોતેજ પ્રાણત્યાગ કરીશ. મારા વ્હાલા શૂરવીરો! આ કઠિન વીર કંકણ પોતાને હાથે બાંધવા તથા ભયંકર અસિધારા જેવા આ વીરવ્રતની દીક્ષા લેવા આપણામાંથી કોણ કોણ તૈયાર છે?"

"તમામ! તેમ કરવા અમે સર્વે તૈયાર છીએ! વનવાસી અને માતૃભૂમિ ગુજરાતનો જય થાઓ–વિજય થાઓ!"

ઉપર પ્રમાણેની દશે દિશાઓને ગજાવી મૂકે તેવી ઘનઘોર ગર્જના ત્યાં થવા લાગી. તે ગર્જનાથી હારેલા દુશ્મનો ભયભીત થઇ ગયા. કેટલાક પડયા, અથડાયા–કુટાયા, દબાયા અને ચંપાયા તથા કેટલાક મરાયા તેમજ કેટલાક ઘાયલ થયા. એવી સ્થિતિમાં વનોડના કિલ્લા-

માંનું સૈન્ય સપડાઇ ગયું; ત્યાં વનવાસીના સૈન્યનો પ્રતિકાર કરવાની તો વાતજ ક્યાં રહી ?

જેવી રીતે અચાનક તોફાન થાય તે પ્રમાણે વનવાસી અચાનકજ વનોડમાં પ્રકટ થયો અને પોતાનું કાર્ય કરી પાછો તેવીજ રીતે ચાલ્યો ગયો. આ ઝપાઝપીમાં પોતાનો એક પણ સૈનિક ન ગુમાવતાં તે ધારેલું કાર્ય સિદ્ધ કરી ત્યાંથી બીજે ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૮ મું.

" હરપાળ ! રાક્ષસી ક્રૂરતાથી વિમળાનું ખૂન કરનાર નરરાક્ષસને તેના અપરાધ માટે દેહાન્ત શિક્ષા કરી. સુર્યાજીની સાથે ભુવડના કેટલાક સૈનિકો પણ મરાયા. મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ. આટ આટલું થયું છતાં પણ હરપાળ, સુર્યાજીએ મારા હૃદયમાં જે ઘા કર્યો છે તે કોઇ કાળે ભરાશે નહિ. હું સમજું છું કે સુર્યાજીએ મારા ઉપર એક રીતે ઉપકારજ કર્યો છે. આટલા દિવસ હું મારા એકલાનાજ સંસારમાં નિમગ્ન હતો. હવે આખો ગુજરાતદેશ એ મારા સંસારરૂપ કર્મક્ષેત્ર થએલ છે. વ્યક્તિના સંસારમાં હું ગુજરાતને ભૂલી ગયો હતો પણ સુર્યાજી આવ્યો અને તેણે મને જાગૃત કર્યો. પછી મારો ખરો સંસાર મને દેખાવા લાગ્યો. દુઃખનો બદલો લેવા માટે ગુજરાત દેશે પણ પોતાની તરવાર મ્યાનમાંથી બહાર કાઢી છે. જ્યારે ગુજરાત સ્વતંત્ર થશે—ગુજરાતમાં સ્વરાજ્યની ગર્જનાનો ગગડાટ ગગડશે ત્યારેજ તે ફરી મ્યાનમાં મૂકાશે. તું મારી પ્રતિજ્ઞા ઠાકોર ચાંપાજીને કહી સંભળાવજે ! માતૃભૂમિ શિવાય હવે મારે માટે આ દુનિયામાં કાંઇ પણ બંધન બાકી રહેલ નથી. હવેથી આખો ગુજરાત દેશ મારૂં કુટુંબ છે. હર-

પાળ, મારા આ સંસારમાંથી શું તું મને સંન્યાસ સ્વીકારવાનું કહે છે ? આપણા ગુજરાત દેશનાં અસંખ્ય કુટુંબો પરતંત્રતાની ધાણીમાં ભુવડને કર રૂપી તેલ આપવા માટે—પીલાય છે તે છતાં એકલાનીજ આત્મિક ઉન્નતિ કરવા માટે મારે ચાલ્યા જવું, એમ તું કહે છે ખરો ? ખરો ? ના, તું તેમ કહે એ હું માની શકતો નથી. જો એમજ છે તો પછી તું મને ગુજરાત દેશના ઇશ્વરે આપેલા હક્કનો પુરસ્કાર કરવા દે અને તું મારો સંદેશો લઇ ઠાકોર ચાંપાજી પાસે જા !"

"ભલે, આપની જેવી આજ્ઞા !"

આટલુંજ બોલી અને ઉપર પ્રમાણેનો વનવાસી તરફનો સંદેશો લઇ થોડા સમયમાંજ હરપાળ અપાસર ગામમાં આવી પહોંચ્યો. ઠાકોર ચાંપાજીના ઘરના પહેરેગીર મારફતે પોતાના આવ્યાની ખબર હરપાળે મોકલાવી. તરતજ ઘણા માન સન્માન સાથે હરપાળને ઠાકોરની પાસે લઇ જવામાં આવ્યો.

તે મકાનના દિવાનખાનામાં ઠાકોર ચાંપાજી એક પલંગ ઉપર સુતો હતો. તેને ઓશીકે ઉંચો પોશાક પહેરી—હીરા, મોતી અને સોનાના દાગિનાઓથી પ્રફુલ્લિત થએલી એક પ્રૌઢા સ્ત્રી બેઠી હતી, પલંગ ઉપર પોતાના હાથ રાખી એક દેખાવડો યુવક બેઠો હતો અને તેના પગની પાસે સાદા પોશાકમાં સુસજ્જ થએલી અલંકાર રહિત એક અપૂર્વ રૂપસુંદરી યુવતિ બેઠી હતી. હરપાળ ત્યાં આવતાંજ તે તરૂણી સ્થિર, શાંત અને પવિત્ર નજરે પોતાની તરફ જુએ છે, એમ તેને લાગ્યું. તેને જોતાંજ એકાએક હરપાળના હૃદયમાં વિમલાનું સ્મરણ થઇ આવ્યું. તે તરૂણીનાં કાન્તિવન્ત કાળા કમળથી પણ કમનીય નયનો વિમલાના નેત્રોની જેમ ગોળ, તેજસ્વી, પાણીદાર અને સ્થિર

છે, એમ તેને લાગ્યું. વિમલાની દ્રષ્ટિમાં કોમળતા અને માર્દવ જેટલાં હતાં તેટલાં તેને તે તરુણીની દ્રષ્ટિમાં જણાયાં નહિ. કદાચિત્ અપરિચિતપણાથી અને વિમલા આખા વિશ્વમાં સુંદર હતી, એવી તેની ધારણા હોવાથી ઉક્ત ગુણોનો અભાવ તે તરૂણીમાં તેને લાગ્યો હશે. પણ વિમલાની જેમજ તે તરૂણીના નયન યુગલમાં પણ પવિત્રતા, શુદ્ધિ, સરળતા અને પરમ પવિત્ર ઉત્કૃષ્ટ ચિત્તવૃત્તિનું પ્રતિબિંબ સ્પષ્ટપણે પડેલું હરપાળને દેખાયું. તે તરૂણી વિમલાનાં જેટલીજ ઉંચી હતી પણ ફરક માત્ર એટલોજ હતો કે સામે બેઠેલી યુવતિ કૃશ હતી અને વિમલા લલિત હતી. બન્નેની કોમળ કાયા કમનીય અને રંગ સરખોજ હતો. પ્રૌઢાવસ્થાને લીધે પૂર્ણ પરિણતાવસ્થામાં પ્રવેશ કરેલા આમ્રફળ પ્રમાણે વિમલાની કાયાનો સુરંગ રંગ તેજસ્વી હશે અને યૌવનાવસ્થામાં પદાર્પણ કરનારી પ્રમદાનો વર્ણ સુવર્ણના જેવી પીળી ઝાંખ ચઢેલા આમ્રફળ જેવો હશે. બન્ને સુંદરીઓના શરીરની રચના સરખીજ મનમોહક, મનોહર અને અકૃત્રિમ સુંદર હતી એમાં તો જરાએ શંકા કરવા જેવું નહોતું.

એકજ પલકમાં ઉપર પ્રમાણેના તુલનાત્મક વિચારો હરપાળના હૃદયમાં આવી ગયા. તે દિવાનખાનામાં પ્રવેશ કરી ચાર પાંચ પગલાં આગળ વધે છે ત્યાં તો પલંગ ઉપર ઉઠીને ચાંપાજી બેઠો થયો. યુવતિ અને પ્રૌઢા પણ પલંગની નીચે ઉતરી એક તરફ ઉભી રહી અને યુવક હરપાળને માન આપવા તેની સામે ગયો. ચાંપાજીએ હરપાળને બેસવાનું કહ્યા પછી વનવાસીના કુશળ સમાચાર પૂછ્યા અને બોલ્યો—

“સ્વામીભક્ત હરપાળ! નિરપેક્ષ ઉદાર હૃદયવાળા વનવાસી અહીં તરતમાંજ આવશે ને?”

“તેમનું આવવું કદાચજ બની શકશે. તેમણે પોતાના શિર ઉ-

પર પરમ પવિત્ર છતાં મહાન્ મુશીબતો અને જોખમોથી ભરેલું કાર્ય ઉપાડયું છે—ભીષ્મપ્રતિજ્ઞા કરી છે; પણ તેમણે વિમલબાના ખૂનનો બદલો ખુની પાસેથી લીધો છે."

"એટલે ?"

"ભુવડના રાજપ્રતિનિધિ વનોડના સૂર્યાજીને તેમણે પરલોકે પહોંચાડી દીધો."

"તે કેવી રીતે ?" ચાંપાજીએ અનહદ અજાયબી પામી આતુરથી પૂછ્યું.

હરપાળે તેના જવાબમાં પોતાના માલેકના પરાક્રમનું રસભરિત અને તેના ઘરબારના સ્વાહાકારનું ભયાનક વર્ણન ઉત્તેજક ભાષામાં શાંતચિત્તે અને ગંભીર અવાજે કહી સંભળાવ્યું. તે સાંભળી ચાંપાજી બોલ્યો—

"વનવાસી—વનવાસી! મારા પ્રાણની કેટલી બધી જબરદસ્ત કિંમત તારે આપવી પડી! પણ હરપાળ, હવે સૂર્યાજીના વધની હકીકત કહી સંભળાવ."

"મારા માલેકે સૂર્યાજીનો વધ કેવી રીતે કર્યો તેના વધુ વિવેચનની જરૂર નથી. તેનો વધ કર્યા પછી તેજ સ્થળે પરમપ્રિય માતૃભૂમિ ગુજરાતને સ્વરાજ્ય મેળવી આપવાની ભીષણ પ્રતિજ્ઞા તેમણે કરી છે અને ગુજરાતના તમામ લોકોને તેજ વીરવ્રતથી દીક્ષિત થવાની પ્રાર્થના કરી છે."

"તો પછી તે આ તરફ કેમ ન આવ્યા ? તું જાણે છે કે, અપાસરનો કિલ્લો મજબૂત છે અને વર્ષો સુધી તે ભુવડની સેનાને દાદ આપે તેવો નથી."

"આપના પ્રત્યે તેમને અવિશ્વાસ આવ્યો, એમ આપ માનશો નહિ. પણ જ્યાં સુધી ગુજરાત દુઃખમાં સબડે છે ત્યાં સુધીને માટે

તેમણે તમામ એશઆરામનો ત્યાગ કર્યો છે. ગુજરાતને દુશ્મન વિ. નાની–સર્વ રીતે સ્વતંત્ર બનાવ્યા સિવાય બીજું કોઇ પણ કાર્ય તેમને હવે રહ્યું નથી. તેમણે મારી સાથે પોતાની નિશાની તરીકે પોતાનો આ કુંતલપુંજ મોકલી આપને સંદેશો કહાવ્યો છે કે–' મારી વિમળાના રક્તથી રંગાએલ આ કુંતલરૂપ આરિસામાં ગુજરાતની ભાવી ભયંકર આપત્તિઓનું પ્રતિબિંબ સ્પષ્ટપણે જુઓ ! ઉઠો અને જાગૃત થાઓ ! ખરેખરા સ્વદેશભક્તના હાથના કાંડામાં ઇશ્વરી સામર્થ્યનો નિવાસ હોય છે. એ ધ્યાનમાં રાખો; ઉઠો અને જાગૃત થાઓ.' આ પ્રમાણેનો સંદેશો આપને કહેવા મારા માલેકે મને આજ્ઞા કરી છે અને તે પ્રમાણે મેં કર્યું છે–તેજ સંદેશો મેં આપને કહી સંભળાવ્યો છે."

વનવાસીનો સંદેશો સાંભળી ત્યાં બેઠેલી તરૂણીની ચિત્તવૃત્તિમાં અજબ જેવો ફેરફાર થયો. તે બીજા કોઇના જાણવામાં ન આવે તેને માટે તે એક બારી તરફ ચાલી ગઇ. ત્યાં જઈ તેણે પોતાની આંખોમાંના આંસુ લુંછી નાંખ્યા અને એક લાંબો નિસાસો નાંખ્યો. હરપાળનો સંદેશો સાંભળી યુવક અનહદ ઉત્સુકતાથી બોલ્યો—

" મુરબ્બી કાકાશ્રી ! મને લાગે છે કે હજુ પણ આપણા ગુર્જરદેશને સ્વતંત્રતાનો અલભ્ય લાભ મળશેજ. શૂરવીર વનવાસીના શબ્દો એ દિવ્ય ભવિષ્ય સૂચક શબ્દો છે, એમ મને મારૂં અંતઃકરણ કહે છે અને મારી માન્યતા પણ તેથી ભિન્ન નથી."

વનવાસીએ મોકલેલો કુંતલપુંજ હાથમાં લઇ તે તરફ જોતો ઠાકોર ચાંપાજી બોલ્યો—

"વનવાસી ! દેશભક્તના હાથના કાંડામાં ઇશ્વરી સામર્થ્યનો નિવાસ હોય છે, એ તારૂં કથન સર્વથા સત્ય છે. વનવાસી ! જ્યાં સુધી આ વૃદ્ધના હાથમાં તરવાર પકડવા જેટલી જરા પણ શક્તિ

હશે અને એક પણ અનુયાયિ મારી પાછળ આવવા તૈયાર હશે ત્યાં સુધી તારા કથન પ્રમાણે ચાલવામાં—વર્તવામાં હું જરા પણ પાછી પાની કરીશ નહિ."

"હેં આ શું ? હજુ ઘા વહે છે અને શરીરમાં તાવ પણ પુષ્કળ છે, એવી સ્થિતિમાં અગ્નિમાં પગ મૂકવો એ સારૂં નથી." પ્રૌઢા બોલી.

"સારી રીતે તંદુરસ્ત થયા વિના હું હાથમાં તરવાર ઝાલીશ નહિ. ત્યાં સુધી તો ફક્ત એટલુંજ કરીશ કે—મારા પ્રાણુ બચાવનારના પ્રાણુને માટે જેટલું સૈન્ય હું એકઠું કરી શકું તેમ છું એ કરતાં પણ વધારે સૈન્ય એકત્ર કરી તે સૈન્યને તેની પાસે મોકલીશ. આ કુંતલપુંજનું અને મારી ધ્વજાનું રૂપાંતર રાષ્ટ્રીય—ધ્વજના રૂપમાં થશે. પછી એવો કયો ખરો ગુજરાતી હશે કે જે આ ગુર્જર ધ્વજથી અળગો રહેશે ? પદ્મિની, અહીં આવ બેટા ! મારા રાજ્યની ધ્વજા ઉપર આ કુંતલપુંજથી "**युद्धयस्व जेतासि रणे सपत्नान्**" એવા અક્ષર ગુંથી કાઢ."

તે સાંભળી પદ્મિનીનું તમામ શરીર રોમાંચિત થયું. હરપાળના ત્યાં આવવા પહેલાંજ પોતાના પિતાના મુખે વનવાસીની નિઃસ્વાર્થ બુદ્ધિની અને ઉદારતાની વાત અને વિમલાના કરૂણાજનક મૃત્યુની હકીકત જાણવામાં આવેલી હતી. પોતાના પરમપૂજ્ય પિતાને માટે જેને આટલી બધી ભયંકર હાનિ સહન કરવી પડી તેને માટે તેના અંતઃકરણ ઉપર અનિવર્ચનીય આભારની અસર થઇ હતી. તેમાં પણ હરપાળના મુખે તેનું પુનઃ ચિત્તને ચટકો લગાવનારૂં રસમય વર્ણન અને પોતાના પિતાએ તેના પ્રત્યે દર્શાવેલ પૂજ્ય ભાવનાથી ભરપૂરપણે ભરેલા તથા આદરદર્શક ઉદાર ઉદ્દગારો સાંભળતાંજ પદ્મિનીનું સર્વ શરીર રોમાંચિત થાય, એમાં કાંઇ પણ આશ્ચર્ય પામવા જેવું નહોતું. પિતાએ પાસે બોલાવી

તે કુંતલપુંજ આપતાં તેણે તેનો પોતાના કરસંપુટમાં સંપૂર્ણ સન્માન સહ મસ્તક નમાવી સ્વીકાર કર્યો. કુંતલપુંજને જોતાંજ હૃદયને ડોલાવી નાંખનારા તેના કૃતજ્ઞ અને ઉદાર ઉર ઉદધિમાં ઉપકારની ઉપલી ઉર્મિઓ અને આભારની વૃત્તિઓ ઉછળી. ઉપકાર બુદ્ધિથી તે કુંતલપુંજને આંખમાંના અશ્રુઓની અંજલી આપતાં તે ત્યાંથી બીજી તરફ ચાલી ગઇ. જતાં જતાં કાકા–ભત્રિજામાં થતા સંભાષણને પણ શ્રવણ કરી ગઇ તે નીચે પ્રમાણેઃ—

"કાકાશ્રી ! મારા ઉપર તમારો પરિપૂર્ણ પ્રેમ હોય અને મારે પણ મારા વડિલોનીજ જેમજ માન–સન્માન અને કીર્તિ મેળવવી એવું આપને લાગતું હોય તો આપણે બનાવેલ ગરવી ગુજરાતનો રાષ્ટ્રીય ધ્વજ વનવાસીની પાસે લઇ જવાની મને રજા આપો. પિતાજી, મારી આટલી પ્રાર્થના તમે માન્ય કરશો ને ? મારી આટલી ઇચ્છા પૂર્ણ કરશો ને !"

"મારા વ્હાલા બાલુડા ! તું કહે છે તે કરતાં પણ અંતઃકરણના અનંતગણા ઉત્સાહથી અને મંગલમય આશિર્વાદસહ હું તારી બીજી કોઇ પણ આશા કે ઇચ્છા પરિપૂર્ણ કરી શકત નહીં. આવતી કાલે પ્રાતઃકાળમાંજ હું મારા તમામ પ્યાદાઓને એકત્ર કરીશ અને તેની સાથે પ્રિયપુત્ર ! હું તને વનવાસીની પાસે મોકલીશ. ત્યાં જઇ શૂરવીર વનવાસીના અધિપતિ પણામાં રહીને પ્રિયપુત્ર ! તું ગુર્જરભૂમિના નષ્ટ થઇ ગએલા સ્વતંત્રતાના વૈભવને ભુવડના સૈનિકો પાસેથી છીનવી લેજે !"

પોતાના પિતાતુલ્ય વડીલનો પ્રોત્સાહન આપનાર શૂરવીરતાથી ભરેલો ઉત્તર સાંભળતાંજ તે યુવકનેજ શું પણ બહારથી તે ભાષણ સાંભળનાર પદ્મિનીને પણ અત્યંત આનંદ થયો. પોતાને અચાનક મહાન્ સન્માન પ્રાપ્ત થયું છે, એમ તે બન્ને જણને લાગ્યું. પોતાને

સોંપવામાં આવેલું કામ નિયમિત સમયમાં સંપૂર્ણ કરી તે રાષ્ટ્રીય ધ્વજ પોતાના બાઇના હાથમાં ક્યારે સોંપું, એવું પદ્મિનીને થયું અને તરતજ તે રાષ્ટ્રીય ધ્વજ બનાવવાના કાર્યમાં નિમગ્ન થઇ ગઇ.

## પ્રકરણ ૧૯ મું.

"નાથ તમે તદ્દન ગાંડા જેવા વિચારો હૃદયમાં લાવો છો. હવે ગુજરાત દેશ સંપૂર્ણપણે કલ્યાણપતિ ભુવડના કબજામાં ચાલ્યો ગયો છે. ગુજરાતના દરેક દુર્ગ ઉપર તેનીજ હકુમત ચાલે છે અને તેની સેના સદા સર્વદા તૈયારજ હોય છે. ગુજરાત દેશની સત્તામાં માનપાનવાળી અને તમામ જવાબદારીની અને સત્તાવાળી જગ્યાઓ તેનાજ હાથમાં છે. હૃદયેશ્વર! ગુજરાતને માન નથી કે સન્માન સૂચક શબ્દ પણ નથી."

"અને તેથીજ શું આપણે આવીજ રીતે તે જુલમની નીચે ચગદાઇ જવું અને તેને રોકવાનો કાંઇ પણ ઉપાયજ ન કરવો? ગુર્જર પ્રભુ સ્વર્ગસ્થ મહારાજા જયશિખરી અને શૂરપાળને—હું અને મારા સરખાજ બીજા સામંતોએ માત્ર પોતાના પાપી સ્વાર્થ તરફ નજર રાખી તેમને—મદદ ન કરવાથી આજે અમારા હાથ પરતંત્રતાની બેડીઓમાં જકડાયા છે. અમે અમારી સમશેરો જો દબાવી ન રાખી હોત તો આજે ગુજરાત સર્વતંત્ર સ્વતંત્ર હોત. ફક્ત એકલાનાંજ સ્વાર્થ અને પ્રાણને માટે અમે ડર્યા ન હોત તો કાલે વનોડના ભર બજારમાં મારૂં અપમાન ન થાત અને માત્ર મારેજ માટે વનવાસીની પ્રાણપ્રિય પત્ની અને ઘરબારનું સત્યાનાશ ન થાત—તેને વનવાસનો પણ સ્વીકાર કરવો ન પડત!"

વ્હાલા વાંચક ! ઉપર પ્રમાણેનો વાદવિવાદ ઠાકોર ચાંપાજીના દિવાનખાનામાં–તે બન્ને તેની પત્ની વચ્ચે–થાય છે. તે બન્નેજ તે સ્થળે છે–ત્રીજું ત્યાં કોઇ નથી.

બંધુ ભગિનીના વિચારો અમે ગયા પ્રકરણમાં જણાવી આવ્યા તે પ્રમાણેના હતા અને તેમની સાવકી માતા કે કાકીના વિચારો તેમનાથી તદ્દન જુદીજ જાતના હતા. ઠાકોર ચાંપાજીના મુખમાંથી કૃતજ્ઞતા અને નિશ્ચયદર્શક વિચારો તેના સાંભળવામાં આવતાંજ તે જરા ચમકી ગઇ. તેના હૃદયમાં ભયંકર ભય ઉત્પન્ન થયો. તે ભય હરપાળ અને પોતાનાં સાવકાં સંતાન સમક્ષ દર્શાવવા જેવું નહતું પણ જ્યારે ઠાકોરે હરપાળની બીજી વ્યવસ્થા કરવાને યુવકને તેની સાથે અન્યત્ર મોકલ્યો ત્યારેજ તે પોતાના પતિને પોતાના ચિત્તમાં ઉપજેલા ભયનું દિગ્દર્શન કરાવવા લાગી. તે પોતાના પતિને તેના કરેલા નિશ્ચયથી ડગમગાવવા માગતી હતી, તેમાં તે સફળ થઇ શકશે નહિ તે નીચેના પતિપત્નીની સંભાષણ ઉપરથી જાણી શકાશે. પોતાના પતિનો જવાબ સાંભળી તે પ્રૌઢા સ્ત્રી કે જેનું નામ ઇચ્છાવતી હતું તે બોલી–

" તમે જે કહો છો તે બધું ખરૂં છે. હવે જે થઇ ગયું તે થઇ ગયું. પરતંત્રતાના ગરળમાં ગુજરાતનો મત્સ્ય પૂર્ણપણે પકડાઇ ગયો છે. તેને તેમાંથી છોડાવવાનું સાહસ કરવું અને વનવાસીના સંરક્ષણ માટે દોડી જવું, એનો અર્થ એકજ થઇ શકે અને તે એજ કે પોતાના પગપર પોતેજ પત્થર પછાડવો–ડુબતો વધારે ડુબે ! એજ ન્યાય ! પરમાત્માની મરજીજ એવી હોય કે ગુજરાત દેશે ભુવડનીજ સત્તામાં રહેવું તો આપણે કરેલી ખટપટનું પરિણામ શું આવવાનું ? કાંઇજ નહિ ! નાથ, કૃપા કરી તમેજ મને કહો કે–ગુજરાતમાં શું અત્યારે શાન્તતા નથી કે સુરાજ્ય નથી ? "

"ઇચ્છાવતી ! તું ચોક્કસ માનજે કે એક સુરાજ્ય કરતાં અંધાધુંધીવાળું સ્વરાજ્ય ઉત્તમ છે અને તેજ સુરાજ્ય કરતાં અનંતગણું કિંમતી છે. શત્રુની રક્તની નીક ચલાવતી શાન્તતા કરતાં ખુલ્લે ખુલ્લો શસ્ત્રોનો ખખડાટ થાય, એ બહુજ સારૂં છે. આ રક્તસ્ત્રાવ કરનારા જખમો તરફ તું જો ! મને ભુવડની દયા અને નીતિનો ઘણોજ સારો અનુભવ મળી ચૂક્યો છે. તેથીજ હું એ નિશ્ચય ઉપર આવ્યો છું કે મારે પ્રમાદનો ત્યાગ કરી જાગૃત થવુંજ જોઇએ અને સ્વરાજ્ય પણ મેળવવુંજ જોઇએ અને આખા **ગુજરાતમાં સ્વરાજ્યની ગર્જના**નો ગગડાટ ગરજાવી ગુજરાતને ગજાવવી—જાગૃત કરવી ! અને આખરે હું મારી જીંદગીમાં તે મળેલું ન જોઇ શકું તો મારે દુશ્મનોની સાથે સામી છાતીએ એક શૂરવીર સૈનિકની જેમ પરાક્રમ ગજાવી મરી જવું ?" ચાંપાજીએ તેનો તિરસ્કાર કરી કહ્યું.

"પતિ ! શું મારા પ્રેમના બદલામાં આજ—આવુંજ—ઇનામ ? તમે પોતેજ શું મને તરછોડી જાઓ છો ? આ રાજા જેવી દોલત રાજદ્રોહના ગુન્હાથી બળી જશે. મારાં બાળકો ભીખારી થશે. નાથ, તમે તમારા દ્રવ્યના માલેક છો તો તેનું ગમે તે કરો પણ બિચારા અજયસિંહને તે મૂર્ખના ચાળે શા માટે ચઢાવો છો ? તેનું જન્મારાનું નુકસાન શા માટે કરો છો ?" ઇચ્છાવતીએ રડતાં રડતાં કહ્યું.

"નાદાન નારી ! તારા પોતાનાજ સ્વાર્થનો બકવાદ બંધ કર. આ તું શું બકે છે ? એક પલકમાં તારો રંગ પલટાઇ ગયો ? કે જેથી તું મારી સમક્ષજ વનવાસીને મૂર્ખ કહે છે ? તારા સૌભાગ્યને તેણે અખંડ રાખ્યો તેથી શું તે મૂર્ખ થયો ? પોતે વનવાસ લઇ તારા બાળકોને તેનો પિતા પુનઃ આપીને બચાવ્યાં,; તેથીજ શું તું તેને મૂર્ખ કહે છે ? ટુંક બુદ્ધિવાળી સ્ત્રી! તને ધિક્કાર હો ! ખરૂં કહ્યું

છે કે ચતુરા ગમે તેટલી ચતુર હોય છતાં અવિચારી જાણીએ, બુદ્ધિમાન ભલે હો પણ બુદ્ધિ તેની પાનીએ !" તિરસ્કારથી ઠાકોરે કહ્યું.

"નાથ! તમે જે કાંઇ કહો છો તે સર્વ સત્ય છે પણ હું શું કરૂં ? ભવિષ્યમાં આવનારા કષ્ટમય કાળની કલ્પના પણ મારાથી થઇ શકતી નથી. જે તોફાનમાં તમે પ્રવેશ કરવા માગો છો-ઇચ્છો છો તેની કેવળ કલ્પના માત્રથીજ મારા હૃદયના હજારો ટુકડા થઈ જાય છે, તેને હું શું કરી શકું ?"

"પ્રિયે! જે પક્ષમાં ધર્મ-નીતિ અને સત્ય હોય છે તેજ પક્ષનો વિજય થાય છે, એ તું ધ્યાનમાં રાખજે ! હે ભગવાન! પોતાના દુઃખદ હાલ હવાલ થએલા પોતાનીજ નજરે જોવા પડે તે કરતાં ક્ષત્રિયને ઉચિત એવું મરણ મને સમરાંગણમાં આપવાની કૃપા કરજો."

"નાથ ! આવું અભદ્ર ભાષણ ન કરો. તે હું સાંભળી શકતી નથી. વીરપત્નીને યોગ્ય એવું સામર્થ્ય અને આચરણ મને અર્પણ કરવા હું દેવી અંબામાતાને પ્રાર્થના કરીશ. અત્યારે આપના શબ્દો મને એક બરછીની અણીની જેમ ખુંચે છે. નાથ! હવે હું જાઉં છું આપ આરામ લ્યો !"

આટલું કહી પોતાના પ્રયત્નમાં નિષ્ફળ થઇ ઇચ્છાવતી ત્યાંથી ચાલી ગઇ. ઠાકોર-દ્રઢનિશ્ચયી-વૃદ્ધવીર-ઠાકોર ચાંપાજી પોતાની પ્રતિજ્ઞાથી કે નિશ્ચયથી જરા પણ ચલાયમાન થયો નહિ. ધન્ય છે એવા શૂરવીરોને !

## પ્રકરણ ૨૦ મું.

પિતાની આજ્ઞા પ્રમાણે પદ્મિની પોતાને સોંપાએલા કામમાં નિમગ્ન થઇ, એ વાંચકોની જાણ બહાર તો નહીંજ હોય.

પ્રથમ તો પદ્મિનીએ શસ્ત્રાગારમાંથી ધ્વજ મંગાવી **युद्धयस्व जेतासि रणे सपत्नान्।** એ અક્ષર ગુંથવાની શરૂઆત કરી. સોય દોડતી હતી અને તેની પાછળ પાછળ વનવાસીના કુંતલપુંજમાંથી એક એક કેસ પણ દોડતો હતો. તે વાળની મૃદુલતા અને ચકચકાટ જોઇ પદ્મિની પોતાના હૃદયના ફલક ઉપર ચિત્તની રંગીન પીંછીએ તે કમનીય કાન્તિવન્ત કેસ ધારણ કરનારનું કલ્પના ચિત્ર ચિતરવા લાગી. આવા સુંદર કેસ ધારણ કરનાર ખરેખર સર્વ રીતે સુસુંદર હોવો જોઇએ.

અક્ષરો ગુંથતાં ગુથતાં વચમાંજ કોઇક રક્ત યુક્ત કેસ તેના હાથમાં આવતાં તે દુઃખનો નિસાસો નાંખતી અને કદાચ આંખમાંથી એકાદ આંસુ પણ ટપકાવતી. તે પોતાના મનની સાથેજ બોલતી કે— "દેવી વિમલ ! પતિપરમાત્મા પાસેથી તને ખેંચી જનાર મરણનો સખ્ત આઘાત જ્યારે તારા હૃદય ઉપર થયો હશે તે વખતે તને કેટલી બધી અસહ્ય વેદનાઓ થઇ હશે ? તેમણે તારે માટે સર્વ પ્રકારના ભોગ અને ઉપભોગોથી વિરક્તતા અંગીકાર કરી ત્યારે તારા ઉપર તેમની કેટલી બધી અમર્યાદિત પ્રીતિ હશે ? ખરેખર, જો પરમાત્માએ મને અજયસિંહનો જન્મ આપ્યો હોત તો આ રાષ્ટ્રીય ધ્વજ હું મારા પોતાનાજ હાથે તેમને અર્પણ કરત ! કયું કાર્ય કરવામાં આવે તો તેઓ સંસારના સુખોનો સુસ્વાદ પુનઃ ગ્રહણ કરી શકે ?"

એટલેથીજ તેની વિચારમાળા વિખરાઇ ગઇ. કારણ ? અજયસિંહ હરપાળને લઇ ત્યાં આવ્યો અને બોલ્યો—

"હરપાળ! આ મારી ભગિની છે. તેનું સુંદર સ્વરૂપ જેવું મધુર છે તેવુંજ તેનું હૃદય પણ સુમધુર છે. હું નથી કહી શકતો કે મારે માટે તેને કેટલો બધો અભિમાન હશે. આ પવિત્ર સ્વરાજ્યનો ઉજ્વલ ધ્વજ લઇ હું સ્વતંત્રતાની સ્વારી પર જવાનો છું, એ વાત સાંભળતાંજ તેના અંતરને અનહદ અનુપમ આનંદનો અનિર્વચનિય અનુભવ પ્રાપ્ત થશે. જુઓ, તેના હાથ કેવી સફાઇથી–કારીગરીથી અને ચપળતાથી કાર્ય કરે છે, તે જુઓ. ગુર્જરદેશના દુર્ગો ઉપર આ ધ્વજા ફરકવા લાગતાંજ દરેક ગુર્જરપુત્રનું અંતઃકરણ શું નહીં ડોલાઇ જાય ?"

તે સાંભળી પદ્મિની સ્મિતહાસ્ય કરતી ઉઠી. આ સમયે કિરમજી રંગની ધ્વજા પણ તેના હાથમાં ચમકતી હતી. ગુજરાતની રાષ્ટ્રીય દેવી પદ્મિનીના રૂપેજ ત્યાં અવતરી છે, એમ હરપાળ અને અજયને લાગ્યું. તેની તરફ જોતાં હરપાળ બોલ્યો—

"બા સાહેબ ! મારા માલેકના કુંતલપુંજમાં ગુજરાતને નવીન ચૈતન્ય અર્પણ કરવાનું સામર્થ્ય આવશે, એવી કોઇને કલ્પના પણ આવી હશે ખરી કે ? મારી વિમલે–આ મારા હાથેજ લાડ લડાવી ઉછેરલ વિમલે—અમને દૂર ખસેડી ચિતાશયન કર્યું અને તેથી મારા માલેકને માયાળુવૃત્તિનો ત્યાગ કરી કઠોરમાં કઠોર એવા વીરવ્રતનો સ્વીકાર કરવો પડયો."

"અને આ તમામ શોચનીય બનાવ બનાવવામાં અમે પોતેજ કારણભુત થયાં છીએ. અમારી કાયામાં જ્યાં સુધી પ્રાણની જ્વલંત જ્યોતિ ઝળહળશે ત્યાં સુધી અમે વનવાસીના અનંત ઉપકારોને કોઇ પણ કાળે ભૂલી જઇશું નહિ. જેથી તેમને પૂર્વના સુખ, સૌખ્ય અને શાન્તિની સર્વાંશે નહીં તો પણ કાંઇક અંશે પુનઃ પ્રાપ્તિ થાય તે કાર્ય કરવાનો અમારો દ્રઢ સંકલ્પ છે અને તે સંપૂર્ણ કરવા અમે

અમારાથી બનતું કરવામાં પાછી પાની નહીંજ કરીએ." પદ્મિનીએ સજલ નયને હરપાળ તરફ જોતાં આભારની લાગણીથી કહ્યું.

"હરપાળ ! હવે શરૂ થનારા રણસંગ્રામમાં આ અજય-રામની સાથે લક્ષ્મણ રાતદિવસ રહી ઝૂંઝયા હતા તેજ પ્રમાણે-વનવાસીની સાથે રાત દિવસ રહી તેની સેવા કરશે. મારા સૈનિકો વનવાસીના નામનો જયજયકાર કરી મારી પ્રિય ભગિનીએ તૈયાર કરેલ અને ભગવન્મંત્રથી ભરેલો આ રાષ્ટ્રીય-ધ્વજ સાથે શત્રુની છાતી ઉપર તાંડવ-નૃત્ય કરશે. હરપાળ, હવે ચાલો, મારી સાથે આવનાર મારા શૂરવીરોને જુઓ અને તેમને જોઇ વનવાસીને આનંદ થશે કે નહીં તે મને કહો."

તે બન્ને જણા ત્યાંથી ચાલ્યા ગયા અને થોડાજ સમયમાં ભગવાન્ શ્રી 'એકલિંગજીનો જય' એવી ગર્જનાથી આસપાસના પ્રદેશને ગજાવી મૂકનારા સૈનિકો જ્યાં એકત્ર થયા હતા ત્યાં જઇ પહોંચ્યા.

બીજી તરફ પદ્મિનીએ પણ ધ્વજ ભરવાનું કામ થોડા સમયમાંજ સંપૂર્ણ કરી નાખ્યું. પછી તે ધ્વજા પોતાના ભાઇને આપવા જતી હતી ત્યાં વચમાંજ તેની સાવકી માતા ઇચ્છાવતીના જોવામાં આવી. તેને જોઇ તેણે પોતાની પાસે બોલાવી અને બોલી-

"પદ્મિની ! તેમના દિવાનાપણામાં સામેલ થઇ તમે બન્ને બહેનભાઇઓએ આ શું કરવા માંડયું છે ? આપણા કુળના સર્વ રીતે ઘાત કરવાની આ દુષ્ટ અભિલાષાઓ તમારા અંતરમાં ક્યાંથી આવવા લાગી ?"

"બા, થઇ વાત પછી આવતી નથી. પિતાજીના રક્ષણ માટે સર્પરૂપ શત્રુના પૂંછડા ઉપર આપણે પગ મૂકી ચૂક્યા છીએ. શત્રુરૂપ ફણિધર હવે ફુંફાડા મારે છે એટલું જ નહીં પણ તેણે પોતાના ઝેરી દાંત વડે આપણને કરડવાની શરૂઆત પણ કરી છે. હવે આપણે તેમાંથી પાછા શી રીતે ખસી શકીએ ? તે મૃત્યુ જેવા કૃષ્ણસર્પનું

સુખ હવે આપણે ચગદી નાંખવુંજ જોઇએ અથવા તો આપણા જીવનની આશાનો સર્વે રીતે ત્યાગ કરી દેવો જોઇએ. ઉદાર પ્રાણદાતાને શત્રુની દયા ઉપર છોડી દેવા જેવું નામર્દપણાનું કામ શું મારા પિતાજીથી થઇ શકે તેમ છે? હું તો નાજ પાડું છું કે ત્રણે કાળમાં મારા પૂજ્ય પિતાજી તેમ કરી શકવાના નથી."

"ચૂલમાંથી નિકળી ઉલમાં પગ મૂકવામાં આવે તો તેને શું ઉપકાર કહી શકાશે? તેમાં દયા નથી કે પુણ્ય પણ નથી. આપણી શક્તિ કરતાં કલ્યાણપતિનું સૈન્ય અનેકગણું વધારે છે. ગુજરાતના દરેક ઠાકોર, સામંત અને રાવજી શું તેનો હુકમ નથી માનતા? તેમણે તેના પ્રત્યે વફાદાર રહેવાની શું પ્રતિજ્ઞાઓ નથી લીધી? કચ્છ અને બાવળના સામંતો તેનાજ હિતાહિતને નથી સાચવતા? એવા સમર્થ રાજા સાથે ઝૂંઝવા નિકળેલા તે દિવાનાને મદદ કરવા દોડી જવું અને વિજયની આશા રાખવી શું એ મૂર્ખતા નથી? હું તો કહું છું કે–તે મૂર્ખતાજ છે.

"બા, પિતાજી હમેશાં કહ્યા કરે છે કે જે તરફ સત્ય, નીતિ અને ધર્મ હોય તે તરફ વિજયદેવી હોય છેજ! બા, તમેજ વિચાર કરી જુઓ કે–રાવણની સત્તા, કૌશલ્ય અને સામર્થ્ય શું ઓછાં હતાં? રઘુકુળ પતિ શ્રીરામચંદ્રે વાનરોના બળવાન્ સૈન્યના બળથીજ રાવણનો પરાજય કર્યો હતો. ગોવાળીઆઓનીજ મદદથી શ્રીકૃષ્ણચંદ્રે આતતાયી કંસનો વધ કર્યો હતો. પાંચ પાંડવોના પક્ષમાં સત્ય, નીતિ અને ધર્મ હોવાથીજ તેઓ હસ્તિનાપુરમાં અશ્વમેધ યજ્ઞ કરી શક્યા. બા, સત્યનો બેલી પરમેશ્વરજ છે અને દુષ્ટોનું હનન કરવાનું કામ પણ તેનુંજ છે. જે પ્રમાણે શ્રીકૃષ્ણચંદ્ર મહાભારતનું યુદ્ધ થવા પહેલાંજ કૌરવોને મારી ચૂકયા હતા તેવીજ રીતે તે દયાળુ પ્રભુએ

ભુવડને મારી રાખ્યો છે. દેશભક્તના હાથના કોડામાં ઇશ્વરી સામર્થ્યનો નિવાસ હોય છે એવો જે સંદેશો વનવાસીએ કહાવ્યો છે તે શું તમે નથી સાંભળ્યો? બા, જ્યાં સુધી સાબરમતી, તાપી અને નર્મદા તથા વિંધ્યપર્વત ગુજરાતનું રક્ષણ કરે છે ત્યાં સુધી ગુજરાત ભુવડની જુલમી સત્તામાં કે અધિકારમાં રહેશે નહિ. માતા—માતા! જો હું પુરૂષ હોત અને વનવાસીની સત્તામાં મને એકાદ સૈનિકનું કામ કરવાનો મને સુઅવસર મળ્યો હોત તો ભીમના જેવી—દશ હજાર હાથીઓની—શક્તિ મારામાં સંચરત!"

"બહેન! તને દુર્બળ અબળાનો અવતાર આવ્યો તે ઠીકજ થયું છે. નહીં તો પ્રભુએ મને આ કુટુંબમાં લાવી નાંખી તેને માટે મને પશ્ચાત્તાપ કરવાનો વારો આવત!"

"જન્મ ગમે તે અવતારમાં થયો હોય છતાં પણ દરેકે માતપિતાની આજ્ઞા અવશ્ય પાળવીજ જોઇએ. ધર્મકર્તવ્યમાં લિંગભેદ—અવતારભેદથી કાંઇ ફરક પડતો નથી. માતા—પિતાના અધિકાર અને સત્તા વધારે છે, એમ હું માનું છું. જન્મદેનારા માતા—પિતાની આજ્ઞા જન્મભૂમિની આજ્ઞાને આડે આવતી હોય તો માતા—પિતાની આજ્ઞાનો અનાદર—અવજ્ઞા કરીને પણ જન્મભૂમિની આજ્ઞા પાળવી જોઇએ—માનવી જોઇએ. મહાન્ ધનુર્ધર ગાંડીવધારી અર્જુને માતાપિતા સમાન ભીષ્મ અને દ્રોણાદિક ઉપર શું શસ્ત્ર નથી ચલાવ્યાં?"

"પદ્મિની! તારી બુદ્ધિની તો કમાલ છે. તું તો ફક્ત પોપટિયું જ્ઞાનજ પ્રાપ્ત કરી શકી છે. આ કાંઇ તારી બુદ્ધિનું ડહાપણ નથી પણ તને તે કોઇ બીજાએજ શિખવાડેલ છે, એમ મને તો લાગે છે. તેમને ઘા થએલા જોતાંજ તું ગભરાઇ ગઇ હતી અને અત્યારે કેવી મોટ મોટી—ડાહી ડાહી—વાતો કરે છે?"

"તમે ગમે તેમ માનો મને તેની દરકાર નથી. પિતાજીને છોડાવ્યા પછી ભુવડના લોકોએ જુલમ ન કર્યો હોત, પિતાજીને છોડાવનારનો બચાવ શસ્ત્રની મદદ વિના બીજાં સાધનોથી કરી શકાય તેમ હોત તો હું ગુજરાતની ગુલામગિરીમાંજ સમાધાન માની લેત પણ તેમ નથી. વનવાસીને મદદ કરવા તૈયાર થએલા પિતાજીને તેમ કરતાં અટકાવવાની કોશીશ કરવી, કે ઇચ્છા પણ કરવી એ તેમના મુખ ઉપર કલંકની કાળાશ લગાડવા જેવું છે. અને આપણા કુળની ઉપર શ્રાપ વહોરી લેવા જેવું છે."

"પદ્મિની! હું સમજી! તારો જીવ વનવાસી માટે તુટે છે ખરૂં ને? મને નહોતું લાગ્યું કે તે ધુમકેતુને માટે તારા મા-બાપ અને ભાઇના જીવ ઉપર ઉદાર થઇ તું તે સર્વેની આહૂતિ આપવા તૈયાર થઇશ? મને તો લાગે છે કે વનવાસીની સ્ત્રી મરી ગઇ તેમ તેણે પણ મરી જવું અને આપણે પ્રભુ પાસે તેવી માગણી કરીએ તો તમામ અનર્થ ટળી જશે."

"માતા-માતા! આવા કૃતઘ્ન અને અમંગળ શબ્દો ન બોલો! તે ધુમકેતુ હોય કે ગમે તે હોય તોપણ તેણે તમારૂં સૌભાગ્ય અખંડ રાખ્યું છે, તેનો તો કાંઇ વિચાર કરો! તમે કહો છો તેવી પ્રાર્થના પ્રભુ પાસે આપણે નજ કરવી જોઇએ. આપણે તો એવી પ્રાર્થના કરવી જોઇએ કે "પરમાત્મન! વનવાસીને સહસ્ત્રાયુ કરજે અને તેના મનના ઉચિત મનોરથો સફળ કરજો." હું તો પ્રભુ પાસે વન-વાસીને માટે આવીજ પ્રાર્થના કરીશ."

"પ્રભુ તારી પ્રાર્થના માને છે કે મારી તે તને આવતી કાલના સાયંકાળ પહેલાં સમજાઇ જશે. પદ્દમિની! યાદ રાખજે કે તારા કરતાં મારા પ્રભુ પાસે છે અને તે જાગૃત છે."

"બા-બા! તારી તો અમને ઓથ હતી!" પદ્મિની આંખોમાં આંસુ લાવી બોલી.

"વાત આટલી બધી વધી જશે એવી કોઇ વખતે મને કલ્પના પણ આવી હોત તો હું આવી ઓથ તમને આપતજ નહિ. મંડલેશ્વરની સુંદરગૌરી, અજય અને તું એ ત્રણેની રમતને ભાટ જેવા લોકોની ચેતવણીથી આવું ભયંકર સ્વરૂપ પ્રાપ્ત થશે એમ મને નહોતું લાગ્યું. મારી નરમાશની શિક્ષા ભોગવવાનો વારો તમે મારા ઉપર લાવવા તૈયાર થયા છો અને પેલા મુઆ વનવાસીએ તારા બાપ અને ભાઇ તથા તારી ઉપર કોણુ જાણે શીએ ભુરકી નાંખી આંજી નાંખ્યા છે-મોહી નાખ્યા છે કે જેથી મારી વાત તમે માનતા નથી અને મારી અવગણના કરો છો."

આટલું કહી ઇચ્છાવતી ત્યાંથી ચાલી ગઇ. તરતજ સરળ હૃદયની કુમારિકા સાવકી માતાના રોષને ભૂલી ગઇ. તે અજયને ધ્વજ આપવા માટે ચાલી. જે સ્થળે એકત્ર થએલા સૈનિકોની હાજરી થતી હતી ત્યાં તે અજયને આવી મળી. ત્યાંના આનંદ અને ઉત્સાહમાં પદ્મિની પોતાની સાવકી માતાની ધમકીને ભૂલી ગઇ.

---

## પ્રકરણ ૨૧ મું.

---

"ઘર ફૂટે ઘર જાય!" એ કહેવતની સત્યતાના ભારતવર્ષના ઇતિહાસમાં એક નહિ પણ અનેક દાખલાઓ મળી આવે તેમ છે. મહાન્ પરાક્રમી અને એકજ હાકથી ધરણીને ધ્રુજાવનારા મહાન્ મહિપતિઓના ઘર ફૂટી જવાથી આખરે તેઓ રણમાં રોળાયા. જો મહારાજા શિલાદિત્યના વલ્લભીનગરનો કાકુ વાણિઓ ન ફૂટ્યો હોત તો

જોરજીઅન લોકો આ તરફ આવત કે કેમ એ જુદોજ સવાલ છે. સ્વતંત્રતા પ્રાપ્ત કરવા સજ્જ થએલા ઠાકોર ચાંપાજીને તેનો જે કડવો અનુભવ મળ્યો તે નીચે પ્રમાણે:—

ગયા પ્રકરણમાં માતા—પુત્રીનો સંવાદ થયા પછી બીજે દિવસે ત્રીજે પ્રહરે અપાસર ગામમાં બહુજ ગડબડ થવા લાગી. જ્યાં ત્યાં તિરંદાજો, ભાલાયતો, તોપચીઓ, ઘોડેસ્વારો અને અન્ય સૈનિકો એકત્ર થવા લાગ્યા. અપાસરના રાજ્યભુવનની સામેજ આવેલા વિશાળ મેદાનમાં જુદી જુદી જાતના શસ્ત્રાસ્ત્રોથી સુસજ્જિત થએલા સૈનિકોની ટુકડીઓ ઉભી હતી. મેદાનના મધ્યભાગમાં એક મેઘાડંબરીના ઘાટનો નાનકડો શામિઆનો ઉભો કરવામાં આવ્યો હતો અને તેમાંના સુંદર સિંહાસન ઉપર વયોવૃદ્ધ ઠાકોર ચાંપાજી વિરાજમાન થયા હતા. તેની જમણી બાજુએ સેનાનીઓ અને ડાબી બાજુએ તેના અમલદારો ઉભા હતા. જામદારખાનામાંથી વસ્ત્રો અને શસ્ત્રાગારમાંથી શસ્ત્રો સૈનિકોને આપવામાં આવતા હતા. દરેકને તેની યોગ્યતા પ્રમાણે પોશાક અને શસ્ત્રો આપ્યા પછી ઠાકોર પોતાના હાથેજ તેને તરવાર આપતા હતા. જોત જોતામાં લગભગ પાંચસો જુવાનોનું તાજું અને ઉત્સાહિત સૈન્ય તૈયાર થઇ ગયું. તેઓ ચાંપાજીના હુકમની વાટ જોવા લાગ્યા. તમામ સૈનિકોને શસ્ત્રાસ્ત્ર અને પોશાક આપ્યા પછી ઠાકોર ચાંપાજી તમામ સૈનિકોને તેમજ અન્ય અમલદારોને ઉદ્દેશીને બોલ્યા—"મારા બહાદુર સૈનિકો! કલ્યાણપતિ ભુવડના સૈનિકોએ તમારા ઘરબાર બાળી નાંખીને રાખ ખાખ કરી નાખ્યાં છે. તમારાં વતનો અને વાડીઓ જબરદસ્તીથી લુંટી લઇ તેનો વિધ્વંસ કરી નાંખ્યો છે. એ ધ્યાનમાં રાખજો. ભુવડને પોતાની શક્તિનું બહુજ અભિમાન છે—અત્યંત ગર્વ છે—તેનું તમે તમારી શૂરવીરતા અને પરાક્રમથી

ખંડન કરજો. તેને બતાવી આપજો કે ગુજરાત દેશ હજુ જીવે છે–મરી ગયું નથી ! અને તેનું રાષ્ટ્રીય–સ્વાતંત્ર્ય કાયમ રાખવાનું સબળ સામર્થ્ય તમારામાં હજુ પણ છે તે તેને દેખાડી આપજો."

વ્હાલા વાંચક ! આ સમયે ત્યાં એકત્ર થએલા સર્વેનું ચિત્ત એકજ વ્યવથાનમાં ગુલતાન થયું હતું. શસ્ત્રોનો ખખડાટ અને ચકચકાટ ત્યાં થતો હતો, તે કોલાહલને લઇ ઠાકોરની પછવાડે આવેલા મકાનમાં શરૂ થનારો અવાજ કોઇના જાણવા કે સાંભળવામાં આવ્યો નહિ અને કદાચિત્ આવ્યો હોય તો પણ તેને માટેના વિપરીત વિચાર કોઇના મનમાં આવ્યા નહિ. ઠાકોર પોતાના ભાષણનો બાકીનો ભાગ પૂર્ણ કરે તે પહેલાંજ પાછળના મકાનના દરવાજા અને બારીઓ એકદમ–અચાનક–ઉઘડી ગયાં. તે સાથેજ સારંગદત્ત અને એક દક્ષણી સશસ્ત્ર યોદ્ધો પોતાના સૈન્ય સાથે પ્રકટ થયા. તેના પ્રકટ થવા સાથે જ ત્યાં એકત્ર થએલા સૈનિકોનો ઉત્સાહ નિરૂત્સાહમાં ફેરવાઇ ગયો. ઠાકોર ચાંપાજી તે બન્ને તરફ જોઇ બોલ્યો—

" કોણ સારંગદત્ત અને ઉડુભંગરાય કે ? તમે આમ અચાનક અહીં ક્યાંથી અને શી રીતે આવ્યા ? "

" અચાનક ! ગુજરાતદેશ ઉપર સત્તા ચલાવનાર સમ્રાટ્ ભુવડના રાજપ્રતિનિધિના હુકમથી હું અહીં આવ્યો છું. ઠાકોર તમે આ સમયથીજ મારા કેદી છો. સમ્રાટ્ના નામથી હું આ કિલ્લો અને જાગિરનો કબજો લઉં છું. "

" ખાંડ ખાજો ખાંડ ! જ્યાં સુધી એક પણ મારા પોતાના હાથમાં શસ્ત્ર ધારણ કરવાની શક્તિ છે ત્યાં સુધી કિલ્લો તમારે સ્વાધીન થઇ શકશે નહિ." ઠાકોરે શામિયાનામાં ઉભા થઇ જોસથી પગ પછાડીને કહ્યું.

"અહીંના તમામ સ્ત્રી-પુરુષો અને બાળકોએ સમ્રાટ્‌ને શરણે જવુંજ જોઇએ. અમારા બે હજાર સ્વારોએ તમારા ત્રણસો ચારસો પ્યાદાઓને પકડ્યા છે. કિલ્લાની ચારે તરફ ઘેરો ઘાલવામાં આવ્યો છે. હવે ધિંગાણું કરવું, એ મૂર્ખાઇ છે. માટે શસ્ત્રો નીચે મૂકી દો." પછી તે, સૈનિકોને ઉદ્દેશીને તેમની તરફ જોતો બોલ્યો-"નહીં તો બળવો કરવાના અપરાધને માટે દરેકને સુળીએ ચઢાવવામાં આવશે."

"અમારો રાજા ભુવડનો શત્રુજ હોઇ શકે બીજો નહિ અને તેની આજ્ઞા વિરુદ્ધ અમે વર્તીએ તોજ બંડ કર્યું કહેવાય?" એક યુવકે આગળ આવીને કહ્યું.

"દુષ્ટ દગાબાજ! તારી ઉધ્ધતાનું પ્રાયશ્ચિત્ત ભોગવી લે!"

એટલું કહી ભુવડનો તે યોદ્ધો એકદમ આગળ ધસ્યો. તે સાથેજ તેની સેના પણ ગુજરાતી વીરો ઉપર તુટી પડી. ભુવડના યોદ્ધાઓ ઉપર પ્રમાણે બોલનાર યુવકના મસ્તકને એક દડાની જેમ તેના ધડ ઉપરથી ઉડાવી દીધું અને તેનું મસ્તક તેના ચરણમાં આવી પડ્યું. એકદમ ત્યાં બૂમાબૂમ થઈ પડી. 'મારો-કાપો!' એવી એકજ પ્રકારની ગર્જનાથી તે ગઢ ગાજવા લાગ્યો. ગુર્જરવીરો અને ભુવડના સૈનિકોની તરવારો ચમકવા તથા એક બીજા સાથે અથડા-ઇને ખખડાટ કરવા લાગી અને તેમાંથી અગ્નિના તણખા ઉડવા લાગ્યા. તે બનાવ જોઈ આશ્ચર્યચકિત થઇ ઉભા રહેલા ઠાકોર ચાંપાજીને બેસ-વાનો અવસર મળે તે પહેલાંજ ત્યાં રણસંગ્રામની જબરદસ્ત શરૂઆત થઇ ચૂકી. ક્ષણમાંજ તે સ્થાન રણાંગણ થઇ પડ્યું. તે સ્થાનની ઉપર રણમદનો પટ છવાઇ ગયો. તેમાં તરવારો ચમકવા લાગી અને રક્તનો વરસાદ વરસવા લાગ્યો. ચોમાસામાં પાણીનું જબરદસ્ત પૂર લઇને આવનારી નદીઓનો જ્યાં સંગમ થાય છે, ત્યાં થોડા સમયને માટે

તે પૂર પાછળનું પાછળજ અટકતું જાય છે, તેવીજ સ્થિતિ ત્યાંના સૈનિકોની થઇ. પહેલાજ ધસારાની સાથે દક્ષિણી સૈન્યના પૂરને એકદમ પાછળ ખસેડવામાં આવ્યું. અને ગુર્જર સેનાનો વિજય થાય તેવો રંગ દેખાવા લાગ્યો પણ શત્રુના સૈન્યને પાછળથી મદદ મળતી હોવાથી ગુર્જરવીરોને નિરૂપાયે પાછા હઠવું પડયું. શક્તિ, સંખ્યા અને સાધનોમાં શત્રુ ચઢીયાતો હોવાથી ગુર્જરવીરો પાછા હઠવા લાગ્યા અને દુશ્મન આગળને આગળ આવવા લાગ્યા. હવે ગુજરાતી સૈન્ય કપાવા લાગ્યું. નવીન અને તાજા જુસ્સાવાળા સૈનિકોની મદદ દુશ્મનોને મળે જતી હતી. તેવી સ્થિતિમાં ગુજરાતી સૈન્ય નહોતું. ગુર્જરવીરોના રક્તથી ભૂમિ રંગાવા લાગી. ઠાકોર ચાંપાજીની આસપાસ દક્ષિણી અને ગુજરાતી સૈનિકોના અનેક મડદાઓ પડયાં હતાં. ગુજરાતીઓ ફરી ફરીને દુશ્મનો ઉપર તુટી પડી પોતાથી બનતી દરેક કોશીશ કરી દુશ્મનોનું બળિદાન લેતા હતા અને પોતાનું બળિદાન આપતા હતા. ગુજરાતીઓના નજીવા સૈન્યનો બે ઘડીમાં લગભગ અંત આવી ગયો. સારંગદત્ત અને ઉદુભંગ બન્ને વિજયી થઇ અપાસરના કિલ્લામાંની રણભૂમિપર ઉભા રહ્યા.

---

## પ્રકરણ ૨૨ મું.

---

એક શસ્ત્રાગારમાં વીરપોષાખ ધારણ કરી એક યુવાન યોદ્ધા ઉભો છે. તેની ઇચ્છા રણસંગ્રામમાં સામેલ થવાની છે. તેની આસપાસ બે પુરૂષો ઉભા છે અને તેને પગે એક યુવાન સ્ત્રી બાઝી પડી તેને રણભૂમિમાં જવાથી રોકી રહી છે. પુરૂષો તે યુવાન યોદ્ધાને જવાનો માર્ગ રોકીને ઉભા છે. તેમાંથી એક જણે કહ્યું—

"શુરવીર યુવક! જરા શાન્ત થા અને સાંભળ! આ યુદ્ધમાં સામેલ થઇ વગર કારણે શૂરવીરોનું બળીદાન આપી પોતે પણ બળીદાન થવું, એમાં શો લાભ છે? અમારો સર્વનો આધાર અને ભાવી આશાઓ ફક્ત તમારા ઉપરજ અવલંબીને રહેલ છે. માટે આવો અવિચાર કરતાં અચકો! નિરર્થક સાહસ કરવામાં મારા યુવાન યોદ્ધા, સાર નથી—આકાશથી બાથ ભરવામાં નિષ્ફળતા શિવાય બીજું કાંઇ પ્રાપ્ત થનાર નથી."

"મોટાભાઇ! આમ ન કરો. હું કબુલ કરૂં છું કે—ક્ષત્રિયને માટે રણસંગ્રામ એ તીર્થ છે અને તે તીર્થમાં દેહત્યાગ કરવો એ દરેક શૂરવીર ક્ષત્રિય બચ્ચાનું કર્તવ્ય છે. ભાઇ, તારા દેહદાનથી પૂજ્ય પિતાજી, અપાસરનો દુર્ગ અને માતાની મુક્તતા થવા જેવું હોત તો હું પોતેજ મારા હાથે તારા કપાળે કંકુનું તિલક કરી, વિજયમાળા અર્પણ કરી અને મંગલાક્ષતોથી વધાવી ખુશીથી તને ત્યાં મોકલત પણ તેમ નથી. ધારેલું કાર્ય પાર પડતું હોય તે સમયે આત્માને છુપાવી રાખવો, એ પાપ છે ખરૂં; તેજ પ્રમાણે ધારેલું સિદ્ધ ન થતું હોય તે સમયે દેહાર્પણ કરવામાં તેનાથી પણ વધારે પાપ છે—મૂર્ખતા છે. મારા વ્હાલા ભાઇ! આ સમયે તારે તે દાવાનળ તરફ નજ જવું જોઇએ. પિતાજી, બા અને સર્વને જો શત્રુ કેદ કરે તો પછી અપાસરની તો શું પણ આપણા પ્રિય ગુજરાત દેશની અને આપણા પરમપવિત્ર ધ્યેયની—ધર્મની—હાનિ થશે. જો તું છુટો રહીશ તો **जीवन भद्रं लभेत्** । એ ન્યાયે તું ફરી સૈન્ય એકત્ર કરી દુશ્મનને હંફાવવાની અને હરાવવાની બાજી ફરી માંડી શકીશ. ભાઇ—ભાઇ! આ સમયે સાહસ કરવું એ કોઇ પણ રીતે કલ્યાણકારક નથી." બીજાએ કહ્યું.

"માન્યવર! તમો બન્નેએ અહીંથી ચાલ્યા જવુંજ જોઇએ. સારંગદત્ત આવ્યો છે તેનો વિચાર કરો. હું આ તરફ આવતો હતો ત્યારે સહેજે તેનું કથન મારા સાંભળવામાં આવ્યું છે. આ સમયે હવે દુરાગ્રહ કરવો, હઠ કરવો, એ આપણા સર્વસ્વનું ઘાત કરવા જેવું છે." ત્રીજા પુરૂષે કહ્યું.

"હાય! આવો ઘાત કયા નીચ ચાંડાળે કર્યો? આ કયા ચાંડાળની ફરેબી છે-ફિતુરી છે. તે ફરેબીનું સત્યાનાશ થાઓ. તેની તમામ પેઢીઓ રૌરવ નરકમાં જઇ પડો. દયાળુ દેવ! તે ફરેબી-કપટી-ને તું મારા હાથમાં આપીશ તો ખરેખર હું તેને એવી તો ભયંકર શિક્ષા કરીશ કે જેથી ફરેબી-ફિતુરીને કેવું પ્રાયશ્ચિત મળે છે તેનો ભય ગુજરાતના લોકો જ્યાં સુધી ચંદ્ર-સૂર્યની હૈયાતિ હશે ત્યાં સુધી ભુલી શકશે નહિ."

વ્હાલા વાંચક! જે સમયે અપાસરના કિલ્લામાંના મેદાનમાં દક્ષણી અને ગુજરાતી વીરો રણરંગમાં રંગાતા હતા તે સમયે તે કિલ્લામાંના શસ્ત્રાગારમાં ત્રણ પુરૂષો અને એક સ્ત્રી ઉપર પ્રમાણેની વાતચિત કરતા હતા. તેમાંનો યુવક યોદ્ધો તે રણસંગ્રામમાં કૂદી પડવા ઉત્સાહિત અને આતુર થયો હતો તેને તે ત્રણે ભવિષ્યની ઉજ્વલ જણા રોકતા હતા. અમારા ચતુર વાંચકો તેમને ઓળખી ગયા હશે છતાં જણાવવું જોઇએ કે-તે ચારે જણા બીજાં કોઇ નહિ પણ વાંચકોને પરિચિત થએલા હરપાળ, રણધીર, અપાસરનો ભાવી ઠાકોર અજયસિંહ અને તેની ભગિની પદ્મિની હતાં. તેઓ પોતાના વાર્તા-પ્રવાહમાં આગળ વધ્યાઃ—

"કુમાર! જો તમારા કહેવા પ્રમાણેજ હશે તો તે સાનુકુળ

સમય આવતાંજ પ્રકટ થશેજ; પણ અત્યારે તમારા પ્રાણ સંકટમાં છે તે તરફ ધ્યાન આપવામાં ડહાપણ છે." હરપાળે કહ્યું.

"કાકા અને કાકીને શત્રુના હાથમાં સોંપી દઇ શું હું એક બીકણની જેમ ભાગી જાઉં? મર્દ છતાં નામર્દનું કામ કરી મારા નામને સદાને માટે કલંકનો કાળો ડાઘ લગાડી લઉં? નહીં, તે મારાથી કોઇ કાળે બનશે નહિ. પ્રાણ જતા હોય તો ભલે જાય પણ તેવું કામ હું કદાપિ નહિ કરૂં! મારા જેવાને અપકીર્તિ એ મરણ કરતાં પણ ખરાબ છે. ગુર્જરદેશ અને લોકો કહેશે કે–સમરભૂમિનો ત્યાગ કરી ન્હાસી ગએલા નામર્દના હાથથી અમારૂં શું કલ્યાણ થવાનું હતું? નહીં, હરપાળ અને પદ્મિની! તમારા કહેવા પ્રમાણેનું આચરણ આચરવા હું અશક્ત છું–અસમર્થ છું–લાચાર છું. માટે મને છોડી દો–ચાલ્યો જવા દો?" અજયે કહ્યું.

"ભાઇ! જો તું અમારૂં કહ્યું નથીજ માનતો અને તારોજ હઠ પકડી રાખતો હોય તો પ્રથમ તારી સમશેરથી મારી ગરદન ઉડાવી દે અને પછી તારે ફાવે ત્યાં તું જા. તેમ થવાથી તે દુષ્ટ દાનવોને હાથે મારી તો વિટંબના ન થાય!" પદ્મિનીએ જોશથી કહ્યું.

"બ્હેન–બ્હેન! શું તારી વિટંબના અને તે પણ આ અજય જીવતો હોવા છતાં?" એટલામાં સમરભૂમિના સમરનો પ્રવાહ ફેલાતો ફેલાતો શસ્ત્રાગાર તરફ આવવા લાગ્યો. પદ્મિની પોતાના ભાઇને પાસે પાસે ખેંચતી બોલી—

"ભાઇ! ચાલ. હઠ ન કર! નહીં તો સર્વસ્વનું સત્યાનાશ થઇ જશે." આટલું કહી પદ્મિનીએ શસ્ત્રાગારમાંનો એક ચોર દરવાજો ઉઘાડયો. તેમાં અજયને ધકેલી પોતે પણ પ્રવેશ કર્યો. હરપાળ તેમાં પ્રવેશ કરે ત્યાં તો દરવાજા ઉપર અરદી થઇ ગઈ. આમ આટલી

બધી ઉતાવળ કરવા છતાં આખરે ઘાત થયો, એમ પદ્મિનીને લાગ્યું અને તેના આવેશનો અસ્ત થઇ ગયો. શસ્ત્રાસ્ત્રોનો ખડખડાટ અને સૈનિકોનો કોલાહલ તેના સાંભળવામાં આવતાંજ તેને એકાએક ચકરી આવી ગઇ. તે પૃથ્વી ઉપર નહીં પણ અજયના હાથમાં બેભાન થઇ પડે તેટલામાં ધારૂં કરતું કે કાંઇ પડયું એવો અવાજ તેને કાને આવ્યો અને તે સાથેજ તે ભોયરામાં અંધકાર છવાઇ ગયો. તે સમયે અજયને લાગ્યું કે હવે શત્રુને પોતાની ભાળ મળશે અને સહિસલામતીને બદલે નાશ થઇ જશે. પાછળ રહી ગએલા રણધીરને દુશ્મનો ઠાર મારશે. રણ. ભુમિમાં લડતાં લડતાં મરણ પ્રાપ્ત થવાને બદલે ખુણે ખોચરે પોતાના પુરૂષત્વનો કાંઇ પણ ઉપયોગ ન થતાં મરણ આવશે, તે માટે તેને ખોટું લાગ્યું અને અનહદ દુઃખ થયું. પદ્મિનિનું શું થશે?

આવા આવા અનેક દુર્બળ વિચારો કરતો અજયસિંહ બેસી રહ્યો નહિ. તે ભોંયરાથી અને તેના રસ્તાઓથી અને તેની તમામ ગોઠ. વણોથી તે જાણીતો હતો. તેવી કફોડી સ્થિતિમાં સપડાયા છતાં પણ પદ્મિનીની સહિસલામતી માટે તે પોતાથી બની શકતી તમામ ગોઠવણ કરવા લાગ્યો. રણધીર પાછળ રહિ ગયો. તે સાંભળી બે. ભાન થએલી પદ્મિનીને તેણે પોતાના હાથમાં ઝીલી લીધી. તે ભોંયરામાં આગળ વધવા લાગ્યો અને પોતાની પાછળ ચાલ્યા આવવા માટે હરપાળને કહ્યું. લગભગ પચાસ પંચાવન પગથીઆં ઉતરી ગયા પછી અને તેટલાંજ પગલાં સપાટ જમીન ઉપરથી ચાલી ગયા પછી તે ફરી બન્ને દાદર ચઢવા લાગ્યા. તે સ્થળથી અજાણ્યા હરપાળને અંધકારમાં ઠોકર ન લાગે તેમજ તે કોઇ ભીંતની સાથે અથડાઈ ન પડે તે માટે અજય તેને વારંવાર સૂચના કરતો હતો. શીતળ વાયુનો જરાક સપાટો આવ્યા જેવો ભાસ થતાં અથવા કાંઇ નહીં તો

પ્રકાશનું એક કીરણ દેખાશે એવી આશાથી હરપાળ ચારે તરફ જોતો પણ ત્યાં ઘોર અંધકાર શિવાય બીજું કાંઇ પણ નહોતું. તેને દેખાતું તે ભોંયરાની દિવાલો પણ અંધકારનીજ બનેલી છે, એમ હરપાળને લાગ્યું. અચાનક આગળ ચાલતો અજય અચકયો અને બોલ્યો—

" હરપાળ, પદ્મિનીને સંભાળો. હું દિવો કરૂં છું.

" તમે કયાં છો ? " અંધકારમાં હાથ ફેલાવ્યા છતાં તેને પદ્મિની કે અજય કોઇ પણ ન જડવાથી હરપાળે અજયને પૂછ્યું.

" આ તરફ આવો—હું અહીં છું."

ઉપર પ્રમાણેનો ક્ષીણ અવાજ હરપાળે સાંભળતાંજ તેણે લાંબો હાથ કર્યો કે તરતજ પદ્મિનીનો હાથ તેના હાથમાં આવ્યો. પછી અજયે દિવો સળગાવ્યો. આ સમયે તેઓને ભોંયરામાંના અંધકારની કલ્પના આવી દીપકના પ્રકાશને ઓલવી નાંખવા ઉપરથી—આસપાસથી અને નીચેથી એમ ચારે તરફથી અંધકાર તુટી પડતો હતો. તે દીપકની પ્રકાશમય જ્યોતિ મહાભારતના યુદ્ધ સમયે કૌરવોના ચક્રવ્યુહમાં સપડાએલા બાલવીર અભિમન્યુની જેમ થરથર ધ્રુજતી હતી. એટલામાં પદ્મિની શુદ્ધિમાં આવી અને બોલી—

" માતા—પિતાની શી દશા થશે ? પ્રભુ—પ્રભુ ! બિચારો રણધીર અમારે માટે વિના કારણે મરાઇ ગયો હશે."

પછી તે ઉઠી અને એક ઠંડી જગ્યા ઉપર વિલાપ કરતી બેસી ગઇ. તેની વાત સાંભળી અજય બોલ્યો—

" બ્હેન ! જો તું અહીં થોભતી હોય તો હું પિતા—માતાને શોધી કાઢું બની શકતી કોશીશો કરી અહીં પાછો ચાલ્યો આવું."

અજયસિંહના તીખા સ્વભાવને પદ્મિની જાણતી હતી અને તેથી તેને ભય પણ લાગતો હતો. ત્યાં થતી લુંટફાટ જોઇ કદાચ

તેનો પિત્તો ખસી જાય અને તે ઓડનું તોડ કરી બેસે, એ ભયથી તે કોઈ પણ જવાબ આપી શકી નહિ, પણ તેનો આંતરિક હેતુ તત્કાળ અજયના જાણવામાં આવી ગયો અને તે બોલ્યો—

"બહેન ! તું તદ્દન નિશ્ચિંત રહે. હવે હું વગર વિચાર્યું સાહસ કદાપિ કરીશ નહિ. પ્રથમનો મારો આવેશ તે ખરેખર અવિચારનોજ હતો, હવે હું બની શકતી સંપૂર્ણ સાવચેતીથી વર્તીશ અને બની શકશે તો કાકાશ્રીને લઈ આવીશ. તું ગભરાઈશ નહિ. જો કદાચ મને વાર લાગે તો તું આ સરળ માર્ગે આગળ વધજે. થોડે દૂર ગયા પછી ત્યાં તને બે દરવાજા દેખાશે. તેનાથી એક હાથને છેટે જમણી બાજુએ જમીનમાં ખીલો ઠોકેલો તને જણાશે. તે તું ખેંચી લઈશ એટલે તને માર્ગ મળશે અને તું તથા હરપાળ ભગવાન્ શીલગુણસૂરિના આશ્રમમાં જઈ પહોંચશો."

"ભાઈ ! પિતા–માતા માટે અને જેણે આપણા ઉપર ઉપકાર કર્યો છે તે રણધીર માટે હું તને જવા દઉં છું પણ તે પહેલાં ક્રોધના આવેશમાં વગર વિચાર્યું સાહસ તું નહીં કરે, તે માટે સોગંદ લે અને પછી જા."

"ભગિની ! તારા શબ્દો એજ મારે મન વેદાગ્રા છે !" પોતાની પ્રેમાળ ભગિનીનું સાંત્વન કરવા માટે અજયે કહ્યું અને તે ત્યાંથી ચાલ્યો ગયો. પદ્મિની અને હરપાળ તેની તરફ જોઈ રહ્યાં.

## પ્રકરણ ૨૩ મું.

પોતાની બહેનની રજા લઈ અજયસિંહ ભોંયરાના દરવાજે આવી પહોંચ્યો. શસ્ત્રાગારમાં સ્તબ્ધતા અને શૂન્યતા છે, એવી ખાત્રી કરી

લઇ તે પાછો ફર્યો અને ભોંયરામાંના બીજેજ રસ્તે આવેલો એક પત્થરનો દાદર ચઢી ગયો. અજય ત્યાં એટલી બધી સાવચેતીથી ફરહર કરતો હતો કે–ત્યાં અંધકાર નહીં પણ અજવાળુંજ હોય ! પગથીઆં ચઢી રહ્યા પછી એક દિવાનખાનાના મોટા તાકામાંનો ચોર દરવાજો ઉઘાડી તેણે અંદરના ભાગમાં પ્રવેશ કર્યો. તે તાકાના દરવાજાની ફાટોમાંથી દિવાનખાનામાંનો દેખાવ જોવા લાગ્યો. તે દિવાનખાનું ઠાકોર ચાંપાજીની ખાસ બેઠક તરીકે વપરાતો હોવાથી તે સારી રીતે શણગારેલો હતો. ઘરના માલેકને કેદમાં નાંખી લુંટારાઓને ત્યાં મોજ મારતા જોઇ અજયને અત્યંત ક્રોધ ચઢી આવ્યો. ત્યાં દુશ્મન સૈન્યના અમલદારો એકત્ર થઇ આનંદ કરતા હતા. ત્યાં પડેલા અફીણ અને ભાંગ તથા કસુંબાની રેલછેલ ચાલી રહી હતી. ઉપરાઉપરી તે કેફી ચીજોના ઘુંટડા–ત્યાં એકત્ર થએલા લેતા હતા–કેટલાક ત્યાં આળોટતા હતા અને કેટલાક યદ્વા–તદ્વા બકવાદ કરતા હતા અને કેટલાક તે દિવાનખાનામાં બાકી રહેલી કિંમતી ચીજો લુંટવામાં ગુલતાન થઇ ગયા હતા. તેજ દિવાનખાનાના ખુણામાં પદ્મિનીએ વનવાસીના કુંતલપુંજથી તૈયાર કરેલો ગુજરાતનો રાષ્ટ્રીય–ધ્વજ પડેલો હતો. તે અજયસિંહના જોવામાં આવ્યો. ત્યાં લુંટ ચલાવનારા શખસો પોતાના અમલદારોને નશામાં બેભાન બનાવી થોડી વારમાં ત્યાંથી ચાલ્યા ગયા.

આ સમયે પોતાના માનિતા સ્થળની દુશ્મનો તરફથી થતી અવજ્ઞા જોઇ અજયના આખા શરીરમાં ક્રોધ વ્યાપી ગયો પણ તે વિચારી યુવક પોતાની ભગિનીને આપેલા વચનનું સ્મરણ કરી ક્રોધ અને અપમાનના કડવા ઘુંટડાને ગળી ગયો. ત્યાં એકત્ર થએલા દુશ્મનના સૈનિકોમાંથી કોઇની પાસેથી પોતાના માતા–પિતાની વાત જાણ-

વાના હેતુથી તે તાકામાંજ બેસી રહ્યો. ઘણો વખત થયા છતાં કાંઇ પણ સાંભળવામાં ન આવવાથી જે આશાથી તે ત્યાં બેઠો હતો તેની તે આશા નિરાશામાં ફેરવાઇ ગઇ. ત્યાં એકત્ર થએલા સૈનિકોની ઉચ્છ્રુંખલપણાની અને છાકટા જેવી વાતો શિવાય બીજી એક પણ વાત અજયના સાંભળવામાં આવી નહિ. ત્યાર પછી તે સૈનિકો અને અમલદારો ઉપર કેફી ચીજોએ જેમ જેમ પોતાની અસર વધુને વધુ દેખાડવા માંડી તેમ તેમ તે લોકો બોલતા બંધ થઇ ગયા અને દિવાનખાનામાં જેમ જગ્યા મળી તેમ પછડાઇ પડયા. આખરે તે દિવાનખાનામાં શુન્યતા છવાઇ ગઇ. થાકેલા અને નિશામાં ચકચૂર થએલા હુકમના દાસ તત્કાળ નિદ્રાદેવીને સ્વાધીન થઈ ગયા.

હવે કોઇ જાતનો વાંધો નથી, એવી પોતાની સંપૂર્ણ ખાત્રી કર્યા પછી અજયે તે તાકાની સાંકળ ઉઘાડી. એક ક્ષણ થોભીને તેનો દરવાજો બંધ કર્યો. દરવાજાની ઉઘાડ–બીડ થતી દુશ્મનના એક પણ સૈનિકના જોવા કે જાણવામાં આવી નથી, એવી ખાત્રી કરી લીધા પછી અજયે દિવાનખાનામાં પ્રવેશ કર્યો. ત્યાં દીવાઓ બળતા હતા. તેનો પ્રકાશ તેજસ્વી નહોતો. તેથી દબાતા–લપાતા–છુપાતા જવામાં અજયને સારી સગવડ મળી ગઈ. ત્યાંથી પસાર થતાં થતાં પ્રકાશ ઓછો કરવા માટે અજયે બીજા પાંચ દશ દીપકો બુઝાવી નાંખ્યા. નિશામાં ચકચૂર થઈ પડેલા બેભાન અને અસાવધ શત્રુની ઉપર હથિઆર ઉગામી તેમને મારી નાંખવાનો–અશ્વત્થામાના અઘોર વિચારની જેવો–વિચાર પણ અજયના અંતરમાં આવ્યો નહિ. ઉલટું તેમની તેને દયા આવી. તે ત્યાંથી પોતાની કાકીના શયનભુવન તરફ ગયો. અસ્તવ્યસ્ત અને બેભાન થઇ પડેલા સિપાઇઓ પોતાને જોતા તો નથી; તેની ખાત્રી કરી લઇ તેણે અન્તઃપુરનું દ્વાર ઉઘાડયું. અંદર જઇ દર-

વાજો બંધ કર્યો. ત્યાં તેને કોઇ ન મળવાથી તે પાછો ફર્યો અને ઠાકોર ચાંપાજીને શોધવા ત્યાંથી બીજી તરફ જવા લાગ્યો. ત્યાં તો એકદમ શયનભુવનની પાછળનો દરવાજો ઉઘાડયો અને તેમાં થઇ એક દક્ષણી સિપાઇ અંદર આવ્યો. તેને જોઇ અજય જરા અચકયો. હવે તમામ બાજી બગડી ગઈ, એમ તેને લાગ્યું. કેદ કે મરણ શિવાય તેને બીજો રસ્તો સુઝયો નહિ. તો પછી હવે એક મરદની જેમ દુશ્મનને હાથ દેખાડી શૂરવીરને છાજે તેવા પરાક્રમી મરણનો અંગીકાર કરવો, એવો નિશ્ચય કરી અજય એકદમ પાછો વળ્યો અને તે દક્ષણી સિપાઇ ઉપર તુટી પડયો. તે સિપાઇએ જરા પણ શોરબકોર ન કરતાં કે જરા પણ ન સંકોચાતાં અજયનો ધસારો સહન કરી લીધો. બીજી વાર અજય તેની ઉપર તુટી પડે તે પહેલાંજ તે સિપાઇ બોલ્યો–

"અજયસિંહ! હું શત્રુ નહિ પણ તમારો મિત્ર છું. મારૂં નામ રણધીર!" જેને માટે પોતે પાછો આવ્યો તેનોજ પોતાને હાથે વધ થતો હતો, એ જાણતાંજ અજય થોભી ગયો. અજય તેનો હાથ પકડતાં બોલ્યો–

"રણધીર! તમારે પાછળ રહેવું પડયું એ માટે મને, હરપાળને અને બહેનને બહુજ ચિંતા થઇ. ઘણા ભાગે તમે આ તોફાનમાં કામ આવી ગયા હશો, એમ અમે સમજતા હતા. ચાલો, તમે સહિ-સલામત છો, તે જોઇ મને અત્યંત આનંદ થયો છે અને જ્યારે બહેન અને હરપાળ તમને જોશે ત્યારે તેમને પણ અનહદ આનંદ થશે. તમે તમારી હકીકત તો કહો કે–અમારા ગયા પછી શું શું બન્યું?"

"કુમાર! મારી હકીકત બહુજ મજેદાર છે. તે હું તમને વખત આવે–મળે–થી કહીશ. અત્યારે તો 'આપણે અહીંથી ચાલ્યા જવું જોઇએ." એમ કરવામાંજ ડહાપણ છે.

"પણ મેં પદ્મિનીને વચન આપ્યું છે કે હું પિતાજી અને બાના ખુશી ખબર લઈને આવીશ તેનું કેમ ? કાંઇ નહીં તો તે બન્નેમાંથી એકને પણ જોયા વિના મારાથી પાછું ફરી શકાય તેમ નથી."

"બા સાહેબની મુલાકાત થાય એ તો અશક્ય છે પણ બની શકે તો ઠાકોરની મુલાકાત-ફક્ત અધ ઘડીને માટે-આપને થઇ શકે, એ બનવા જોગ છે. હું અત્યારેજ તેમની પાસેથી ચાલ્યો આવું છું."

"શું અર્ધી ઘડી? એટલું મળે તો પછી મારે શું જોઇએ? તેટલા સમયમાં તો તેમને લઇને હું ક્યાંનો ક્યાંએ-બહુજ દૂર-ચાલ્યો જઇશ. રણધીર! તમે અમારા ઉપર કરેલા ઉપકારની માળામાં આ પણ એક ઉપકારને ગુંથાઇ જવા દો!" અજયે ઉતાવળા થઇ ઉત્સુકતાથી કહ્યું.

રણધીર જે રસ્તે ત્યાં આવ્યો હતો તેજ રસ્તે તે અજયને ઠાકોર ચાંપાજીના બંદિવાસમાં લઇ ગયો. ત્યાં એક દીવો ટમ ટમ બળતો હતો. તે સ્થાન અને ત્યાંના રાચ રચિલાં ઠાકોર ચાંપાજીના દરજ્જાને છાજે તેવાં નહોતાં. ત્યાં તેઓ એક કેદીની જેમ એક કંગાલ પથારીમાં પડયા હતા. રણધીર અને અજયે ત્યાં પ્રવેશ કરતાંજ તેઓ પથારીમાં ઉઠીને બેઠા થયા. અજયને ત્યાં આવેલો જોઈ અજાયબીના ઉદ્ગારો તેમના મુખમાંથી અચાનક રીતે નિકળી જાત પણ તેમ ન કરવા રણધીરે એકદમ તેમને ઇશારત કરી. અજય આગળ આવી પોતાના કાકાને પગે પડી ગદ્ગદ સ્વરે બોલ્યો-

"પિતાજી! રણધીરની મદદથી તમને અહીંથી છોડાવી જવા માટે હું અહીં આવ્યો છું!"

"અજય! આટલો સમય મારૂં ચિત્ત શાંત હતું. રણધીરના

સુખે તારી ખુશી ખબર સાંભળી તારે માટે મને કોઇ પણ પ્રકારની ચિંતા નહોતી. પણ તારા આવવાથી હવે મારૂં ચિત્ત અશાંત થયું છે. બાલુડા ! તું અહીંથી એકદમ ચાલ્યો જા. એક ક્ષણને માટે પણ અહીં ન થોભ. બસ, ચાલ્યો જા !"

"પિતાજી ! તમને અહીંથી લીધા વિના હું જઇશ નહિ. હું તેવું વચન બહેનને આપી આવ્યો છું."

"અજય ! તારી સાથે મારાથી આવી શકાય તેમ નથી. એક તો મારા અહીંથી ચાલ્યા જવાથી તારી કાકીની સ્થિતિ બહુજ ખરાબ થશે અને બીજું એ કે મારી કાયાની કષ્ટાવસ્થાથી ગુજરાતના પવિત્ર સ્વતંત્રતાના કાર્યને જોરથી ગતિ પ્રાપ્ત થાય, એવી અવનિપતિની આકાંક્ષા છે, એમ મને લાગે છે."

"પરમેશ્વરની ઇચ્છા વિરૂદ્ધ જવાની અમારી પણ ઇચ્છા નથી. આપના આપત્તિઓમાં રહેવાથીજ ગુજરાતના સ્વાતન્ત્ર્યના કાર્યને મદદ થવાની છે, એવોજ જો ઇશ્વરી સંકેત હોય તો તે અમારે કબૂલ મંજુર છે. આપને મારૂં કહેવું એટલુંજ છે કે કેદખાનાના કઠિન કષ્ટો કરતા સ્વતંત્રતાના સંકટોજ કલ્યાણકારક છે. આપની આકૃતોથી અમારામાં અત્યંત આવેગનો આવિર્ભાવ થશે."

"વ્હાલા બાળ ! તારો મારા પ્રત્યે પ્રેમ અને પૂજ્યભાવ હોવાથી તને તેમ લાગે એ સ્વાભાવિક છે. એક રીતે હું છુટો થાઉં તે કરતાં કેદમાંજ રહું એ ફાયદાકારક છે. મારો અને ભુવડનો દાવ એટલો બધો તો ભયંકર છે કે મને અહીંથી લઇ જવામાં દેશનું કાર્ય એક બાજુએ રહી જશે અને તેને બદલે તારા સરખા શૂરવીરોને મારા બચાવના કામમાંજ તમામ શક્તિનો વ્યય કરવો પડશે. મારા રક્ષણ કરતાં રાષ્ટ્રના રક્ષણની જવાબદારી તમારા ઉપર વધારે છે. અજય !

ક્રાન્તિના વાદળમાં વિકટ વિપત્તિનાં વાદળ તો થવાનાંજ! તેની સ્થિતિ મનમાં લાવવાથી કોઇ ટળવાનું નથી. ક્રાન્તિ એ રાજ્યના ઓળાઢ ઉપર થનારા ભૂકંપના ધક્કાઓ છે. આ ભૂકંપમાં જળને સ્થળે સ્થળ અને સ્થળને સ્થળે જળ, પર્વતને ઠેકાણે ખાઇઓ અને ખાઇઓને ઠેકાણે પર્વત એમ જબરદસ્ત ફેરફાર તો થવાનોજ! મારા જેવા ચાંપા અને વનવાસી જેવા ધૈર્યના પર્વત ખર્ચ થવાના છે પરંતુ તારા જેવા નવીન અચલ વીરો ઉત્પન્ન થવાના છે. માટે વત્સ! મારે માટે જરા પણ ચિંતા કરીશ નહિ. જા, તું ખુલ્લે દિલે–નિઃશંક ચિત્તે તેં ગ્રહણ કરેલા વીરવ્રતનું પાલન કરજે. મને ખાત્રી છે કે–હું મારા અજયના હાથમાં ગુજરાતનો પવિત્ર રાષ્ટ્રીય–ધ્વજ તરતમાંજ જોઇ શકીશ."

ઠાકોરે અજયને આટઆટલો સમજાવ્યો છતાં તે સમજ્યો નહિ. રણધીરે પણ અજયની પ્રાર્થના માન્ય કરવાનું ઠાકોરને કહ્યું પણ ઠાકોરે પોતાનું ત્યાંથી જવાનું કેટલું બધું દુર્ઘટ અને અનર્થકારક છે, તે વાત ફોડ પાડીને સમજાવી. ઇચ્છાવતીની મુલાકાત થવાની અશક્યતા જાણવામાં આવતાંજ તે નિરૂપાય થઇ ગયા. ખિન્ન ચિત્તે–દુઃખી દિલે–અજય સાથે રણધીર પાછો ફર્યો, સૈનિકોથી ચિકાર ભરાએલા દિવાનખાના તરફ અજયને જતો જોઇ રણધીર બોલ્યો–

"કુમાર! તે તરફ ક્યાં જાઓ છો?"

"પિતાજીની આજ્ઞાથી તૈયાર કરવામાં આવેલો વાવટો ત્યાં પડ્યો છે તે આપણે સાથે લઇ જઇએ. પિતાજી કેદમાં છે છતાં તેઓની સહાનુભૂતિ વનવાસીના કાર્યમાં છે, એ વનવાસીને તેથી સ્પષ્ટપણે સમજાશે."

પહેલેથીજ અજયે તે દિવાનખાનામાંના દીપકો બુઝાવી પ્રકાશને ઝાંખો કરી નાંખ્યો હતો. જતાં જતાં પણ પોતે કોઇની નજરે ન પડે માટે દીવાઓ બુઝાવી નાંખવાનો તેણે સપાટો ચલાવ્યો. ચાર

દીવા બુઝાવી પાંચમો દીપક અજય બુઝાવે તેટલામાંજ એક સૈનિક એક પડખેથી બીજે પડખે પડખું ફેરવતો દીવા તરફ જોવા લાગ્યો, અજયે દીવો તો બુઝાવી નાખ્યો, પણ દીવો બુઝાવી નાખવાનું તે સૈનિકે ઉપર શું પરિણામ થાય છે, તે જાણવા તે જરા ત્યાં થોભ્યો. જાગી જવાનું તે સૈનિકનું લક્ષણ જોતાંજ અજય તેને છાટી નાંખવાના વિચારમાં હતો-તૈયાર હતો-પણ તેવું કાંઇ બન્યું નહિ. તે સિપાઇ મડદાની જેમ સંજ્ઞાશૂન્ય થઇ પડી રહ્યો. અજય આગળ વધ્યો. ખીલી ઉપર ટાંગેલો વાવટો તેણે ખેંચી લીધો તે સાથેજ ખીલા ઉપર ટાંગી મૂકવામાં આવેલી એક તરવાર ખડખડ કરતી જમીન ઉપર અથડાઇ અને એક સૈનિક ઉપર જઇ પડી. સિપાઇ નશાના કેફમાંજ એકદમ ઉઠીને ઉભો થઇ ગયો અને 'દગો-દગો-દગો-' એવી બૂમો પાડવા લાગ્યો. અજય એકદમ તેની ઉપર કુદી પડયો અને તેજ સમયે જાગૃત થતા બીજા સૈનિકની ઉપર પછાડયો. બાકી રહેલો એક દીપક બુઝાવી તાકાની અંદર આવેલા ભોંયરા પાસે જઇ પહોંચ્યો !

પાછળથી દિવાનખાનામાં બહુજ બૂમાબૂમ થવા લાગી. સર્વે સૈનિકો ભયથી આકુળ વ્યાકુળ થઇ અંધારામાંજ ધડપડ કરવા લાગ્યા. શત્રુ કોણ અને મિત્ર કોણ, એ બાબતમાં અંધારામાં ઓળખ રહેવાનું કામ અશકય હતું. તમામ સિપાઇઓ ઉલ્લુ બનેલા અને નશામાં ચકચૂર હતા. એ કારણથી જે કોઇ પોતાની આડે આવે તે શત્રુજ છે, એમ તે સમજવા લાગ્યા અને અંદર તેઓમાં-જ-કાપા કાપી ઝપાઝપી થવા લાગી.

એજ સમયે અજય રણધીર સાથે ત્યાંથી પસાર થઇ ગયો અને ઘડીકમાં તો ચિંતાતુર થઇ બેઠેલી પદ્મિની પાસે આવી પહોંચ્યો.

## પ્રકરણ ૨૪ મું.

"મોટાભાઈ ! ખરેખર પરમાત્માએ મારી પ્રાર્થના સાંભળી. તું સુખરૂપ પાછો આવ્યો તે બહુજ સારૂં થયું—પણ માતા—પિતાની શી સ્થિતિ છે ?" પોતાના ભાઇને પાછો આવેલો જોતાંજ માતા—પિતાની ખબર જાણવા ઉત્સુક થએલી પદ્મિનીએ આતુરતાથી અજયને પૂછ્યું.

"બા સાહેબ ! તમે જડતાં નથી એવી ખાત્રી થયા પછી ઠાકોર સાહેબને તેમનાં પત્ની સાથે પાવાગઢના કિલ્લામાં રાખવાનો તેમનો વિચાર નક્કી થયો છે. સમ્રાટ્ ભુવડની તરફથી આજ્ઞાપત્ર આવે ત્યાં સુધી તેમને તેમના ઘટતા માનમરતબા પ્રમાણે રાખવામાં આવશે. એવા ખાત્રી લાયક ખબર હું લાવ્યો છું." રણધીરે કહ્યું.

" વનવાસીને તમે તમારા તરફથી મદદ મોકલવાના હતા ને ? આપણા મદદ કરવાના ગનના મનોરથો મનમાંજ સમાઇ ગયાને ? તેમને મદદ કેવી રીતે મળશે અને પિતાજી કેવી રીતે કેદખાનામાંથી છૂટશે ?" પદ્મિની નિરાશ થઇ રડતી રડતી બોલી.

" બહેન ! તું આટલી બધી નિરાશ શા માટે થાય છે ? દેશ-ભક્તના કરના કાંડામાં ઇશ્વરી સામર્થ્યનો નિવાસ હોય છે, એમ શું વનવાસી નથી કહેવરાવ્યું ? તે તું કેમ ભુલી જાય છે ? તેં તારા હાથેજ ગુજરાતની રાષ્ટ્રીય—ધ્વજા ઉપર જે અક્ષરો ગુંથ્યા છે તેને કેમ ભૂલી જાય છે ? આ ધ્વજ લઇને હું તેમને જઇ મળીશ અને પિતાજીનો સંદેશો તેમને કહી સંભળાવીશ. જો પિતાજીની સાથે કાંઈ દગો થશે તો હું પાવાગઢને તો શું પણ કલ્યાણને પણ ધુળ ચાટતી કરીશ."

અજયના સાંત્વનથી પદ્મિનીનું સમાધાન થયું નહિ. ચિત્રમાં

ધારેલો રંગ ખુલ્લે ખુલ્લો દેખાડવા માટે બીજા રંગની છાયા તેની જોડમાં દેખાડવી પડે છે તે પ્રમાણે અજયના બોલવાની અસર પદ્મિની ઉપર થઇ. તેના અંતઃકરણમાં ચિતરાતો ચિત્રપટ અજયના સમાધાનથી વધારે વિદ્રૂપ–કદરૂપો–દેખાવા લાગ્યો.

" આ થાપણ પિતાજીએ મને સોંપી છે અને તે શીલગુણસૂરિને સોંપી દેવાનું કહ્યું છે. તે કોની છે ? એ બાબતમાં મને પિતાજીએ કંઇ પણ કહ્યું નથી. અજયે લોઢાની પેટી હાથમાં લઇ તેનું વજન હાથમાંજ કરતાં કહ્યું.

"તે તમને નહીં કહ્યું હોય પણ મને કહી રાખ્યું છે અને તે એ કે–તમારે હાથેજ તમારે તે ગુરૂરાજને સોંપવી. તે કોની છે તે હું નક્કી કહી શકું તેમ નથી છતાં મ્હને લાગે છે કે તે વનવાસીની હોવી જોઇએ." હરપાળે ખુલાસો કર્યો.

" જો એમજ હોય તો તેમને પહોંચાડી દેવી જોઇએ. "પદ્મિનીએ જેનું તેને સોંપી દેવાના ઇરાદેથી બોલી.

" તે ગમે તેની હોય પણ પિતાજીની આજ્ઞા પ્રમાણે આપણે તે ગુરૂજીને સોંપી દઇશું એટલે થયું. પણ રણધીર ! તમે કહેતા હતા કે–મારી હકીકત બહુ મજેદાર છે તે તો કહો ! " અજયે કહ્યું.

" સાંભળો !" રણધીર આગળ બોલવા લાગ્યો—

" ભોંયરામાં આપણા ત્રણેના જવાનો અને શસ્ત્રાગારના ઉંબરે સૈન્યના આવવાનો એકજ સમય થયો. તેમના જોતાં મારાથી ભોંયરામાં ઉતરાય, એ ન બનવાજોગ હતું. તેમાં પણ ભોંયરાનો દરવાજો ઉઘાડો હતો. કાંઇ નહીં તો એક ક્ષણને માટે તમને દુસ્મનો ન જોઇ શકે તેટલું કરવાનો વિચાર કરી દરવાજાની ઉપરનીજ ખીંટી ઉપર મૂકવામાં આવેલું બખ્તર મેં ખેંચ્યું અને તે સાથે જ

ભોંયરાનો દરવાજો એકદમ બંધ થઇ ગયો. એટલે મને શાન્તિ મળી. ત્યાં આવેલા સૈનિકોની જેમજ હું પણ એક સૈનિક છું અને શસ્ત્રાગારમાં લુંટ ચલાવી કાંઇક કમાવા માટે આવ્યો છું, એમ દુશ્મનો સમજ્યા. તેમની તે સમજણ દૃઢ થાય તે બાબતમાં મેં પણ બહુ સાવચેતી વાપરી. ત્યાંનાં સારાં સારાં શસ્ત્રાસ્ત્રો મેં તેમની સામે મૂકવા માંડ્યા. તેઓ પણ એક અઘોરી લુંટારાની જેમ જેને જે ફાવે તે લેવા લાગ્યા. તેમને ત્યાંજ મૂકી હું દિવાનખાનામાં આવ્યો. ત્યાં સારંગ અને ઉડમંગ કાંઇક ખાનગી મસલત કરતા હતા. હું તેમની વાતચિત સાંભળતો ચાલ્યો જતો હતો ત્યાં ઉડમંગે મને અટકાવ્યો અને હોદ્દો શો તે પૂછ્યું. મારે ત્યાંથી જવું હતું. મેં તત્કાળ તેની આગળ જઇ અદબથી મુજરો કર્યો અને સો સૈનિકોનો હું અમલદાર છું એમ ઠોકી બેસાડ્યું. તે બન્નેએ ઠાકોર સાહેબ ઉપર ચોકી કરવા સો માણસો લઇ જઇ ત્યાં રહેવાનું મને કહ્યું. આફતપર આફત આવી છતાં હું ગભરાયો નહિ. ભય રહિત થઈ મેં તેમને હા કહેતાંજ તે સમયે ઠાકોર સાહેબ ઉપર જે અમલદાર પહેરેગીર હતો તેના ઉપર હુકમ લખી આપી તે જગ્યા મને લેવા કહ્યું. નવો હોદ્દો લઇ ઠાકોર સાહેબ ઉપર ચોકી કરવા નિમાએલા કામ ચલાઉ અમલદારને તેનો હુકમ દેખાડી મેં નવીન સત્તા મેળવી. ત્યાં અચાનક ઠાકોર સાહેબની મને મુલાકાત થઇ. તમો બન્ને ખુશીમાં છો—સુખરૂપ છો, એ ખબર ઠાકોરશ્રીના જાણવામાં આવતાંજ તેમને અપાર આનંદ થયો. અજયસિંહ અને વનવાસી જ્યાં સુધી જીવતા છે ત્યાં સુધી ગુજરાતને માટેની મારી તમામ આશાઓ જીવતી જાગતી છે એમ તેઓ બોલ્યા. વનવાસીનું નામ નિકળતાંજ આ લોઢાની પેટીનું તેમને સ્મરણ થઇ આવ્યું. તેમણે તે પેટી મને સોંપી. ત્યાર પછી મને અજ-

યસિંહ મળ્યા, અમે બન્ને ફરી ઠાકોર સાહેબની મુલાકાતે ગયા, પણ તેમની મુલાકાતથી અમને ધારેલો લાભ થયો નહિ. અમારી સાથે આવવા માટે તેમણે સાફ ના પાડી.”

“ આ પેટીની માલેકી જો મારા માલેક પાસે ન આવી હોત તો બહુજ સારૂં થાત. આ પેટી અપશુકુની અને અકલ્યાણકારક છે. તેનાં દરેક પગલાં ઉપર ઉપાધિઓ પગ મેલીને ચાલે છે. આ મારા માલેક પાસે આવી અને તેના સર્વસ્વનું સત્યાનાશ વાળ્યું. અપાસરમાં આવી ત્યાં પણ તેનો તેજ બલ્કે તેથી પણ વધારે દુઃખદ બનાવ તેના પગલાથી બન્યો. કોણ જાણે એવું તે એમાં શું હશે. આમાં શું હશે તે હું જાણતો નથી છતાં આમાં ગમે તે હોય પરંતુ એટલું તો નક્કી છે કે–આની સાથે સાથે ખૂનો અને લોહીની નીકો ચાલવાનું તો અવશ્ય છેજ. પરમાત્મા કરે ને આ પેટી હવે ફરી મારા માલેકની નજરે ન પડે તો સારૂં !”

“ અજય ! એકજ દિવસમાં ગુજરાત દેશને સ્વતંત્ર અને સ્વ-રાજ્યયુક્ત બનાવવાના મનના મનોરથોની ઉર્મિઓ ઉરઉદધિમાં ઉછળી, ઉદ્ભવી અને તેમાંને તેમાંજ પાછી સમાઇ ગઇ. જાણે કે વર્ષાઋતુમાં ઇંદ્રદેવનું રંગરંગીલું વિવિધરંગી ધનુષ્ય જણાયું–ફૂલાયું–તણાયું–અલ્પ સમય રહ્યું અને પછી પાછું વિલય પામી ગયું. હાય–હાય–પિતાજી કેદમાં પડયા અને વનવાસીનો........પદ્મિની દુઃખથી બોલી. તેના દુઃખનો વેગ વિશેષ હોવાથી આગળનું વાક્ય તેનાથી પૂરેપૂરૂં બોલાયું નહિ.

“ વ્હાલી બ્હેન ! પ્રથમ તું મને ઉપદેશ આપતી હતી પણ હવે તને ઉપદેશ આપી આશ્વાસન આપવાનો વારો મારો છે. ભગિની ! દેશકાર્યનો માર્ગ બહુજ કઠિન છે–સ્વતંત્રતાનો માર્ગ તીક્ષ્ણ કાંટા–અણિયાળા કાંકરાઓથી ભરપૂર છે. તેના ઉપર કાંઇ ગુલાબના પુષ્પોની શય્યા પાથરેલી નથી હોતી ! તેમાં તો ખાડા, ટેકરા, કાંકરા અને

કાંટાઓ વેરાએલા હોય છે. તેમાં વારંવાર નિરાશા થવાનીજ અને અપજસ મળશેજ; પરંતુ તે નિરાશા અને અપજસને પગની નીચે કચરીનેજ દેશભકતોએ આગળ વધવાનું છે. આવા વિકટ પ્રસંગો ઉપસ્થિત કરીનેજ પરમાત્મા આપણને ધીરજના, શાન્તિના, સાવચેતીના અને દ્રઢતાના પાઠો શીખવે છે. બહેન ! તું આમ નિરાશ ન થા. તેં ગુર્જરદેશના રાષ્ટ્રીય-ધ્વજ ઉપર જે અક્ષરો ગુંથ્યા તેના અર્થનું સ્મરણ કર ! ”

આપણી અનંત આપત્તિઓમાં એટલુંજ સુખ માનવાનું છે કે-તેમણે આપણા માતાપિતાનો વિયોગ કરાવ્યો નથી. ”

“ પણ બા, જો તમે તેમના હાથમાં સપડાયાં હોત તો કાંઇક જુદોજ બનાવ બનત. સારંગદત્તનો વિચાર તમને અને ઇચ્છાવતિબાને લઇ જવાનો હતો. તમે ન મળવાથીજ બધો ઘોટાળો થઇ ગયો. સારંગ તપી ગયો. ઇચ્છાવતીની સાથે મળી જવાનું-તેણે ઉદ્ભંગને મેણું માર્યું.” રણધીરે કહ્યું.

રણધીરની વાત સાંભળી પદ્મિની ભયથી સફેત પુણી જેવી થઇ ગઇ. સારંગેજ તેનું બબે વખત માગું કર્યું હતું અને તેને ઠાકોર ચાંપાજીએ ધિક્કારી કાઢયું હતું. તેની અપકીર્ત્તિ અને પશુવૃત્તિને પણ શરમાવી નાંખે તેવા તેના અનાચારની વાતો પદ્મિનીના સાંભળવામાં આવી હતી તેથી તેને તેની બીક લાગતી હતી. બીજી વાર જ્યારે ઠાકોરે તેની માગણી ધિક્કારી કાઢી ત્યારે તે બોલ્યો હતો કે-ઠીક છે. હું જોઇ લઇશ.” સારંગની આ પ્રતિજ્ઞા પદ્મિની સમક્ષ ઉપસ્થિત થઇ. પ્રચંડ ઘંટાનાદની જેમ તેના કાનમાં અવાજો થવા લાગ્યા. સારંગના હાથમાં પોતે સપડાઇ હોત તો પોતાની શી દશા થાત, તેની માત્ર કલ્પના કરવાનું તેને ધૈર્ય થઇ શકતું નહોતું. તેના શરીરમાં પરસેવો છૂટયો. પરમેશ્વરેજ પોતાને ન્હાસી જવાની સુબુદ્ધિ

સઝાડી, એમ તેને લાગ્યું અને તે તેનો અત્યંત આભાર માનવા લાગી અને બોલી–" હે દયાળુ દેવાધિદેવ ! આ આપત્તિમાં આવેલી અનાથ અને અભાગિની અબળાને આવીજ રીતે સદા સર્વદા સદ્‌બુદ્ધિ–સમર્પણ કરતા રહેજો."

" બ્હેન બા ! એક સીલબંધ કોથળીનું આ તમામ તરકટ છે–કાવતરૂં છે. જ્યારે ઉડુભંગ રેવાના પ્રદેશમાં હવો ત્યારે તેની પાસે એક હલકારો–આવ્યો. ગુપ્તચર–જાસુસ–ને જોતાંજ એકદમ ઉડુભંગ તરફથી સૈન્યને અપાસર તરફ કૂચ કરવાનો હુકમ મળ્યો. વનોડ ઓળંગતાંજ પાંચસો સૈનિકો ગિરીપાત તરફ અને પાંચસો અપાસર તરફ એમ બે ભાગ પાડવામાં આવ્યા. ગિરીપાત તરફ વનવાસીને કેદ પકડવા માટે સૈન્ય મોકલવામાં આવ્યું અને અહીં કેવો દુઃખદાયક બનાવ બન્યો, તેનું ફળ આપણે આ સમયે ભોગવીએ છીએ." રણધીરે ઘર-ભેદુની વાતનો જરાજરા સ્ફોટ કર્યો.

" ત્યારે તમે શું એમ કહેવા માગો છો કે–આપણું ઘર ફૂટી ગયું અને આપણે અત્યારે આફતમાં આવી પડયા, તેના મૂળ કારણ તરીકે કોઇ જાણભેદુ છે ? " અજયે પૂછ્યું.

" અલબત્ત ! "

" ત્યારે શું દગો થયો ? "

" અવશ્ય ! "

" શું કપટ–દગો ! હાય–આ દગાબાજી ! તારા લીધેજ મોટા મોટા દેશોની ગરદનો તુટી ગઇ છે. ઓ પરમાત્મન્ ! જો તેં સંસારમાં દગો ઉત્પન્નજ ન કર્યો હોત તો તને વારંવાર અવતાર ધારણ કરવાની તકલીફો શા માટે ઉઠાવવી પડત ? શેષની શય્યા ઉપર શાન્ત ચિત્તે પડયા પડયા તેં નિર્માણ કરેલા માનવી સંતાનના સંસારસુખો

તારાથી શું જોઇ શકાતા નહોતા ? પુત્રની બાલસુલભ મનમોહક લીલા જોવામાં શું પિતાને સદૈવ અભિમાન નથી લાગતું ? તો પછી આ કપટ, દગાબાજી, છળ, પ્રપંચ વિગેરે ઉત્પન્ન કરી તારી નિરામયતા વગર કારણે દુઃખમાં નાંખવાથી તને શો—કેવો—આનંદ થતો હશે, તે તો હે દયાળુ ! તુંજ જાણે ?" હરપાળ બોલ્યો.

"સ્વતંત્રતાની રણભઠ્ઠીમાંજ દગલબાજીના પ્રચંડ તાપથી દેશભક્તિનું કાન્તિવન્ત કાંચન ઉજ્વલ અને પવિત્ર થાય છે. તેમ થવાથી દેશભક્તિના કાંચનને દાગ લાગે છે પણ તે ધોવાઇ જાય છે અને કાંચનનો કસ વધે છે. તે એક પ્રકારની કષ્ટમય કઠિન કસોટી છે. રણધીર, બ્હેન, હરપાળ, હવે આપણે અહીંથી ચાલો. આપણે એકદમ વનવાસીને જઇને મળવુંજ જોઇએ. માટે સત્વર ચાલો." અજયે કહ્યું.

અપાસર ગામથી થોડેક છેટે એક યોગિનો આશ્રમ આવેલો છે. તેમાં એક યોગી પોતાના શિષ્યો સાથે નિવાસ કરેલ છે; સમય અર્ધ રાત્રિની પછીનો છે. તે સમયે તે આશ્રમમાં શાન્તિ, સ્તબ્ધતા અને નીરવતા પ્રસરી રહી છે. તે આશ્રમના મુખ્ય યોગીશ્વર આશ્રમની એક તરફ આવેલ ઓરડામાં નિદ્રા—સુખ અનુભવે છે.

જ્યાં તે યોગીરાજ નિદ્રાવશ થયા છે ત્યાં અચાનક ચાર મનુષ્યો ભૂગર્ભમાંથી પ્રકટ થયા. તેમના પગનો અવાજ સાંભળી યોગીરાજ એકદમ જાગૃત થયા. ત્યાં આવેલા ચાર મનુષ્યોમાંથી એક યુવકે આગળ આવીને યોગીરાજને નમન કર્યું અને પોતે ત્યાં આવી તેમને તકલીફ આપવાનું કારણ જણાવી બોલ્યો—

"ગુરૂદેવ ! ઠાકોરશ્રી ચાંપાજી પુનઃ સ્વતંત્રતા પ્રાપ્ત કરે ત્યાં સુધી આ અબળાનું સંરક્ષણ કરવાની આપ કૃપા કરો. પિતાજીએ અમો સર્વેને આપને સ્વાધીન કર્યા છે."

"અજય–પદ્મિની! આ આશ્રમ તમારોજ છે." તે યોગીએ આશ્ચર્ય પામી તેઓને આશિર્વાદ આપતાં કહ્યું. તે સમયે યોગીની મુખમુદ્રા ઉપર વિસ્મિત પૂર્ણહાસ્યની આછી આછી છટા જણાતી હતી.

વ્હાલા વાંચક!

અપાસરના આયુધગારના ભોયરામાં પ્રવેશ કરી ત્યાંથી અજય, પદ્મિની, રણધીર અને હરપાળ ઉપર જણાવેલા આશ્રમમાં આવી પહોંચ્યા હતા. તે આશ્રમ ગુજરાતના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ થએલા મહાત્મા શ્રી શીલગુણસૂરિનો હતો.

"રણધીર! અપાસરની ઉપર તારા અનંત ઉપકાર થયા છે. તું સદા સર્વદા આવીજ બુદ્ધિ રાખજે. આવી રીતે દયાભાવનામાં વૃદ્ધિ કરતો જા અને **वसुधैव कुटुम्बकम्** એવી ભાવના ભાવનારા સજ્જન સંત પુરૂષની પદવી પ્રાપ્ત કરજે. પરોપકાર કરનારાજ પરમાત્મસ્વરૂપ થઇ શકે છે. તીર્થયાત્રાઓ કરવાનો તારો વિચાર પ્રશંસનીય છે. તું ધ્યાનમાં રાખજે કે–જ્યાં દયા છે ત્યાં ધર્મ છે અને ધર્મ છે ત્યાં સુખ અને કલ્યાણ ઉભય છે."

યોગીરાજ શ્રી શીલગુણસુરિએ આશ્રમમાં પદ્મિની, હરપાળ અને લોઢાની પેટીની સહિસલામતીની સંપૂર્ણ ગોઠવણ કર્યા પછી રણધીરના અંતઃકરણની અનન્ય અભિલાષા પ્રમાણે તીર્થયાત્રાએ જવાની ગોઠવણ થઇ. તેના પ્રયાણ સમયે ઉપર પ્રમાણેનો ટુંકમાં ઉપદેશ શ્રીશીલગુણસૂરિએ આપ્યો. રણધીર તમામની પરવાનગી લઇ આશ્રમની બહાર નીકળ્યો ત્યાં તો સૈનિકોની પ્રયાણ કરતી એક ટુકડીનો અવાજ તેમના–આશ્રમમાંના મનુષ્યોના–સાંભળવામાં આવ્યો.

# પ્રકરણ ૨૫ મું.

સૈનિકોની એક ટુકડી—બહુ ધીમે નહિ તેમ બહુજ ઉતાવળથી પણ નહિ—પ્રયાણ કરતી આશ્રમની પાસેથી ચાલી જાય છે. તેમાંના સૈનિકોની ગતિ ઉપરથી તેઓ ક્યાંએ ચઢાઇ ઉપર જતા હોય, તેમ લાગતું નથી. તે ટુકડીની વચમાં બે ઉમદા મ્યાના જણાય છે. સમ્રાટ્ ભુવડના સૈનિકોનો અમલદાર ઉડુભંગ એક ઉમદા ઘોડા ઉપર સ્વાર થએલો ચાલ્યો જાય છે. તે મ્યાનાઓની પાસેજ ચાલે છે, તે ટુકડી અને મ્યાનાઓને જોઇ અજયસિંહે રણધીરને પૂછ્યું—

"રણધીર! ઉડુભંગ કાકાશ્રીને પાવાગઢ તો નથી લઇ જતો ને?"

"હા. તે તરફજ લઇ જાય છે."

આ સમયે રણધીર અને યોગીશ્વરનું ધ્યાન તે ટુકડીમાંના મ્યાના તરફ હતું. ધીમે ધીમે ઉભયના દૃષ્ટિ પથમાંથી તે મ્યાનાઓ અને ટુકડી અદૃશ્ય થયાં. આખરે ઘોડાઓના ડાબલાનો અવાજ પણ સંભળાતો બંધ થયો. રણધીર ચાલ્યો ગયો.

અજય અને યોગીરાજ રણધીરને વળાવી પાછા આશ્રમમાં આવ્યા. ત્યાં આવી અજયે પદ્મિનીને જોએલી વાત કહી સંભળાવી. યોગીરાજ પણ તે વખતે ત્યાં ઉભા હતા. ઠાકોર ચાંપાજીને પાવાગઢ તરફ લઇ જવાની વાત સાંભળી પદ્મિનીના હૃદય ઉપર બહુજ દુઃખદાયક અસર થઇ. તેની આંખમાં આંસુ આવ્યાં અને તે બોલી "ગુરૂજી! હવે માતા-પિતાશ્રીના શા-કેવા-હાલ થશે?" એમ કહી તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. તેને આશ્વાસન આપતાં ગુરૂજી બોલ્યાઃ—

"વત્સે! મને લાગે છે કે—ભુવડ એ એક મહાન્ મુત્સદ્દી છે અને તે ઠાકોર ચાંપાજી જેવા જડી આવેલા મોતીનો નિરર્થક ઉપયોગ

કરશે નહીં. તે જાણે છે કે–ચાંપાજીને મારી નાખવામાં જેટલો લાભ છે તેના કરતાં વધારે લાભ જીવતા રાખવામાં છે. ઠાકોરને સ્થાને ગુજરાતનો પ્રચંડ અગ્નિ એકત્ર થએલો છે. તે અગ્નિ ઠાકોરશ્રીના મરણથી દાવાનળ રૂપે સળગાવી ગુજરાતમાં ફેલાવવાનું સાહસ તે –ભુવડ–કોઇ કાળે કરશે નહિ. બહેન! તું ઠાકોર સાહેબના જીવનને માટે સર્વ રીતે નિશ્ચિંત રહે."

"આપનું કથન હું માન્ય કરૂં છું. પરંતુ તે પિતાજીને મારી નહીં નાંખે તો પણ તેમને બહુજ દુઃખ દેશે–તેમના ઉપર અત્યાચાર કરશે. જુલમ ગુજારશે, મારા પિતાજી મરણ સહન કરી લેશે પણ જુલમ કે અત્યાચાર કે અપમાન સહન નહિ કરે."

"ભુવડનાં કાવતરાંખોર સ્વભાવને લઇ તેમનું અપમાન થાય કે જુલમ ગુજરવામાં આવે, એ અસંભવિત છે. એટલુંજ નહિ પણ ઠાકોર જેવા લોકનાયકને કેદખાનામાં રાખવાનું કામ તેના હાથે થઇ શકશે નહિ. બહેન! તું નિશ્ચિંત થા." ગુરૂરાજના આટલા વચનામૃતથી કાંઇક અંશે પદ્મિનીના ચિત્તનું સમાધાન થયું. ત્યાંથી અજયને સાથે લઇ સૂરિજી બહારના ભાગમાં આવ્યા. તેઓ અપાસરની સ્થિતિના સંબંધમાં વાતચિત કરતા હતા. તેટલામાં આશ્રમના દરવાજે કોલાહલ થતો તેમના સાંભળવામાં આવ્યો. પોતાની તલવાર અજય મ્યાનમાંથી બહાર કાઢતો ઉઠીને ઉભો થયો. તે બોલ્યો—

"ગુરૂરાજ! રણધીર કપટમાં ફસાઇ શત્રુની જાળમાં સપડાયો લાગે છે?"

"અજય! ધાર કે કદાચ સપડાઇ ગયો હોય તો તું એકલોજ ત્યાં જઇ શું કરવાનો છે?" તેને પાછો નીચે બેસાડતાં સૂરિજીએ કહ્યું.

"તેની જાળનાં બંધનો તોડી હું તેને છોડાવીશ."

" બિન અનુભવી યુવક ! ત્યાં જે કોલાહલ થાય છે, તે ઉપરથી મને લાગે છે કે તે દસથી પંદર માણસોનો હોવો જોઇએ. તેમની સાથે તું એકલોજ લડવા જઇશ તો નભી શકીશ નહિ. ત્યાં પ્રકટ થઇ તું, પદ્મિની કયાં છે, તેનો દુશ્મનોને પત્તો આપે છે. તારા ત્યાં જવાથી પરિણામ સારૂં નહિ આવે. કદાચિત્ તારો ઘાત થશે અને તે સાથે જ પદ્મિનીનો પણ ઘાત થશે. માટે વિચાર કર વત્સ ! "

" આપ શું એમ કહો છો કે–રણધીરને તેમના હાથે મરણ પ્રાપ્ત થાય ? "

" નહીં. તેના પ્રાણ માટે તું નિશ્ચિંત રહે. તારે પદ્મિની અને હરપાળને માટે અહીંજ છુપાઇ રહેવું જોઇએ. જો કોઇ ગુનેહગાર માણસ હશે તો હું તેને છોડાવી લાવીશ. "

સૂરિજીના વચન સાંભળી અજયસિંહ શાન્ત થયો. ગુરૂજી દરવાજા ઉપર આવ્યા. ત્યાં તેમણે શું જોયું ? એજ કે, એક ગુજરાતી વીરને દસ પંદર ભુવડના સૈનિકો મારતા હતા–ખેંચતાણ કરતા હતા. ગુજરાતી વીર એક પત્થરની પ્રતિમા પ્રમાણે સર્વેના આઘાતો સહન કરતો હતો. તે ગિરદીમાં પ્રવેશ કરી સૂરિજીએ ગુજરાતીને છોડાવ્યો. સૂરિજીની ભવ્ય, ગંભીર અને તેજસ્વી મુખમુદ્રા જોઇ સૈનિકો ખમચાઇ ગયા. તેઓ ભયભીત થઇ પવિત્રતાના પુંજ સ્વરૂપ સૂરિજી તરફ જોવા લાગ્યા. સૂરિજીએ તે ટુકડીના નાયકને ગંભીર અવાજે પૂછ્યું—

" જખમી થએલા માણસને મારકૂટ કરતા તમે કયાં લઇ જાઓ છો ? "

" યમરાજને ઘેર ! " તે નાનકડી ટુકડીના નાયકે ઉત્તર આપ્યો.

" શા માટે ? "

" તે અમારો અપરાધી છે."

" તેણે તમારો શો અપરાધ કર્યો ? એ તમે શા ઉપરથી કહો છો ?" સૂરિજીએ દમામથી પૂછ્યું.

" તે અપાસરના ઠાકોરનો મળતીઓ છે."

" કોઇ પ્રમાણ ? "

" ઠાકોર ચાંપાજીનો સુવર્ણશૃંગ તેની પાસે હોવાથી, તે ઉપરથી લાગે છે કે–ઠાકોરે આને પોતાની નિશાની આપી બંડખોરોની મદદ લાવવા મોકલ્યો હોવો જોઇએ." તે ગુજરાતી વીર પાસેથી મળી આવેલું સોનાનું રણશિંગું સૂરિજીને બતાવતાં નાયકે કહ્યું.

" વાહ–વાહ ! તમારૂં તર્કશાસ્ત્ર બહુજ મજેહદાર અને પુરાવો પણ બહુ સરસ છે. ઠાકોરે તેને પોતાની, પહેલાં કોઇ ચાકરી કરી હશે તેના બદલામાં ઇનામ તરીકે આપ્યું હશે, એમ કેમ ન હોય ? ગઇ કાલે અપાસરમાં થએલી ઝપાઝપીમાં તમે આને જોયો હતો ? અને કદાચ માની લ્યો કે તે અપરાધી છે તો પણ સમ્રાટ્ ભુવડની આજ્ઞા ન માનવાની હિંમત તમારામાં છે ? ખુદ સમ્રાટ્ અને તેમના પ્રતિનિધિના ફરમાનથી આ આશ્રમની હદમાં કોઇ પણ પ્રકારની હિંસા કરવાની સખત મનાઇ છે, તે તમે ભૂલી જાઓ છો નાયક ! તે ગરીબ મનુષ્યે તમારો અપરાધ કરવાને બદલે તમે જાતેજ સમ્રાટ્ અને તેના પ્રતિનિધિની આજ્ઞાનો ભંગ કરવાનો અપરાધ કર્યો છે. તેમની આજ્ઞાથી વિરૂદ્ધ વર્તનારને દેહાન્તની શિક્ષા થવી જોઇએ ! એ તમારી જાણમાં છે ?"

" અમારો હેતુ તમારી હદમાં અપરાધ કરવાનો નથી." ગુજરાતી વીરને છોડી દેતાં નાયક બોલ્યો.

" ઠીક છે. આશ્રમની હદમાં પ્રાણને માટે આશ્રય માગવા આવેલા માણસને ખેંચી જઇ તમે સમ્રાટ્ની આજ્ઞાનું ઉલ્લંઘન કરો છો અને

તેમ કરી તમારે અપરાધી થવું હોય તો ભલે; તેમ કરો પણ ધ્યાનમાં રાખજો કે–આ એક માણસને માટે તમો સર્વેને દેહાન્ત પ્રાયશ્ચિત્ત લેવું પડશે. ”

“ ભગવાન્ ! અમને ક્ષમા કરો ! ” સર્વે સૈનિક ગભરાઇને બોલ્યા.

“ ક્ષમા ચાહતા હો તો તેને છોડી દ્યો. તેની ચોકસી હું કરીશ અને જો તે ખરેખર રાજદ્રોહીજ હશે તો તેને રાજકર્તાને સોંપી દેવો એ મારૂં કામ છે. ભગવંતને સોનાની જરૂર નથી. તેમને અહિંસાની આવશ્યકતા છે. જાઓ, આવો અત્યાચાર આ આશ્રમની આસપાસ–હદમાં–ફરી કરવાનું સાહસ ન કરશો. ” એમ કહી સૂરિજીએ તે સોનાનું રણશિંગું નાયકને સોંપી દીધું. સોનું મળવાથી તે સૈનિકો આનંદિત થઇ ત્યાંથી ચાલ્યા ગયા. સૂરિજી તે ગુર્જરવીરને લઇ આશ્રમમાં ગયા.

આશ્રમમાં જઇ એક એકાન્ત સ્થાને તે ગુર્જર સાથે સૂરિજી બેઠા. થોડીવાર પછી સૂરિજીએ તે ગુર્જરને પુછયું–

“ ભાઇ, તે રણશિંગું તારી પાસે ક્યાંથી આવ્યું, તેની તમામ હકીકત તારે મને કહેવી પડશે. જો તું અપરાધી હશે તો તને ભુરૂડના ન્યાયાધિકારી તરફથી શિક્ષા અને જો નિરપરાધી હઇશ તો તને અભય અપાવવાની જવાબદારી હું લઇશ. ”

“ ભગવાન્ ! આપે મને યમદૂતના હાથમાંથી છોડાવ્યો અને આપજ મારા પ્રાણ ફરી સંકટમાં નાંખો, એ તદ્દન ન બનવાજોગ છે. આપના હું અનંત આભાર માનું છું. તે રણશિંગું મેં ચોરેલ નથી તેમ તે ઠાકોર તરફથી ઇનામમાં પણ મને મળેલ નથી પણ હું તે, ગિરીપાલમાં રહેનાર એક મહાન્ પુરૂષ તરફથી નિશાની તરીકે સાથે લાવ્યો હતો.” તે સૈનિકે સ્થિર દ્રષ્ટિએ કહ્યું.

આ વનવાસી તરફથી જ આવેલો હોવો જોઇએ, એવી સૂરિ-

જીને તત્કાળ ખાત્રી થઇ. છતાં અજય અને તેની મુલાકાત કરી આપવા પહેલાં પુનઃ પોતાની ખાત્રી કરી લેવાના હેતુથી તેઓએ તે તરફ ભેદક દ્રષ્ટિએ જોઇ કહ્યું:—

" ઠાકોર પાસેથી મદદ લેવા તું આવ્યો છે ખરૂં કે ? "

" આપ ઠાકોરને ઓળખો છો, એ બાબતમાં મને ખાત્રી ન થાય ત્યાં સૂધી મારાથી આપને કાંઇ પણ કહી શકાય તેમ નથી. હું કોની તરફથી આવ્યો છું, એ શું આપ કહી શકશો ? " તે અજાણ્યાએ પુછ્યું.

" ભાઇ, ગુજરાત દેશને સ્વતંત્ર બનાવવાનું વીરવ્રત ગ્રહણ કરનાર વનવાસી તરફથી તું આવ્યો છે અને તેનો તું દૂત છે. " સૂરિજીએ હસતાં હસતાં ખુલાસો કર્યો.

" ભગવાન્ ! આપ ઠાકોર ચાંપાજી અને મારા સેનાપતિને ચાહનારા છો–તેમના મિત્ર છો, એમાં હવે મને જરા પણ શંકા રહેતી નથી. મને જાણવા દો કે અમારી આશાને કાંઇક જગ્યા છે કે નહિ ? અને જો કદાચિત્ કાંઇ પણ આશા ન હોય તો મને પાછો જવા દઇ મારા સેનાપતિ તરફ પાસે જવા દો અને ધારાતીર્થ સ્વરૂપ રણભૂમિમાં મારા સેનાપતિ સાથે મુક્તિનો મહાન્ લાભ પ્રાપ્ત કરવા દો. "

" આશા શા માટે નથી ? વત્સ ! તું નિરાશ શા માટે થાય છે. ભાવીની ભાવનાઓ કાંઇક જુદી જ હશે. તમારા કાર્યનો વિનાશ કરવાની તેની ઇચ્છા હોત તો શું તું જીવતો છૂટત ખરો ? વત્સ, હવે શાન્ત થા–સ્વસ્થ થા. તારા ઘા ઉપર પાટા બાંધી લેવા દે. તું સ્વસ્થ થએથી તમામ વ્યવસ્થા થશે. "

આટલું કહી સૂરિજીએ પોતાના બે સેવકોને તેની સારવાર કરવાનું કહ્યું. પોતે અજયની પાસે ગયા અને તેને મળી કહ્યું:—

"વત્સ અજય ! સ્નુધીર સહિસલામત ચાલ્યો ગયો હોવો જોઇએ. પહેલાંનો કોલાહલ વનવાસી તરફથી આવેલા દૂતને લગતો હતો."

"કોણ વનવાસીનો દૂત અને તે વળી અહીં ?" અજયે અત્યંત અજાયબીથી પૂછ્યું.

અજયનું સમાધાન કર્યા પછી સૂરિજીએ તેને તે બાબતની તમામ હકીકત કહી સંભળાવી અને તે બન્નેની મુલાકાત પણ કરાવી આપી. તે અજાણ્યા પુરૂષે પોતાની તમામ કર્મકથા અજયને કહી સંભળાવ્યા પછી બોલ્યો–

"અજય ! એટલા માટે જ મેં એ પવિત્ર કાર્ય માથે લીધું છે. અમે ચારે તરફથી ઘેરાઇ ગયા છીએ. અમારો તમામ આધાર તમારા ઉપર છે. હું બહુજ આશા ભરેલા અન્તઃકરણે આવ્યો હતો પરંતુ ઠાકોર સાહેબ ઉપર ગુજરેલા જુલમની વાત સાંભળી હું સર્વ રીતે નિરાશ થયો છું. હવે મરણના શરણ શિવાય અમારે માટે બીજી ગતિ નથી. ઓ પરમાત્મન્ ! શું અમારા અંતઃકરણની આશાઓ આમ અતૃપ્ત અને અપૂર્ણ રહેશે કે શું ?"

"શું આપણી અભિલાષાઓ અપૂર્ણ રહેશે ? છટ્ છટ્ ! તેમ કદિ બનશે નહિ. જ્યાં સુધી અમારા શરીરમાં ગુજરાતનું પાણી રમી રહ્યું છે ત્યાં સુધી નિરાશાને આપણી આશાઓમાં સ્થાન નથી. આ સમયે અપાસરના હાલ હવાલ થયા છે છતાં ગભરાવાનું કાંઇ પણ કારણ નથી. નંદના કુળનો વિનાશ કરનાર ચાણાક્યે જ્યારે નંદ-કુળનો નાશ કરવાની પ્રતિજ્ઞા કરી હતી ત્યારે તે એકલો જ હતો. તે એકલાની વિરૂદ્ધ રાજા નંદનું સર્વ સામ્રાજ્ય હતું છતાં તે નિરાશ કે હતાશ થયો નહિ–તેમ ગભરાયો પણ નહિ, જ્યારે તમારા જેવા

શૂરવીર બહાદુરો વનવાસી અને ચાંપાજીની પુંઠે ઉભા છે તો પછી આપણને ભય પામવાનું કે રાખવાનું કાંઇ પણ પ્રયોજન નથી. તે બન્નેના એક પણ વાળને ધક્કો લાગે તે પહેલાં કલ્યાણનું સામ્રાજ્ય ઉધું-ચત્તું થઇ જશે."

સૂરિજી અજયસિંહના પ્રદીપ્ત થએલા મુખ તરફ જોતાં બોલ્યા—

"અજય ! તને ધન્યવાદ છે—શાબાસ છે. તમે વ્યક્તિગત સંસાર છોડવાથી તમારા સંસારનો અને તમારો ભાર કુદરતે ગ્રહણ કર્યો છે. તમે જ્યાં જશો ત્યાં તમારો વિજય થશે, એવો મારો આશિર્વાદ છે !"

અનેક વિચારોને અન્તે અજયસિંહ વનવાસીના દૂતને સાથે લઇ પોતાના મામાની પાસે મદદ માગવા જવા તૈયાર થયો. તેના એ વિચારને સૂરિજી, હરપાળ અને પદ્મિની તરફથી અનુમોદન મળ્યું. વિચાર પાકો થયો. બીજે દિવસે પ્રાતઃકાળે આશ્રમમાંથી રવાના થએલો અજય સંધ્યા સમયે પોતાના મામાને ત્યાં જઇ પહોંચ્યો.

વ્હાલા વાંચક !

અજયના મામા એશઆરામમાં ગુલતાન રહેનારા મનુષ્ય હતા. અજય આવ્યો છે, એ વાત તેમના જાણવામાં આવતાંજ તેમણે એકદમ તેની મુલાકાત લીધી. અજયનો મામો મિજાસી અને વિચિત્ર વિચાર ધરાવનાર મનુષ્ય હતો. સાધારણ રીતે સંસારનો એ એક નિયમજ હોય છે કે, ઘણું કરીને મિજાજી લોકો સ્વભાવે બહુ બીકણ હોય છે અને અજયના મામાની પણ તેમાં ગણતા થાય તેમ છે. તે અત્યંત સ્વાર્થી હતો. તેનામાં જેટલો ગર્વ હતો તેટલોજ તે વાક્‌પંડિત પણ હતો. એ બન્ને ભાવનાઓ તેનામાં જેટલી તીવ્ર હતી તેટલું તેનું ચિત્ત દુર્બળ હતું. તે અજયને બાલ્યાવસ્થાથી સારી રીતે જાણતો હતો. અજયના રક્તમાં રમણ કરતા તેજ, શૌર્ય અને અભિમાનથી તે જાણીતો

હતો. અજય અને તે બન્ને મળ્યા. અજયે પોતાના આવવાનું કારણ અને તેની સવિસ્તર હકીકત નિવેદન કરી. તે હકીકત સાંભળી લઇ કપટમય હાસ્ય કરતાં મામાએ ભાણેજને કહ્યું:—

"અજય! મને તો લાગે છે કે હવે ઠાકોરશ્રીને-'સાઠી અને બુદ્ધિ નાઠી'-એ કહેવતની પૂરેપૂરી અસર થઇ છે. જગતમાં શું કોઇ કોઇની ઉપર ઉપકાર નથી કરતો? પણ ઠાકોરની ઉપકારનો બદલો પાછો વાળવાની રીત કોઇ વિચિત્ર અને અજબ જાતની જણાય છે. તમારા પ્રાણ બચે એટલા માટે તમે ઉપકારનો ભાર શિરે લીધો અને પછી તેના બદલામાં ફરી પ્રાણ આપવા એ કયાંનો ન્યાય? જો પ્રાણ પાછાજ આપવા છે તો પછી ઉપકારનું મહત્વ રહ્યું ક્યાં? અજય! અપાસરનાં વૈભવો તારા પોતાના છતાં તારા વિચાર વિના ત્યાંના કે બીજા સૈનિકો એકઠા કરવાનો તેમને અધિકાર શો હતો? આવો ખટા-ટોપ શા માટે? તો કે વનવાસીએ તેમના પ્રાણ બચાવ્યા; ફક્ત એટલા માટેજ! પોતાને માટે બીજાનું ઘર કૃષ્ણાર્પણ કરવું અથવા તો પોતાની ટાઢ ઉડાડવા માટે બીજાનું ઘર બાળી મૂકવું. મતલબ કે પોતેએ મરવું અને પોતાની સાથે બીજાને પણ મરવાની ફરજ પાડવી. આવી ભલા-ઇથી તો હું અજાણ્યો છું."

મામાનો આવો અજબ જેવો પ્રલાપ સાંભળી ભાણેજ—અજય—તો ટાઢોટમ થઇ ગયો. તે ક્રોધાંધ થયો. તેના આખા શરીરમાં સંતા-પના તાપનો સંચાર થયો. તે જરા ગુસ્સામાં બોલ્યો. શું બોલ્યો? તે અમારા વાંચકો આ નવલકથાના પ્રારંભમાં જોઇ આવ્યા છે.

# પ્રકરણ ૨૫ મું.

---

પદ્મિનીના ત્રણ દિવસ અતિશય દુઃખમાં ગયા. અજયના ખબર જલદીથી મળી શકે તેવો માર્ગ નહોતો; તોપણ તેની તરફથી કોઇ-પણ જાસુસ સમાચાર લઇને આવશે. એ આશાથી તે સહુવારથી સંધ્યા-કાળ સુધી તેની વાટ જોઇને બેશી રહેતી. આજ પણ સૂર્યનારાયણના ઉદયકાળે, ભગવાન્ એકલિંગજીની અર્ચા માટે ખાસ વવાયલા, બગી-ચામાંના એક અશોક વૃક્ષને ઓટલે પદ્મિની બેઠી હતી. તેનો પોશાક સાદોજ હતો પરંતુ તેજ તેને અત્યંત શોભા આપતો હતો. પદ્મિનીની સુંદરતાજ એવી હતી કે પોશાક તેને શોભાવે તેના કરતાં તે પોતેજ પોશાકને અધિક શોભાવતી. તેણે તે વખતે જમણા કરકમળમાં પો-તાના દિવ્ય મુખમંડળને ધરી રાખ્યું હતું અને હાથ ડાબા પગ ઉપર અદ્ધર રાખેલા જમણા પગ ઉપર ટેકવી રાખ્યો હતો. પાસેજ પ્રફુ-લ્લિત થએલા જાસુદના પુષ્પની લાલાશ પણ ત્હેના અદ્ધર રહેલા પગની પાનીની લાલાશ સાથેની સરખામણીમાં ઝાંખી લાગતી હતી. પદ્મિ-નીની આંખો તે વખતે એકલિંગજીની મૂર્તિ તરફ ઠરી રહી હતી અને ડાબો હાથ ડાબા પગની જાંઘ ઉપર એમને એમ પડી રહ્યો હતો. સુંદર પદ્મિની, જાણે શીલગુણસૂરીની નિર્મળ અને પવિત્ર તપશ્ચાજ મૂર્તિમંત સ્વરૂપે અવતીર્ણ થઇ હોય, તેમ જણાતી હતી, અથવા કોઇ ભક્તે પોતાની પરમભક્તિના પ્રભાવથી શ્રી ભગવાન્ એકલિંગજીને વશ કરી લેવાથી તે પોતાની અર્ધાંગનાને ભુલી ગયેલા હોઇ સાક્ષાત્ શ્રી-પાર્વતીદેવી તેમને શોધતાં શોધતાં આ ઉપવનમાં આવી પહોંચ્યાં હોય, અથવા તો ભુવડના જુલમમાંથી પોતાનું સંરક્ષણ કરવા માટે ગુર્જર-

દેવીએ પોતેજ શ્રીલક્ષ્મુસુરિના નિર્ભય આશ્રમનો આશ્રય લીધો હોય તેમ લાગતું હતું. ગમે તેમ હો પણ તે સમયનું પદ્મિનીનું ચિત્ર અતિશય મનોહર, મનમોહક, ચિત્તાકર્ષક અને સુંદર જણાતું હતું.

ઉદ્યાનમાંની વિધવિધ પુષ્પલતાઓ ઉપર સુંદર પુષ્પો ખિલી રહ્યાં હતાં. નિશિગંધાએ પોતાના ધવલ પુષ્પને ઉંચું ધરી રાખ્યું હતું. ગુલાબે પોતાના નકશીદાર પલ્લવોના સંપુટમાં પ્રફુલ્લિત પુષ્પો ધારણ કર્યાં હતાં. ઉદય પામતા સૂર્યની પ્રખરતાથી ડરીને નાશી ગયલા આકાશમાંના અનંત તારાઓ પુષ્પરૂપે જાઇ, જુઇ, કુંદ અને ચમેલીની વેલીઓ ઉપર જઇને બેઠા હતા. સદા ફુલીનાં કિરમજી પુષ્પ, જાસુદના રક્ત કરતાં પણ લાલ, કણેરનાં ધોળાં અને રાતાં, શેવંતીનાં પીળાં અને ભુરાં એવા અનેક મિશ્રિત રંગનાં ફૂલોથી આખું ઉપવન ઉભરાઇ જતું હતું. સઘળાં પુષ્પોને સૃષ્ટિદેવીએ પ્રાતઃકાળે ઝાકળરૂપે આવી, મંગળસ્નાન કરાવેલું હોવાથી ઉપવનની શોભા અતિ મનોહર લાગતી હતી. બકુલ, સુરંગી, ઇત્યાદિ દેવકાર્યોપયોગી વૃક્ષોને પણ ઝાકળથી સિંચાયલાં જોઇ, પક્ષીઓ મધુર સ્વરે પ્રભુનાં સ્તોત્રો ગાતાં હતાં. એકંદર આખું ઉપવન પવિત્ર અને હૃદયંગમ લાગતું હતું.

વિશ્વના સુવર્ણકાર સ્વરૂપ સૂર્યદેવની સુવર્ણની ભઠ્ઠી પૂર્વ દિશાએ ધગધગતી હતી. પશ્ચિમની દિશા તરફથી આવતો પવન તેને પ્રદીપ્ત કરી રહ્યો હતો. તેને યોગે પૂર્વદિશાના આકાશમાં પ્રકાશી રહેલ મેઘખંડ, તડતડનારા કોલસાની ચિણગારીઓ જેવા જણાતા હતા. પશ્ચિમ તરફથી આવતો વાયુ જોસથી આવવા લાગ્યો. તે સાથેજ અરૂણપ્રભાની જ્વાળા વિખરાવા માંડી અને ભઠ્ઠીમાં હિરણ્યમય વપુની— સોનાની લગડી દેખાવા લાગી. ઉદયગિરી ઉપર પ્રકટ થતા નિષ્પ્રભ સૂર્યના પ્રચંડ બિંબ તરફ જોતાંજ જાણે વિશ્વકર્માએ ઉદયગિરીના

મસ્તક ઉપર તમ કાંચનમાંથી તેજોરાશી રૂપ હિરણ્યમય ગોળો બનાવીને મૂક્યો હોય, તેવો ભાસ થતો હતો. તે દેખાવ અતિ રમણીય હતો. એવો રમણીય સૂર્યોદય, હૃદયંગમ અને પવિત્ર એકલિંગજીનું શિવાલય અને તેની સ્હામે મનોહર ઉપવન, તેજ ઉપવનમાં સચિંત બેઠેલી સુંદર પદ્મિની એવી રીતે વિશ્વમાંના સાર સૌન્દર્યની ત્રિવેણીનો મનોહર—અપૂર્વ સંગમ ત્યાં થયો હતો. એના વર્ણન કરતાં એકાદ કુશળ ચિત્રકારની પિંછીથી દોરાએલ ચિત્રજ પ્રેક્ષકને વધુ આનંદ આપી શકે અને સાથે સાથે ચિત્રકારનું નામ અજરામર થઇ શકે તેમ હતું.

પોતાના માતા—પિતા અને ભ્રાતા અજયના સંરક્ષણ માટે પ્રભુની પ્રાર્થનામાં મગ્ન બનેલી પદ્મિની આમ બેઠી હતી. તે વખતે એક શિષ્યે આવીને વિનીત ભાવે કહ્યું:—"બહેન, માતુશ્રીનો સંદેશો લઇને એક હલકારો આવ્યો છે. તેને મળવા માટે ગુરૂજી આપને બોલાવે છે."

માતુશ્રી અને હલકારો એ શબ્દ કાને પડતાંજ પદ્મિની પ્રાર્થનાના એકતાનમાંથી જાગૃત થઇ અને "શું બાસાહેબ પાસેથી ? કોણ આવ્યું છે ? ક્યારે આવ્યો ? કેવી ખબર છે ? તેની મુદ્રા આનંદિત છે કે વિષાદમય છે ? તે ગુજરાતી છે કે દક્ષિણી ? ક્યાં છે તે ?" એવા અનેક પ્રશ્ન અતિશય ઉત્સુકતાથી તેણે ઓટલા ઉપરથી નીચે ઉતરતાં ઉતરતાં તે સાધુને પૂછ્યા. તે લાંબી પ્રશ્નમાળા શિષ્યના ધ્યાનમાં રહે તેવી નહોતી અને રહી પણ નહિ. તે પ્રશ્નોના અનુક્રમે ઉત્તર આપવાની તેને ફુરસદ પણ નહોતી. તેથી છેવટનાજ પ્રશ્નનો ઉત્તર આપતાં તેણે કહ્યું "તે ગુજરાતી અને દક્ષિણી છે."

આ વખતે પદ્મિનીની દ્રષ્ટિએ શિષ્યના કહેવા પ્રમાણે બે જાસુસો દેખાયા. અંદર જતાંજ શીલગુણસૂરિએ તેને પાસે બોલાવી અને તેને ગુજરાતી જાસુસે આપેલી સુવર્ણની સુંદર કારીગિરીવાળી માણેકમંડિત

મુદ્રિકા બતાવી. તે મુદ્રિકા જોતાંજ પદ્મિનીએ તેને પોતાની સાવકી માતાની મુદ્રિકા તરીકે ઓળખી કાઢી. આ વખતે પદ્મિનીના અંતઃકરણમાં શ્વાસોશ્વાસના ત્વરિત ગતિથી અવાજ થવા લાગ્યા. સંદેશો સુખદ હશે કે દુઃખદ ? એ વિચારમાં તેનું ચિત્ત પરોવાઇ ગયું. આખો આશ્રમ અને સામેના માણસો ગોળ ચક્કરમાં ફરતાં હોય, તેવું તેને જણાવા લાગ્યું. તેની એ સ્થિતિ ગુરૂજી તરત જાણી ગયા અને તેને નીચે બેસાડતાં કોમળ અવાજે બોલ્યાઃ

## પ્રકરણ ૨૬ મું.

"બેટા ! જરા શાંત થા. સુખ અને દુઃખ, લાભ અને હાનિ, વિજય અને પરાજયના દ્વંદ્વથી થનાર હર્ષ અને શોકના તાબામાં ન જઇશ. સમચિત્તથી ગમે તે પ્રસંગ સહેવા માટે તૈયાર થા. નવીન પ્રવાહને એ પ્રકારના આઘાતની ચઢઉતર હમેશાં કરવાની હોય છે–માટેજ નિર્ભય થઇને કાર્ય કર–નિષ્કામપણે કાર્ય કર–એવો ઉપદેશ દીર્ઘસ્વરે શાસ્ત્રો કરી રહ્યા છે. તે તારા જાણવામાં હશેજ."

ગુરૂજીના આ પ્રકારના આશ્વાસનથી પદ્મિની શાંત થવાના બદલે વધારે ગભરાઇ ગઇ અને ભયભિત દ્રષ્ટિએ તેમની તરફ જોવા લાગી. ગુરૂજી કંઇ કઠોર અને ભયંકર સંદેશો સંભળાવવાના તો નહિ હોય ને ? એવા વિચાર તેના મનમાં ઉદ્દભવ્યા અને તેના ચહેરા ઉપરનું રક્ત જાણે જતું રહ્યું હોય તેમ તે ફીકકો થઇ ગયો. ઓઠ સુકાવા લાગ્યા. તેનું હૃદય ઉડી જતું હોય તેવું તેને થયું ! એ જોઇને "નિર્મમો નિરહંકારઃ સર્વ દુઃખસુખ ક્ષમી" એવા શીલગુણસૂરિજીનાં

નેત્રામાં પણ પાણી આવી ગયું. તે કંઈક બોલવા જતા હતા એટલામાંજ આવેલા જાસુસોમાંના ગુજરાતી જાસુસે આગળ આવીને કહ્યું:

"બાસાહેબ! ડરવાનું કે શોક કરવાનું કંઇ કારણ નથી. ઠાકોર અને બાસાહેબ એક દયાશીલ વ્યક્તિનાજ કબજામાં છે." તે પછી પોતાના જોડીદાર સામે આંગળી બતાવી કહ્યું: "બાસાહેબ તરફથી આપને તેડવા માટે આ ભાઇની મદદમાં હું આવ્યો છું."

"તો પછી પિતાજી તો મજામાં છેને? તે બન્ને જણ સહિસલામત છેને?" પદ્મિનીએ આનંદમાં આવી જઇ પૂછયું.

"હજી સુધી તો છે; પરંતુ મુસાફરીનો થાક તેમનાથી સહન ન થઇ શકવાને લીધે પહેલાના ઘા વકરી આવ્યા છે, તેથી હવે તેમને પોતાને પણ પોતાની જાતનો ભરૂસો નથી. માટેજ બાસાહેબે ઉદુભંગરાયને વિનંતિ કરીને આપને ઠાકોર સાહેબને મળવા તેડી જવાની પરવાનગી મેળવી છે, સરદારે ઘણાજ ઉદાર હૃદયથી તે આપી પણ છે. બાસાહેબની ઇચ્છા તમે એમના અંતકાળ વખતે તેમની પાસે હો એવી છે."

એ વાત સાંભળી પદ્મિનીની સભય અને અધીરવૃત્તિ એકદમ શાંત થઇ. તેના મુખ મંડળ ઉપર તે વખતે જવલંત પિતૃપ્રેમ અને કર્તવ્યના નિશ્ચયની પ્રભા ઝળકી રહી અને ગુરૂજી તરફ વળી તેણે કહ્યું:

"ભગવાન મારા જન્મદાતા જનકની સેવામાં મારે હાજર રહેવું–થવુંજ જોઇએ. મારે આમની સાથે જવું પડશે. આપ મને આશીર્વાદ સાથે જવાની આજ્ઞા આપો. આવી દીનહીન સ્થિતિમાં પણ પિતાજીની સેવા તેમની મારાથી થશે તેવી હું કરીશ અને તેથી મ્હને સંપૂર્ણ સંતોષ થશે–શાંતિ મળશે."

"પુત્રી! શાન્ત થા–હું એ વાતનો વિચાર કરૂં છું."

એવું તેને આશ્વાસન આપી ગુરૂજીએ જાસુસોને વિશ્રાંતિ લેવાનુ કહ્યું. ગુરૂજીનો આમ કરવાનો હેતુ માત્ર જાસુસો ખરા હશે કે ખોટા, તે સંબંધમાં તપાસ કરવાનો હતો. તેની તપાસ કરી તેમણે ખાત્રી કરી હોય કે નહિ; તે કોણ જાણે, અથવા તો પદ્મિનીની જવાની ઇચ્છાની આડે તેઓ આવી શક્યા ન હો, ગમે તે હો; પરંતુ બપોરે તેમણે તેના જવાની સઘળી તૈયારી કરાવી એટલું તો ખરૂં. પદ્મિનીએ મ્યાનામાં બેસીને જવાને બદલે ઘોડા ઉપર બેસીને જવાનું વધારે પસંદ કર્યું તેથી તેને માટે ઘોડો તૈયાર કરવામાં આવ્યો. જવાનો સમય થયો અને સઘળાં તૈયાર થયાં. તે વખતે પદ્મિનીને આશીર્વાદ આપતાં ગુરૂજીએ કહ્યું—

“બેટા, ઠાકોર ચાંપાજી સરખા સ્વમાનવાળા પુરૂષની કન્યાને છાજે તેવોજ આ તારો નિશ્ચય છે; પણ રસ્તામાં સાવધ રહેજે. ત્યાં તારા પ્રેમળ સહવાસથી ચાંપાજીના મનને પણ થોડી ઘણી નિરાંત થશે. તે પછી ગુજરાતી દૂત તરફ ફરીને તેમણે કહ્યું. “ભાઇ! તારા સાથીદાર કરતાં તારા ઉપર પદ્મિનીના રક્ષણની અધિક જવાબદારી છે, તે તારી ધર્મની બ્હેન છે—દેશભગિની છે. તમારો એને લઇ જવામાં શુદ્ધ હેતુ છે, એમ માનીનેજ હું તમારી સાથે એને મોકલું છું. મરણના દ્વારમાં જઇ બેઠેલા જીવનું સાંત્વન ન કરતાં તેનો શ્રાપ વગર કારણે મારે શા માટે લેવો જોઇએ.”

પદ્મિની તથા તેના જોડીદારોની મુસાફરી અતિશય ઉતાવળી તો નહિ પણ ઘણી ઉતાવળી તો હતી જ! એક સરખા ત્રણ ચાર કલાક સુધી ઘોડા ઉપર મુસાફરી કરવાથી પદ્મિની થાકી ગઇ હતી. આસપાસથી ગરમ પવન વહી રહ્યો હતો. તથા પ્રવાસના શ્રમથી તેનું લોહી તપી ગયું હતુ અને તેથી પદ્મિનીના શરીરમાં ઉષ્ણતા

વધી ગઈ હતી. ઘોડો પણ પરસેવાથી તરબોળ થઈ ગયેલો હોવાથી તેના શરીરમાંથી પણ ગરમ વરાળો નીકળતી હતી, એ બધામાં મેઘનો બફારો વૃદ્ધિ કરતો હતો. આ પ્રકારે ચારે તરફથી ઉષ્ણતાનું એકી-કરણ થવાથી પદ્મિની ગભરાઈ ગઈ હતી. કપાળ ઉપરથી પરસેવાનાં બિંદુઓ ટપટપ કરતાં ટપકી રહ્યાં હતાં, પરંતુ આસપાસથી ગરમીની આવતી ઝાળો ઓછી ન થઇ ત્યાં સુધી તેણે મુખ ઉપરનો બુરખો કાઢયો નહિ.

ધીમે ધીમે ગરમી ઓછી થઇ, આકાશમાં મેઘમંડળની છાયા પણ અધિક ઘટ થઇ અને ઠંડો પવન આવવા લાગ્યો ત્યારે પદ્મિનીએ મોઢા પરનો બુરખો દૂર કર્યો. તે વખતે થોડાજ અંતર ઉપર અતિ-શય ગરમીથી સળગી રહ્યું હોય તેવી વાલુકાવાળું તથા વાયુની ગતિ પ્રમાણે મંદ લહેરો લેતું ક્ષિપ્રા નદીનું પાત્ર નજરે પડતાંજ તેને આનંદ થયો. પરસેવાથી ભિંજાઇ ગએલું મુખ મંડળ તેણે લુંછી નાખ્યું. થોડાજ સમયમાં તેઓ ક્ષિપ્રાના જળપ્રવાહ પાસે બધાં આવી પહોંચ્યાં. પદ્મિની તથા તેના ઘોડાએ પાણી પીધું અને ફરી મુસાફરી શરૂ થઇ. આ વખતે પર્વતાવલિનાં દુર્ગમ ભાગમાંથી તેમનો રસ્તો શરૂ થયો. અત્યાર સુધી ત્રણે મુસાફરના ઘોડાઓ એકજ સાથે ચાલતા હતા તે ક્ષિપ્રા ઓળંગ્યા પછી એક પછી એક એમ ચાલવા માંડયા. પર્વતાવલિમાં-થી જતો રસ્તો વિકટ હતો અને વર્ષાઋતુમાં જળ ઓઘથી વારંવાર ધોવાઇ જવાથી તે વધારે મુશ્કીલ બનેલો હતો. પદ્મિનીની આગળનો ઘોડેસ્વાર ટેકરી ઉપર ચડયો અને પદ્મિનીનો ઘોડો પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તે અર્ધે રસ્તે ગયો હશે એટલામાંજ ટેકરી ઉપ-રથી એક માણસ અચાનક ગબડતો અથડાતો પદ્મિનીના ઘોડા આગળ આવીને પડયો અને પદ્મિનીનો ઘોડો એકદમ ચમકયો. તે પાછલા

પગે ઉભો થઇ ગયો. પદ્મિની આ વખતે સાવધાન નહોતી તેથી ઘોડો જેવો ઉભો થઇ ગયો તેવુંજ તેનું તોલ જતું રહ્યું અને તે એકદમ પડી ગઇ ! તેને ધક્કો લાગ્યો અને ગભરાઇ પણ ગઇ. તેને લાગ્યું કે પગ આગળ પડેલા માણસને ઘોડો છુંદી નાંખશે પરંતુ તે બીજો વિચાર કરે એટલામાં બે માણસો ઓચિંતા ઉતરી આવ્યા અને તેને ઉંચકીને ઘોડા ઉપર નાંખી બાજુમાંની એક ગુફામાં લઇ જઇ, અસ્ત્રશસ્ત્રથી નખશિખ પર્યંત સજ્જ થયેલી એક વ્યક્તિ સમક્ષ મુકી. તે વ્યક્તિની ઉગ્ર અને આસુરી લાલસાવાળી મુદ્રા જોતાંજ પદ્મિની વિજળીની જેમ એકદમ ઉભી થઇ ગઇ અને ગભરાયલી દ્રષ્ટિએ આસપાસ જોવા લાગી. ગુફાના દ્વાર આગળ પોતાને લઇ આવનારા બન્ને યમદૂતો પહેરો ભરતા તેના જોવામાં આવ્યા. અબળાને તડફડતી જોવામાં મોજ માનનાર અને હથિયારોથી ઢંકાઇ ગયેલા યોદ્ધા સામે તેણે નજર નાંખી. એક નિમિષ માત્ર તેણે તેની સામે જોયું એટલામાં તેના આસુરી તેજ સમક્ષ તેનાં નેત્રો અંજાઇ ગયાં. તે એકદમ જમીન ઉપર બેસી ગઇ અને નિશ્વાસ નાખતી બોલી:

---

## પ્રકરણ ૨૭ મું.

---

" પ્રભુ, હું ક્યાં છું ? પિતાજી ક્યાં હશે ? "

સામે ઉભેલા રાક્ષસના ખડખડ કરતા હાસ્ય શિવાય તેના પ્રશ્નનો કંઇ પણ ઉત્તર મળી શક્યો નહિ. તે પુરૂષના હાસ્યનો અવાજ ઘણોજ ભયંકર અને બીભત્સ હતો. તેમાં નિર્દયતા અને પશુવૃત્તિ ઉભરાઇ જતી હતી. તે વિકટહાસ્યથી પદ્મિનીના શરીર ઉપર અંતર્બાહ્ય ભયને લીધે રોમાંચ થઇ આવ્યો. તેનો આત્મા તે ભયંકર હાસ્ય સાંભળતાંજ

તેનું હૃદયપિંજર તોડીને નિકળી જવા માટે તડફડવા લાગ્યો. તે નિરાધાર અબળાને દુઃખપર ડ્હામ દેવા માટે તે નિર્દય નરે તેને કહ્યું.

"પદ્મિની-પદ્મિની તું સારંગદત્તને ઓળખે છે અથવા તો ઓળખી શકી છે ?"

"તમે ગમે તે હો પરંતુ એક વખત મને મરણના દ્વારમાં પડેલા મારા પિતાશ્રીને મળવા જવાં દો!" પદ્મિનીએ તેના પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે પોતાની માગણી રજુ કરી.

"પદ્મિની! પ્રથમ મારી પ્રતિજ્ઞા પુરી થશે-મારી કામવાસના તૃપ્ત થશે-ત્યારેજ હું તને અહીંથી જવા દઇશ. પદ્મિની ! જો તારો પિતૃસ્નેહ તારી માતાના જેવોજ બનાવટી હોય તો પછી મારી પાસે રહેવામાંજ તારૂં કલ્યાણ છે. તારી માતાનો તારા ઉપર કેવો અને કેટલો સ્નેહ છે, તેની તને કાંઇ પણ ખબર છે ?"

તે માગણી તરફ ધ્યાન ન આપતાં રાક્ષસવૃત્તિના સારંગદત્તે પોતાની વાત આગળ ધરતાં કહ્યું.

પદ્મિનીએ તેના બોલવાની કંઇ પણ પરવા ન કરી, તેથી એના ઉત્તરની વાટ ન જોતાં તેણે ફરી પોતાની વાત આગળ ચલાવી.

"તારી માતાએજ-ઇચ્છાવતીએ-જાતેજ પ્રપંચ કરીને તારા પિતા ઠાકોર ચાંપાજીને કેદ કરાવ્યા છે. તેણેજ પોતાના પ્રાણ બચાવવાના લોભે ઉદુભંગરાયને નાણાંની થેલી સાથે વનવાસીની મદદે જવા માટે તૈયાર થતા સૈન્યની બાતમી આપી હતી. તેની નિશાની દાખલ આવેલી મુદ્રિકા અને પત્ર હું ત્યાં હોવાથી તે મને મળ્યાં હતાં. પત્રમાં તેણે પોતાનું નામ પ્રકટ ન કરવા અનેક પ્રકારે યાચના કરી હતી. ત્યાર પછી તુરતજ અમે અપાસર ઉપર હલ્લો લાવ્યા હતા પરંતુ પદ્મિની! સાચું કહું તો વનવાસીને માટે જતી મદદ અટકા-

વવા કરતાં તને મેળવવાનીજ અમારા બન્નેના તન-મનમાં તાલાવેલી લાગી રહી હતી; પરંતુ તું ત્યાંથી નાસી છુટી અને એ વખતે અમારા હાથમાં આવી ન શકી. તે વખતે મારા મનમાં એવો વહેમ પણ ઉત્પન્ન થયો હતો કે ઇચ્છાવતીની મદદથી ઉડુભંગરાયે તને ઉપાડી જઇ ગમે ત્યાં ક્યાંક છુપાવી રાખી હશે. એજ કારણથી મારે તેની સાથે કજીયો પણ થયો. ત્યાર બાદ મેં ઉડુભંગરાયની પાછળ છુપા જાસુસો રાખ્યા. તેમના તરફથી મને કાલે સાંજેજ ખબર મળી કે તું એના કબજામાં નથી પણ શીલગુણસૂરિના આશ્રયમાં છે અને ઉડુભંગરાય તો હજી તારી સાવકીમાને ધમકી આપે છે કે, 'પદ્મિનીને મારે હવાલે કર નહિ તો તારી દગલબાજીની-વાત આખા ગુજરાતમાં જાહેર કરીશ.'' કુદરતનો નિયમ છે અને સ્વાભાવિક રીતે જોવામાં પણ આવે છે કે, એક નીચ કૃત્યને ઢાંકવા માટે બીજું નીચ કૃત્ય કરવુંજ પડે છે, એવી સ્થિતિ અત્યારે તારી માતાની થઇ છે. છેવટે તે ઉડુંભંગની ઇચ્છાને તાબે થઇ છે અને આજ સવારેજ તેનો પત્ર લઇને એક દૂત તને તેડવા પણ જવાનો હતો; પરંતુ તેના પહેલાંજ હું ચેતી ગયો અને ઉડુભંગ જેવા હલકા સ્વભાવના માણસના પંજામાંથી તને બચાવવા માટે તને અહિં મેં પકડી મંગાવી છે. હવે તુંજ કહે પદ્મિની! કે એવા નીચ માણસની સોબતમાં રહેવા કરતાં મારી સાથે રહેવામાં તને ઠીક પડશે કે નહિ?''

સારંગદત્તના આટલા લાંબા ભાષણની લગારે અસર પદ્મિની ઉપર થઇ નહિ. તેના મનમાં માત્ર પોતાના માંદા પિતાનીજ વાત ઘોળાયા કરતી હતી તેથી તેણે ફરીથી કહ્યું:—

"મને મારા માંદા પિતાજી પાસે જવા દો. હું તમારો જન્મ ભર ઉપકાર નહિ ભૂલું."

એકની એકજ વાત ફરી ફરી સાંભળવાથી સારંગદત્તનું માથું ફરી ગયું. તે ગુસ્સાથી બોલ્યોઃ—

" છોકરી! હવે તારા બાપને તું ભૂલી જા. નાદાન છોકરી, મેં એ વખત તારી માગણી કરી અને તે માગણીને તારા ઘરડા ખુવડ જેવા પિતાએ તે બન્ને વખત અપમાન સાથે તરછોડી નાંખી. હવે તું મારા પંજામાં બરાબર સપડાઇ છે. હવે હું તને જવા દઉં એ વાતજ અશકય છે. જો રાજી ખુશીથી તું મારે વશ થઇશ તો પણ હું મારા દેહ અને મારા નાનકડા રાજ્યનું રાણી પદ તને આપીશ. પણ જો તું મને ધિક્કારતી હઇશ તો હું તને ટુંકામાંજ કહું છું કે, તને ભ્રષ્ટ કરીને પણ હું મારી પ્રતિજ્ઞા પૂરી કરીશ અને મારી અવહેલના કરવા માટે કેવું પ્રાયશ્ચિત્ત કરવું પડે છે, તે હું તારા રૂપે ઠાકોર ચાંપાને બતાવી આપીશ! બોલ, ઓ છોકરી! હવે તું મને શો ઉત્તર આપે છે?" એમ બોલતો સારંગદત્ત આગળ આવ્યો.

'તે સાંભળી પદ્મિની કાંઇ બબડવા લાગી.'

" વાહ, વાહ, કોકીલા! ટહુક ટહુક! તારા મધુર સુરનો આલાપ મને ઘણોજ ગમે છે! પદ્મિની મને ભય માત્ર એટલોજ લાગે છે કે આવી રીતે બૂમો પાડવાથી તું વિના કારણ તારો કિન્નરી જેવો મધુર કંઠ બગાડી નાંખે છે. તારા આ બુમ બરડાથી કંઇ વળવાનું નથી."

એમ કહી વળી આગળ આવી પદ્મિનીના કરનું કોમળ કાંડું પોતાના રાક્ષસી હાથમાં જકડી લઇ તે બોલ્યોઃ "મારા અપમાનનો બદલો વ્યાજ સુદ્ધાં લીધા વિના હું તને છોડવાનો નથી. તને હું મારી રખાત બનાવીશ એવી જે પ્રતિજ્ઞા મેં કરી છે તે આજ અહિંજ પૂરી કરીશ."

" હાય! હાય! ઓ ચંડાળ મને છોડ?" એમ બુમ પાડતી

પદ્મિની પોતાનો હાથ છોડાવવા માટે, તરફડવા લાગી.

"જ્યારે તારા અધરનું અમૃત પીને અમર થઇશ ત્યારેજ હું તને છોડીશ. સુંદરી! હવે મારો જીવ તે માટે તલસી રહ્યો છે. તારો અને મારો આત્મા જયારે એક થશે ત્યારેજ તે શાંત થશે." તેને પોતાના શરીર તરફ ખેંચતાં રાક્ષસ જેવા અવાજે સારંગદત્તે કહ્યું:

"ઓ દુષ્ટ! મારા ગળામાં તરવારનો ઘા કર એટલે તને આનંદ થશે." પોતાનામાં જેટલી હતી તેટલી શક્તિ એકઠી કરી સારંગદત્તના પંજામાંથી પોતાનો હાથ છોડાવી દૂર જઇ ઉભી રહેતાં પદ્મિનીએ કહ્યું.

"પછી મારી પ્રતિજ્ઞા પૂરી શી રીતે થાય? પદ્મિની! તને કોમળ કુસુમ સમાન માની હું મારા અંક ઉપર ઝુલાવીશ, તેની સુગંધી લઇશ, તે પછીજ તેને પગ નીચે કચરી નાખી સામે જણાતી ખીણની ઉંડામાં ઉંડી ગુફામાં-રસાતાળમાં-ફેંકી દઇશ. મેં જેનો ઉપભોગ લીધો હોય તે પુષ્પ જગત્‌માંના કોઇ પણ મૃત્યુલોકના પ્રાણીના ઉપભોગમાં આવી ન શકે, એવી વ્યવસ્થા જ્યારે હું કરીશ ત્યારેજ મારો ક્રોધ શાંત થશે-ત્યારેજ મારી ઇચ્છા તૃપ્ત થશે-મારા મનના મનોરથો ફળશે!" પદ્મિનીના દયામણા મુખ તરફ કામાતુર નજરે જોતાં, હસતાં હસતાં મશ્કરી કરતો હોય તેમ સારંગદત્ત બોલ્યો.

એમ કહી સારંગદત્ત એકદમ પદ્મિની ઉપર ધસી આવ્યો અને એક બાજુપર ઉભી ઉભી થરથર કમ્પી રહેલી પદ્મિનીની કોમળ કમરની આસપાસ તે દુષ્ટે પોતાના ભુજંગ જેવો હાથ વિંટાળ્યો. પદ્મિનીને પોતાની છાતી તરફ ખેંચવા લાગ્યો.

પદ્મિનીએ જોયું કે સારંગદત્ત જેવા નરપિશાચના પંજામાંથી હવે છુટી શકાય તેમ નથી. પોતે અસહાય છે, તેથી છેવટે ક્ષત્રિયાણીઓની સુખદુઃખની ભાગીયણ કમરમાંની નાનકડી કટાર તરફ

તેની દ્રષ્ટિ ગઇ. સારંગદત્તનું ધ્યાન ખેંચાખેંચ કરવામાં રોકાયલું હતું તે તકનો લાભ લઇને તેણે પોતાની કટાર ખેંચી અને એવી સ્થિતિમાં બની શકે તેટલા જોરથી સારંગદત્તના ડાબા હાથમાં ભોંકી દીધી. તીવ્રવેગથી તે કટાર તેના ભુજદંડને ભેદી અંદર ઘુસી! આ સઘળું એક પળ જેટલીજ વારમાં બની ગયું. પદ્મિનીએ એટલાજ જોસથી કટાર ખેંચી કાઢી ફરી બીજે વાર કર્યો. તે પોતાના ડાબા હાથ ઉપર ઝીલી લેતાં, રણકુશળ સારંગદત્તે જમણે હાથે પદ્મિનીને ઉંચકી દૂર ફેંકી દીધી.



## પ્રકરણ ૨૮ મું.

"શું પદ્મિનીનું તમે ખૂન કર્યું?"

"શું તને એની દયા આવે છે? જો, તારી આંખો ફાડ અને જો, એ સુંદર મુખવાળી રાક્ષસનીનું આ કરપીણ કૃત્ય." સારંગદત્ત પોતાને થએલ જખમ બતાવતાં દાંત કચકચાવી બોલ્યો.

સારંગદત્તને થયેલો જખમ ઘણો મોટો નહોતો પરંતુ એક ક્ષુલ્લક અબળાએ પોતાનું રક્ત વહાવ્યું તે વિચાર તેને આવતાં તે ક્રોધથી અંધ બની ગયો. ગુફાના દ્વારરક્ષકને તેણે બોલાવ્યો. દ્વારરક્ષક અંદર આવ્યો તે વખતે રક્તના ખાબોચીયાની વચ્ચે બેશુદ્ધ પડેલી પદ્મિનીને જોતાંજ તેને હૃદય ઉપર સખત આઘાત થયો. તે ભીષણ દેખાવ જોઇને તે ગભરાયલા સ્વરે ઉપરનું વાક્ય બોલી ઉઠયો.

"આપના હાથે આટલી મોટી કુલીન બાળાની આવી અવસ્થા થશે, એવું મને કદી લાગ્યું નહોતું."

"ચુપ ! બસ કર. તેં તારી જાતેજ તે સ્ત્રીને લાવીને મારા સ્વાધીન કરી છે તો પછી તેની સાથે મારી ઇચ્છામાં આવે તે રીતે વર્તવાને મને સંપૂર્ણ અધિકાર છે. પગમાંના પગરખાંને માથા ઉપરના અલંકાર તરફ જોવાનો અધિકાર નથી સમજ્યો ને! મારી ઇચ્છામાં આવશે તે રીતે હું તેની સાથે વર્તીશ." ક્રોધથી ધુંધવાઇ ગયેલા સારંગદત્તે કહ્યું.

"અફસોસ ! તમારા મુખમાં આવા નીચ શબ્દો !? તે દ્વારપાળ એકદમ ગુસ્સામાં બોલવા ગયો પરંતુ તુરતજ ગેલ કરતા કુતરાની માફક દીનવદન કરતો બોલ્યો—

"સરદાર સાહેબ ! આપની આમાં સમજફેર થઇ છે. મારો હેતુ આપને માઠું લાગે એવું કહેવાનો નહોતો."

"ઠીક. છે—ઠીક છે." એમ કહી "પદ્મિની મરી ગઇ નથી; પરંતુ જીવતી છે." એમ કહેનારા બીજા માણસ તરફ ફરી તેણે કહ્યું: "મૂર્ખા ! જે કુસુમનો આસ્વાદ લેવા માટે મેં આટલા બધા કઠિન કાંટા સહન કર્યા તેનો ઉપયોગ કર્યા વિના છુંદી નાખું, એવું તને લાગે છે કે ? તેને શુદ્ધિમાં લાવો ! એની સર્વ રીતની વ્યવસ્થા કરો અને ચાર દિવસની અંદર તે મારે વશ થાય તેવી તજવીજ કરો !"

આટલું કહીને સારંગદત્ત ત્યાંથી ચાલ્યો ગયો. બન્ને દ્વારપાળ બેશુદ્ધ બનેલી પદ્મિનીને શુદ્ધિમાં લાવવાની ખટપટમાં પડયા. તેમણે પદ્મિનીના શરીર ઉપર પડેલા રક્તના ડાઘ ભીના કપડાથી લુંછી નાખ્યા. તેના મુખ ઉપર ઠંડા પાણીનો છંટકાવ કરવા માંડયો. આ ઉપચારોથી પદ્મિની શુદ્ધિમાં આવી. તેણે સામે દ્રષ્ટિ કરી તેજ વખતે સારંગદત્ત અંદર આવતો હોય એવો તેને ભાસ થયો અને તે ખરોજ હતો. હાથમાં લોખંડની બેડીઓ લઇને સારંગદત્ત અંદર

આવ્યો અને તે ખખડાવતા દ્વારપાળોને ઉદ્દેશીને બોલ્યો: " જંગલી પશુને માણસોની પરિચયમાં લાવવું હોય તો તેને પાંજરામાં નાંખી સાંકળોથી જકડી નાંખવામાં આવે છે. આ વાઘણને પણ તેમજ કરવું જોઇએ. "

પછી પદ્મિની તરફ ફરીને તેણે કહ્યું: "પદ્મિની! તારા પાદયુગલમાં કંઇ આભૂષણ નથી માટે આ બેડીઓ રૂપ આભૂષણ હું તને પહેરાવવા માગું છું. વળી કનક કંકણ હ્હારા હસ્તમાં વિરૂપ લાગે છે. કારણ કે તારો અને કંકણનો રંગ મળતો હોવાથી, કંકણો દેખી શકાતાં નથી અને તારા હાથ ખાલી જણાય છે. માટે આ લોઢાના કંકણો તને ઘણીજ શોભા આપશે ! " તે પછી પોતાના હાથમાંની બેડીઓ ફરીથી ખખડાવી તેણે કહ્યું:

" મારા હાથરૂપી બેડીઓને આ લોઢાની બેડીઓની પણ મદદ જોઇશે. "

અતિ બળવાળી વાઘણ હો કે સિંહણ હો; પરંતુ તેના દાંત અને નખ તોડી નાંખવામાં આવે તો પછી તે શું કરી શકે ? કોઇ પણ જાતની વિટંબણાઓ પડે, કોઇ પણ જાતના મર્મચ્છેદ થાય તો પણ અત્યંત શાંતિથી તે સઘળાં સંકટો સહન કરવાં પડે છે. એવે સમયે હૃદયમાં ભરાઇ બેઠેલ જીવરૂપી પક્ષી છુટી જવા માટે તરફડવા લાગે છે. પદ્મિનીના જીવરૂપી પક્ષીના દેહપિંજરને પણ બેડીઓ પહેરાવી પાંજરામાં પુરવામાં આવ્યું. ત્રણ ત્રણ નર રાક્ષસો સમક્ષ બિચારી નિરાધાર અબળા શું કરી શકે ? પ્રભુ ઉપર શ્રદ્ધા રાખવા શિવાય તેને માટે એ વખતે અન્ય માર્ગ નહોતો અને પદ્મિનીએ પણ તેજ માર્ગનો સ્વીકાર કર્યો. બે દ્વારપાળોમાંના એક જણને તે પછી પહેરા ઉપર મુકી બીજા દ્વારપાળને સાથે લઇને સારંગદત્ત ત્યાંથી

ચાલી ગયો. પદ્મિનીને એના જવાથી થોડી ઘણી પણ નિરાંત વળી. પરંતુ તે નિરાંત વધારે વખત ટકી શકી નહિ. એકાદ ઘડી પછી સારંગદત્ત આઠ દશ માણસો અને એક ડોળી લઇને ત્યાં આવી પહોંચ્યો. તેણે પદ્મિનીની સામે જઇને કહ્યું–

" પદ્મિની ! જો તેં મારી અભિલાષા પૂર્ણ કરી હોત તો તો પાલખીમાં બેઠી હોત પરંતુ હવે તો આ ડોળીમાં બેસીને તારે જવું પડશે અને પ્રકાશ પણ જેનાથી થરથર કંપે એવા ગાઢ અંધારાવાળા ભોંયરામાં તારે કેદ થવું પડશે."

તેણે માણસોને તે ઉંચકવાનો હુકમ આપ્યો. તરતજ અતિ કઠોર વર્તનથી પદ્મિનીને તે ડોળીમાં નાંખવામાં આવી અને સાત આઠ માણસોના ખભે ચડાવી ડોળીને પર્વતના શિખર તરફ લઇ જવામાં આવી.

આ વખતે બે ઘડી દિવસ રહ્યો હતો. આકાશમાં મેઘખંડો એકત્ર થતા હતા. વાયુ ચારે દિશાએ સુસવાટા મારી રહ્યો હતો. પૂર્વ બાજુથી મેઘમંડળ ક્ષિતિજના ગર્ભમાંથી નીકળી આવી ક્ષણેક્ષણે ગાઢ–ગાઢ કૃષ્ણતા ધારણ કરી ઉપર અને ઉપર આવતું હતું. વચ્ચે વચ્ચે ગંભીર મેઘરવ થઇ રહ્યો હતો. સારંગદત્તના હાથમાં સપડાયલી પદ્મિની પ્રમાણે ચંચળ ચપલા–વિજળી–પણ મેઘના હાથમાં સપડાએલી હતી. મેઘરાજની સેના ઉદયગિરીના ઉચ્ચતમ શિખરે ચડીને આકાશની ઉંચી ચઢાણ ચડવા લાગી હતી. તેજ પ્રમાણે સારંગદત્ત પણ પોતાની સેના સાથે ડુંગરના શિખર ઉપર ચઢી રહ્યો હતો. ઉભય પોતપોતાના કાર્યમાં ઉતાવળા થઇ રહ્યા હતા. એકદમ મેઘ ઘોર ગર્જન કરી પોતાના સાથીદારોને આગળ ધકેલતો હતો અને બીજી તરફ મેઘનું એ ભીષણ રૂપ જોઇને સારંગદત્ત પણ પોતાના

માણસો ઉપર જલદીથી માર્ગક્રમણ કરવા માટે બૂમો પાડી રહ્યો હતો. જોતજોતામાં સૂર્યાસ્ત થયો. મેઘરાજે ઘોર ગર્જનાઓ કરવા માંડી. પવને વધારે જોસથી સુસવાટા લેવા માંડયા. ચમકતી ચપલાએ આકાશના મધ્યભાગમાંથી પૃથ્વી ઉપર ભુસ્કો માર્યો. ક્ષણુ–બે ક્ષણુ થતામાં ટપટપ કરતી જલધારાઓ આકાશમંડળમાંથી પૃથ્વીપર પડવા લાગી.

ડોળીમાં પડેલી પદ્મિનીની દ્રષ્ટિએ પર્વત ઉપરના મેદાનોમાંનો ભીષણુ દેખાવ દેખાવા લાગ્યો. પશ્ચિમ દિશા પણુ તેના જોતજોતામાં શ્યામ રંગી મેઘમાળાએ વ્યાપી નાંખી. પદ્મિનીને લાગ્યું કે સૂર્યરાજથી ઉપર આવી શકાય નહિ તેથી એકાદા સુગ્રીવે પશ્ચિમ તરફની ખીણો ઉપર આ પ્રચંડ મેઘનો પર્વત લાવીને ઉભો કર્યો હશે. એક ક્ષણુ પહેલાંજ પર્વત ઉપરના મેદાનોમાંથી વહી રહેલાં સ્વચ્છ પાણીનાં ઝરણાં તેની દ્રષ્ટિએ પડતાં હતાં. મેઘમાળામાંથી જાણે વરસાદ રૂપી બાણુ છુટતાં હોય અને તેના પ્રહરથી પર્વતો ભેદાઇ તેમના અંગોમાંથી રક્તપ્રવાહ વહી રહ્યો ન હોય, એવું પદ્મિનીને લાગ્યું. પર્વતાવલી ઉપરનો વિહંગવૃંદનો કલરવ એકદમ બંધ થઈ ગયો હતો અને તેને બદલે પવનના સુસવાટા અને વરસાદના કકડતા અખંડ અવાજો થવાની શરૂઆત થઇ હતી. વચ્ચે વચ્ચે પણુ કવચિત વખતે શિયાળોના ચિત્કાર, વનગાયના બરાડા અને મેઘગર્જનાની જેવી વાઘની ગર્જનાઓ સંભળાતી હતી. કોઇપણુ પશુ પંખીનાં દર્શન પણુ થતાં નહોતાં. કારણુ કે મેઘરાજાનું વિક્રાળ સ્વરૂપ જોઇને ભય પામવાથી સઘળાં પશુ–પક્ષીઓ પર્વતના અગમ્ય ભાગમાં છુપાઇ–લપાઇ–દબાઇ રહ્યાં હતાં. પવનના ઝપાટાઓથી નમી પડતાં, જડમૂળમાંથી ઉખડી જતાં વૃક્ષોને પદ્મિની જોઇ શકતી હતી. ઉથલી પડતાં વૃક્ષોના કડકડાટ, મેઘગર્જનના ગગડાટ, જવાળાઓ ફેંકતી વિજ-

વીજળીનો તડતડાટ અને પ્રબળ કડાકાઓના ગડગડાટથી ચારે દિશાઓ નિનાદિત થઇ રહી હતી. ક્ષણે ક્ષણે અંધકાર વધતો જતો હતો અને વરસાદ વધારે ને વધારે જોશ પકડતો હતો. પદ્મિનીને એવું લાગ્યું કે જળ પ્રલયમાં પૃથ્વી બુડી જાય છે. અને 'પ્રભુ, શું પૃથ્વીનો અત્યારેજ અંત આવશે કે ? મ્હારૂં પણ અહિંજ શું આવી રીતે મૃત્યુ થશે !' એવા ઉદ્‌ગાર ત્હેના કંઠમાંથી નીકળી પડયા. થોડાજ વખતમાં અંધકાર અને વરસાદ બન્ને એટલાં બધાં વધી પડયાં કે જાણે અંધકાર રૂપી કાદવ પૃથ્વી ઉપર પડતો હોય, એવો સર્વેને ભાસ થયો.

એવા તોફાનમાં ઘાટનાં ચઢાણો ચઢવાં એ અશકય થઇ પડયું તોપણ દયાહીન સારંગદત્ત પોતાના માણસોને લલકારતો ચઢવાના હુકમ આપતો હતો પર્વત ઉપરના મેદાનોમાં તો હવે પાણીનાં પૂર આવવા લાગ્યાં હતાં. વધતા જતા પાણીથી રસ્તામાં હવે ચાલી શકાય તેવું રહ્યું નહોતું. વળી પાણીના પ્રબળ પ્રવાહમાં તણાઇ આવતા પત્થરો પણ અડચણ કરતા હતા. સારંગદત્તના ઘોડાએ—એ ચાર વખત ઠોકરો ખાધી હતી છતાં તેણે આગળ જવાની પોતાની હઠ છોડી નહિં અને માણસોને સમજાવવા માંડયું:—

---

## પ્રકરણ ૨૯ મું.

---

"મારા મદદગારો ! હવે આપણે જો પાછા જઇશું તોપણ આ તોફાન તો આપણને નડયા વિના રહેશે નહિ અને અહિં તો રહી શકાય તેમ નથી. ક્ષણે ક્ષણે પાણી ચડતાં જાય છે અને તેનો વેગ પણ વધતો જાય છે. તેથી કદાચ પાછા વળવા જતાં કદાચ કોઇ ખાડામાં પડી જવાય તોપણ મૃત્યુ થવાનો સોએ સો ટકા સંભવ છે. માટે

આપણે ઉપરના પ્રદેશ ઉપર ગમે તે રીતે પણ પહોંચવુંજ જોઇએ.”

સારંગદત્તના આ પ્રોત્સાહનથી માણુસોને જરા હિંમત આવી અને ફરી રસ્તો કાપવા લાગ્યા પરંતુ તેઓ લગભગ ત્રીસ—ચાલીસ હાથ ગયા નહિ હોય એટલામાંજ ડોળીવાળાઓમાંથી એકનો પગ લપસ્યો અને તે પડી ગયો. પડતાં પડતાં તેણે બુમ પાડી પણ બીજી પળે તો તેની બુમ નીચેથી—ઘણે દૂર નીચેથી—સંભળાઇ અને તે એકદમ બંધ થઇ ગઇ. ગરીબ વિચારો ડોળીવાળો ઉંડી ખોમાં પડી મરી ગયો હશે, એમ બધાઓએ ધાર્યું અને એ વિચારે સહુના હૃદયમાં ચરેરાટ થયો. તે સાથે હજી પણ પોતાની હઠ નહિ છોડતાં આગળ વધવાની આજ્ઞા આપતાં સારંગદત્તને “હવે અમે એક પગલું પણ આગળ વધીશું નહિ! તમારે ગમે તે કરો!” એવો બધાઓએ સ્પષ્ટ જવાબ આપ્યો.

તે સાંભળી સારંગદત્ત લાચાર થયો. હવે હેને અટક્યા વિના છુટકોજ નહોતો. ડોળીવાળામાંના એક માણુસને પાસેની એક પ્રચંડ ગુફાની ખબર હતી તેથી વરસતા વરસાદમાં ભિંજાતા ઉભા રહેવા કરતાં એનો આશ્રય લેવો ઠીક પડશે, એવું તેણે સૂચવતાં ફરીથી માર્ગક્રમણ શરૂ થયું અને બધાઓએ તે ગુફાનો આશ્રય લીધો.

તે ગુફા એટલી તો વિશાળ હતી કે, સારંગદત્ત, ડોળીના વાહકો અને તેના સૈનિકો એ બધાઓનો તેમાં સારી રીતે સમાવેશ થઇ ગયો. ડોળીવાહકોએ ડોળી એક બાજુએ મુકી અને ગુફાના દ્વારમાં ઉગેલું ઘાસ, ઝાંખરાં એકઠાં કરી તે સળગાવી ભિંજાઇ ગયેલાં શરીર સેકવા લાગ્યા. માત્ર પદ્મિની અને સારંગદત્ત શિવાય આખું મંડળ વરસાદથી ભિંજાઇ ગયું હતું. પદ્મિનીને ડોળીમાં રહેવા દઇ સઘળા સૈનિકો પણ ડોળીવાહકોએ સળગાવેલી તાપણી આગળ બેસી

પાણીથી તરબોળ થઇ ગયેલાં વસ્ત્રો નિંચોવી શરીરના ભીના અવય-વો શેકવામાં ગુલતાન બની ગયા હતા. એ તકનો લાભ લઇને નીચ સારંગદત્તે ડોળીનો પડદો ઉંચો કરી પદ્મિની તરફ જોઇ હસતાં હસતાં કહ્યું:-“ વ્હાલી પદ્મિની ! આજની આખી રાત તારા હુંફવાળા વક્ષઃ-સ્થળ ઉપર હું મીઠી નિદ્રા લઇશ. કેમ, કેવી મજાહ પડશે ?” આ વખતે પદ્મિનીને મને બ્રહ્માંડ એક થઈ જતું હોય તેમ લાગ્યું. તે લાંબા નિસાસા મુકવા લાગી. તેની દરકાર નહિ કરતાં કઠોર હૃદયના સારંગદત્તે ફરી કહ્યું:-“ પદ્મિની, હવે નાહકના નિસાસા શા માટે નાખે છે ? એથી કાંઇ પણ વળવાનું નથી. હવે તો હુંજ તારા દેહનો-આત્માનો માલિક બની ચૂકયો છું તેથી મારી પોતાની વસ્તુ પાસેથી હવે મને દૂર કરનાર દુનિયામાં કોણ છે ?”

સારંગદત્ત આમ બબડી રહ્યો હતો તે વખતે પણ પદ્મિની પોતાની એ સ્થિતિ ઉપર વિચાર કરતી આંખમાંથી આંસુ સારતી રડતી હતી. નિર્દય સારંગદત્તે તેની કાંઇ પરવાહ નહિ કરતાં તેના કોમળ ખભાને કઠોરતાથી દબાવીને પકડી, બળાત્કારે પોતાનું માથું ડોળીના પડદામાં ખોસ્યું. પદ્મિનીના વક્ષઃસ્થળ સાથે તેના સ્કંધ પ્રદેશનો સ્પર્શ થયો અને તે પદ્મિનીને ચુંબન કરવા, પોતાના અપવિત્ર સ્પર્શથી તેના પવિત્ર દેહને અપવિત્ર કરવા તૈયાર પણ થયો; પરંતુ તેજ વખતે ડોળી એકદમ ધ્રુજી ઉઠી. પદ્મિનીને પણ તેનો ધકકો લાગ્યો અને સારંગદ-ત્તના શરીરમાંથી છુટતી રકતની શેડ પદ્મિનીના અંગ ઉપર પડી. કોઇક અદ્રશ્ય પુરૂષના શસ્ત્રનો તેની ઉપર ઘા થયો. તરતજ સારંગદત્ત તરફડવા લાગ્યો. પદ્મિનીના પગ આગળજ ભયંકર યુદ્ધ શરૂ થયું. તરવારો ખખડવા લાગી અને તે ગંભીર ગુફામાં ‘ કડ-કડ, સણુ સણુ ’-એવા અવાજ થવા લાગ્યા. આ ઝપાઝપી થતી જોઇ સારંગ-

દત્તના માણસોમાંથી એક જણ દોડતો સારંગદત્તની વ્હારે આવ્યો. તે બિચારાને પણ નાહકના પ્રાણ ગુમાવવા પડયા. સારંગદત્તને પણ એટલા સમયમાં ચાર પાંચ મોટા ઘા થયા હતા તેથી તે પણ ધરણી ઉપર ઢળી પડયો. પોતાના સરદારને પડેલો જોઇ તેના માણસો ભયભીત થયા. ગુફામાંથી ભુત–પિશાચે જાગૃત થઇ આ ઘોર પ્રકાર આરંભ્યો છે, એવું તેમણે માની લીધું અને કોઈપણ રીતે સારંગદત્તનો બચાવ થાય, તે માટે તેઓ અતિ પ્રયત્ને વરસતા વરસાદમાં તેને ત્યાંથી ઉંચકી ગયા. આખે રસ્તે સારંગદત્ત તેમને ગાળો દેતો હતો અને અવાચ્યવાદનો તેમના ઉપર મારો ચલાવી રહ્યો હતો. એ બડબડાટનો મુદ્દો માત્ર એટલોજ હતો કે " મને પદ્મિનીનો વિયોગ ન કરાવો, નહિ તો તમારો શિરચ્છેદ કરીશ. "

સારંગદત્તના સેવકો પોતાના માલેકના ખૂની સ્વભાવથી સર્વ રીતે જાણીતા હતા–તેથી તેને સુરક્ષિત સ્થળે પહોંચાડયા પછી તેમાંના બે હિમ્મતવાળા પુરૂષો પદ્મિનીને લેવા પાછા ગુફામાં આવ્યા પરંતુ ત્યાં એ વખતે શું હોય ? પદ્મિનીની ખાલી ડોળી અને મરણ પામેલા સૈનિકનું એક મડદું એજ ત્યાં હતું અને પદ્મિની ત્યાંથી પલાયન કરી ગઇ હતી.

સારંગદત્ત ઉપર હલ્લો કરનાર વ્યક્તિ પદ્મિનીને ઉંચકી ગયો કે તેણે આપઘાત કર્યો એ સમજવાનો પણ એકે માર્ગ નહોતો. પોતાના જેવો મર્દ અને સિંહના હાથમાંથી આવેલો શિકાર બીજો કોઇ ઉપાડી ગયો એ વાત સાંભળતાંજ સારંગદત્ત આપણને જીવતા છોડશે નહિ, એવી તેઓને ખાત્રી હતી. તેથી પદ્મિનીએ ટેકરી ઉપરથી બાજુની ખીણમાં ભુસ્કો મારી આપઘાત કર્યો; એવું તેને કહેવાનું નક્કી કરી તેઓ સારંગદત્ત પાસે પાછા ગયા.

તે સમય દરમિઆન સારંગદત્ત સાવધાન થયો હતો. પોતાના સૈનિકોના મુખેથી પદ્મિનીના આપઘાત કર્યાના સમાચાર સાંભળતાંજ તે બેફામ બની બેઠક ઉપરથી ઉછળી પડયો અને બરાડા પાડી બોલી ઉઠયો કે—

"તો પછી તમે બન્ને જણાઓ તેની પાછળજ ઉંડી ખોમાં કુદકો મારી તેના મુડદાને શા માટે ન લઇ આવ્યા ? તે મડદાનોજ ઉપભોગ કરી મારે મારી પ્રતિજ્ઞા પુરી કરવી જોઇએ. જાઓ, પાછા જલદી જાઓ અને પદ્મિનીનું મુડદું લઇ આવો !"

એવો તે નોકરોને હુકમ આપ્યો, પરંતુ બન્ને સૈનિકોમાંથી એક તે હુકમ સાંભળી હાલતોએ નથી તે જોઇ સારંગદત્તના ક્રોધની સીમા ન રહી અને સામે ઉભેલા સૈનિકની છાતીની નેમ લઇને તેના ઉપર પોતાની કમરમાંથી એક કટાર ફેંકી. તે દુષ્ટની કટાર એ સૈનિકની છાતી વચ્ચે પેસી ગઇ અને પાપી હૃદયના માલિકની જીવના જોખમે બજાવેલી સેવાના બદલામાં તેને તે વખતેજ સ્વર્ગે સીધાવી જવું પડયું ! તેને ધરણી ઉપર ઢળી પડતો જોઇ ક્રૂર સારંગદત્તને લગારે દયા ન આવી; પરંતુ તે ક્રોધથી ફરી બુમ પાડી બોલ્યોઃ

"તો પછી એ બાયલાઓ ! તમારે જીવીને શું કરવું છે ? પદ્મિનીને મેં તો તમારાજ કબજામાં આપી હતી. માટે તેને જીવતી કે મરેલી મને પાછી લાવી આપો—!"

પોતાના સાથીદારને મરણ પામેલો જોઇ બીજો સૈનિક ત્યાં ઉભા રહેવામાં સમાયલા જોખમને ઓળખી તુરતજ ત્યાંથી ચાલી ગયો.

## પ્રકરણ ૩૦ મું.

ગુફામાં એકાએક થયેલી ઝપાઝપીથી પદ્મિની ગભરાઇ ગઇ હતી. શું કરવું અને શું ન કરવું, તેજ તેને સુઝતું નહોતું. એવા સમયે માત્ર એકજ વિચાર તેના મનમાં આવ્યો કે—આ ગડબડનો લાભ લઇને ત્યાંથી નાસી જવું પરંતુ કઇ દિશાએ જવું, તેનું તો શું; પણ પોતાના હાથ પગમાં બેડીઓ નાખવામાં આવેલી હોવાથી શી રીતે જઇ શકાશે, તેનો પણ તેને એ વખતે વિચાર આવ્યો નહિ. માત્ર ઝપાઝપી ચાલી રહી છે અને બીજાઓ અસાવધ છે, એ તકનો લાભ લઇ એ નર્કયાતનામાંથી છુટકારો મેળવવા નાશી છુટવું એટલુંજ વિચાર્યું હતું. આવેશમાં—જીવ બચાવવાની ઉત્કટતાથી તે ડોળીમાંથી નીકળી અને ગુફાના પ્રવેશદ્વાર આગળ માણસોનું ટોળું બેઠેલું હોવાથી ગુફાની અંદરના ભાગમાં ભરાઇ ગઇ. તે વખતે થતા બેડીઓના ખખડાટથી દુષ્ટ રાક્ષસ જેવા સારંગદત્તના માણસો સાવધ થશે અને પોતાને ફરીથી એ ચાંડાળોના હાથમાં સપડાઈ જશે, એવી કલ્પના પણ તેને આવી નહિ. પદ્મિની ઝપાટાબંધ ગુફાની અંદરના ભાગમાં જતી હતી તે વખતેજ વચમાં કોઇ અપરિચિત હસ્ત આડો આવ્યો. તે સાથેજ “ બ્હેન ગભરાશો નહિ ! ” એવા સ્નેહમય અવાજે નીકળતા શબ્દો તેના કાને પડયા. તેણે વધારામાં કહ્યું કે—“તમે એક ગુર્જરબંધુના સંરક્ષણ નીચે છો. ” આ વખતે સારંગદત્તનાં માણસો જમીન ઉપર બેભાન પડેલા સારંગદત્તને ઉંચકી જવાની ધાંધલમાં પડયા હતા. પદ્મિનીને આશ્વાસન આપનાર પુરૂષે પોતાના માણસોને બોલાવી બીજી ડોળી તૈયાર કરવાનો હુકમ આપ્યો અને પદ્મિની સમક્ષ આવીને તેણે કહ્યું:

"અહિંથી થોડેજ દૂર એક વાનપ્રસ્થનો આશ્રમ છે, ત્યાં હું તમને લઇ જઇશ. ત્યાં તમને કોઇ પણ પ્રકારની અડચણ પડશે નહિ એ તમને ગમશે?!"

"બંધુ! આબરૂનું સંરક્ષણ થાય એવું ગમે તેવું સ્થળ પણ મને ગમશે." પદ્મિનીએ આભારની લાગણી પ્રદર્શિત કરે એવા ભાવથી કહ્યું.

"બ્હેન, સંસારની સ્ત્રી જાતિમાં મને મોહ પમાડે તેવી સ્ત્રી હવે આ જગતમાં નથી. સ્ત્રી જાતિ વિષે મારા હૃદયમાં પ્રેમલાલસા નથી. માત્ર તેના બંધુરૂપે તેને મદદ કરવાનો પ્રસંગ મને મળે છે તે વખતેજ મારા મનમાં વાત્સલ્યભાવના પ્રકટ થાય છે. બ્હેન! તમે ગમે તે હો પણ મારા ઉપર વિશ્વાસ રાખો. હું તમને દગો નહિ દઉં." પદ્મિનીને અભય વચન આપતાં તે યુવકે કહ્યું.

તે અવાજમાં એટલી બધી તો સત્યતા અને આકર્ષણશક્તિ હતી કે જેમાં સંપૂર્ણ વિશ્વાસ મૂકી પદ્મિનીએ અંધારામાં પણ પોતાનો હાથ આગળ લંબાવ્યો. તે વખતે તેના હાથમાંથી લોઢાની સાંકળનો ખડખડાટ થયો. તે સાંભળી વીર યુવક ચમકયો. પદ્મિની જતી હતી તે વખતે થતો અવાજ પણ તેણે સાંભળ્યો હતો. હમણાં વળી તેના હાથને ઠંડીગાર બેડીઓનો સ્પર્શ થયો. તેથી અનુકંપાયુક્ત સ્વરે તેણે તેને પૂછ્યું:-"બ્હેન! કયા નરાધમનું આ કાર્ય છે?"

"મૃત્યુ કરતાં પણ ભયંકર એવા શિયળને કલંકિત કરી અપવિત્ર બનાવી નરકાગારમાં ધકેલવા તૈયાર થનારનું!" પદ્મિનીએ ઉત્તર આપ્યો.

જે વખતે પદ્મિની આમ વાત કરતી હતી તેજ વખતે તે વીર યુવકે પોતાના સામર્થ્યથી બેડીઓનાં બંધન તોડી નાખ્યાં અને

પદ્મિનીના હાથમાંથી કાઢી સામેની ઉંડી ખોમાં તિરસ્કારપૂર્વક તે બેડીઓ તેણે ફેંકી દીધી. પડતી બેડીઓનો અવાજ કાને પડતાંજ સંકટમાંથી છુટયાથી શાન્તિનો દીર્ઘ શ્વાસ લઇ પદ્મિનીએ તે પરોપકારી યુવકને આશીર્વાદ આપતાં કહ્યું.

" મહાભાગ ! તમારે પત્ની અથવા ભગિની હોય અને દુર્ભાગ્યે તેમના ઉપર આવો પ્રસંગ આવે તો તેમનું સંરક્ષણ કરવા માટે તમારા આજના આ પુણ્યકાર્યનું ફળ ત્યાં એકદમ દોડતું જશે. "

પદ્મિનીના એ શબ્દ સાંભળતાંજ તે વીર પુરૂષના મુખમાંથી દુઃખનો સુસ્કારો નિકળી ગયો. તેણે કોમલ કંઠે પદ્મિની પ્રત્યે કહ્યું.

" બ્હેન, મારે બ્હેન નથી, પત્ની નથી, કોઇ નથી, તથાપિ મારૂં સ્વજન મંડળ બહોળું છે અને મારા કુટુંબનું ક્ષેત્ર પણ વિશાળ છે."

એટલામાં ડોળી તૈયાર થવાના સમાચાર આવ્યા. આ વખતે વરસાદનું જોર ઓછું થયું હતું. વાયુ પણ નરમ પડી ગયો હતો. માત્ર વિદ્યુતનું નૃત્ય અખંડિત રીતે ચાલતું હતું. તેથી જાણે આખું આકાશ મંડળ વચ્ચે વચ્ચે ભડભડાટ સળગી રહ્યું હોય, તેવો ભાસ થતો હતો. પદ્મિની ડોળીમાં બેઠી. વરસાદથી બેસનારનું રક્ષણ થાય, એવી માણસોએ બનતી સઘળી સગવડ કરી હતી, તો પણ પદ્મિની ઉપર વરસાદના છાંટા પડતા હતા. એવા સમયે પણ તેમની મુસાફરી શરૂ થઇ અને અર્ધા કલાકની અંદર તે બધાં એક મકાન પાસે આવી પહોંચ્યાં. પદ્મિની ઝુંપડીમાં ગઇ તે પછી પોતાના અનુયાયીઓ પાસે તાપણી કરાવી તે વીર યુવકે તે ઝુંપડીનો ઇતિહાસ નીચે પ્રમાણે પદ્મિનીને કહી સંભળાવ્યોઃ—

" બ્હેન ! ચાર પ્રહર પહેલાં અહિં એક કુટુંબ બહુજ આનંદથી રહેતું હતું. વૃદ્ધ માતાપિતા, પોતાની કન્યા અને એકના એક પુત્રના

સહવાસમાં સુખપૂર્વક સમય વ્યતીત કરતાં હતાં. ભગિની ! પરતંત્રતામાં પડેલા દેશમાં સુંદર સુમન અને સુંદર સ્ત્રીઓનો જન્મજ થવો ન જોઇએ. જીતાએલા દેશની માનહાનિ કરવા માટે તો પ્રભુ સુંદર સુંદર સુમન અને સુંદર સુંદર સુંદરીઓ તેમાં ઉત્પન્ન નહિ કરતો હોયને ? અરેરે બ્હેન ! તે વૃદ્ધ પુરૂષની કન્યા અતિશય અને અનુપમ સુંદર હતી તેથીજ શત્રુની પશુવૃત્તિરૂપી યજ્ઞમાં તેનું બલિદાન થયું ! તેના રક્ષણ માટે તેના માતા–પિતાએ પોતાના કિંમતી પ્રાણના ભોગ આપ્યા અને તેના એકના એક ભાઇને પણ બ્હેનના સંરક્ષણ માટે ઝુઝતાં ગંભીર, ઉંડા–કારી–ઘા સહન કરી બેભાન થઇને પડતું પડયું. આજે બપોરેજ મને તેની મુલાકાત થઇ તેથી હું આ સઘળી હકીકત જાણી શકયો. તેને હું નિર્ભય સ્થળે પહોંચાડી આવ્યો અને જો બની શકે તો તેની–દુશ્મને હરણ કરેલી–બ્હેનનો પત્તો મેળવીને ભાઇ–બ્હેનનો મેળાપ કરાવી આપવાના હેતુથી હું નિકળ્યો. રસ્તામાં વરસાદની શરૂઆત થઇ એટલે અમે તમે આવ્યાં તે ગુફાના આશ્રયમાં વિશ્રાન્તિ લેતા હતા. એટલામાં તમારૂં આક્રંદ મારે કાને પડયું અને મને બપોરે મળેલા–ઘવાયલા યુવકની બ્હેન તમેજ હશો, એમ ધારીને પ્રકટ થઇ તે રાક્ષસના પંજામાંથી મેં તમને મુક્ત કર્યાં.”

પોતાની વાતની સાથે લગભગ મળતી આવતી હકીકત સાંભળી પદ્મિનીને ચક્કર આવી ગયાં અને સામે ઉભેલા પરોપકારી યુવકે નિઃસ્વાર્થભાવે જો મારૂં સંરક્ષણ કર્યું ન હોત તો તે અભાગી અબળાની જેમજ મારી પણ સ્થિતિ થઇ હોત ! તે વિચાર પદ્મિનીના હૃદયમાં આવતાં જ તેને એટલો ભય લાગ્યો કે ‘હમણાં પડી જવાશે’ એવું તેને થઇ ગયું અને જો દિવાલનો ટેકો ન હોત તો જરૂર તે પડી

પણ ગઇ હોત ! પરંતુ તેનાથી વધુવાર ઉભું રહી શકાયું નહિ. તેથી તે એકદમ નીચે બેસી ગઇ અને નેત્રો બંધ કરી દીધાં. માણસોએ ઝુંપડીમાંના એક બે દીવા સળગાવ્યા હતા તેનો પ્રકાશ બધા ઘરમાં ફેલાયો હતો. તે પ્રકાશમાં ભયથી રક્તહીન સફેદ પુણી જેવી બની ગએલી પદ્મિનીનો ચહેરો તે વીર યુવકની દ્રષ્ટિએ પડયો. પદ્મિનીના કેસ છુટા થઇ ગયા હતા. તેમાંથી હજીએ પાણી ટપકતું હતું. તેના શ્યામરંગી કેશ-કલાપની છટાથી તેનો ચહેરો અત્યારે વધારે ફીકકો અને તેજહીન જણાતો હતો. તે જોઈ વીર યુવકનું હૃદય પણ કમ્પી ગયું. તેની આંખમાં આંસુ આવી ગયાં છતાં હિમ્મત રાખીને પદ્મિનીના અશાંત અને દુઃખી મનનું સાંત્વન કરતાં તેણે કહ્યું—

" બ્હેન, હવે ભય છોડી ઘો, ભયથી ફિકકું બની ગયલું તમારૂં મુખ જોઇને હમણાં તમને મૂર્છા આવી જશે કે શું, એવો મને તો ભય લાગતો હતો, પરંતુ તમને સાવધ જોઇને મને સંતોષ થયો છે. બહેન, તમે નિશ્ચિંત રહેજો. તમે થોડાજ સમયમાં તમારા પોતાના માણસોમાં પહોંચી જઈ પાછાં સુખી થશો. તમારા કેસ હજી પાણીથી તરબોળ છે. શું તે હું સાફ કરૂં ? "

એમ કહેતો તે વીરયુવક ઉઠયો અને વિમલ ભગિની પ્રમાણે પદ્મિનીના વાળ હાથમાં લઈ પોતાના કમરબંધના કપડાથી સાફ કરી નાંખ્યા. મળેલા અભય વચનથી–પોતાને હૃદયમાં થયેલી શાન્તિથી–તથા માથું જળ રહિત થવાથી અને બાજુની તાપણીના ગરમાવાથી શરીર ઠીક થતાંજ થાક અને ઉજાગરાને લીધે પદ્મિનીને ઉંઘ આવવા માંડી. હજી તે યુવક તેના કેસ સાફ કરતો હતો એટલામાં તેને ઝોકાં આવવા લાગ્યાં. તરતજ પોતાના માણસ પાસે તે યુવકે એક પથારી કરાવી. પદ્મિની તેના ઉપર આડી થતાંજ નિદ્રાધીન થઇ ગઇ. જ્યારે તે

ફરીથી જાગૃત થઇ ત્યારે સૂર્યરાજના કોમળ કીરણો પૃથ્વીપર પ્રસરવાની શરૂઆત થઇ ચૂકી હતી. શીતલ વાયુની લહેરીઓ મંદ મંદ રીતે આવી રહી હતી. આજુબાજુના વૃક્ષોની શાખાઓપર બેઠેલા પક્ષીઓ વરસાદરૂપી વિપત્તિમાંથી મુક્ત થવાથી આનંદથી મધુર ગાન ગાઇ રહ્યાં હતાં. અત્યારે પદ્મિનીના મનને પણ નિરાંત વળી દેખાતી હતી. તેણે ઉઠીને જોયું તે વખતે પેલો અપરિચિત યુવક તાપણીની સ્હામે બેઠો હતો, 'મને ઠંડીનો ત્રાસ વેઠવો ન પડે તે માટે આ પરોપકારી પુરૂષ તાપણી સળગતી રાખવા માટે આખી રાત જાગતા તો નહિ બેઠા હોય ?' એવો તેના મનમાં વિચાર આવતાંજ તે યુવકને માટે પદ્મિનીના મનમાં ઘણુંજ માન ઉત્પન્ન થયું. તે વીર યુવકની એંટ, તેનો રૂઆબ, અંતર આત્મામાંની દુઃખની છાયાથી પરમ રમણીય અને મોહકતા ધારણ કરનારી તેની ભવ્ય મુખમુદ્રા જોતાંજ પદ્મિનીના મન ઉપર કંઇ વિલક્ષણ પરિણામ થયું. મોહિની અસ્ત્રનો પોતાના ઉપર પ્રહાર થયો હોય, એવું તેને લાગ્યું. પર્વત જેટલા પ્રચંડ ઉપકારોનો ભાર તે વીરપુરૂષે પોતાના શીરે લાવીને મુક્યો છે, એ વાત યાદ આવતાંજ પદ્મિનીનું હૃદય ભરાઇ આવ્યું અને ઉપકૃત દૃષ્ટીએ તેણે તેની સામે જોયું. તેજ વખતે તાપણી ઉપરથી નજર ફેરવી પદ્મિની તરફ જોઇને તે યુવકે કહ્યું–

"કેમ બહેન, હવે તો ઠીક લાગે છેની–શરીરને શાંતિ જણાય છે ને ?"

આ વખતે પદ્મિનીનું હૃદય ભરાઇ આવેલું હોવાથી તેના કંઠમાંથી કંઇ પણ શબ્દ નીકળી શક્યો નહિ. તો પણ અતિશય કષ્ટથી પોતાના નિસર્ગ મધુર અવાજમાં હૃદયની સર્વ કૃતજ્ઞતા રેડીને તેણે કહ્યું:—

" હા બાઇ ! હવે મને નિરાંત થઇ છે અને ઠીક લાગે છે."

તે પછી તે યુવક ઉઠયો અને આગળની મુસાફરીની ગોઠવણુ કરવા માટે બહાર ગયો. તે જ્યારે ફરીથી પાછો ત્યાં આવ્યો તે સમયે પદ્મિની મુખમાર્જનાદિ વિધિથી નિવૃત્ત વિખરાઇ ગયેલા કેશકલાપની પુનર્રચના કરવામાં ગુંથાઇ ગયેલી હતી. કેસની એક લટ કાન પાછળ અને ચહેરા ઉપર થઇને વક્ષઃસ્થળ ઉપર ઝુકી રહી હતી. તેના બન્ને હાથ અંબોડો બાંધવાના કાર્યમાં રોકાયલા હતા. મુળથીજ પીન એવા પયોધર હાથ પાછળ જવાથી, ઉંચા થવાથી, અધિકપીન જણાતા હતા. મુખકમળ કિંચિત હાસ્યમય હતું. એવી સ્થિતિમાં અતિશય મનોહર જણાતી પોતાનાજ તાનમાં મસ્ત બનેલ પદ્મિનીને જોતાં તે યુવક બારણા આગળજ અટકી ગયો અને એક ડગલું પાછો હઠી બહાર જઇ ઉભો રહ્યો. પદ્મિનીની વેણીબંધનની ક્રિયા પુરી થતા અંદર આવીને તેણે પદ્મિની પ્રત્યે કહ્યું-" કાલે તમે જે ડોળીમાં મુસાફરી કરી હતી તે તદ્દન નકામી થઇ ગઇ છે. માટે બીજી તૈયાર થાય ત્યાં સુધી આપણે અહીં રોકાવું પડશે."

" હવે મારામાં ચાલવાની શક્તિ આવી છે અને હું ખુશીથી ચાલી શકીશ." પદ્મિનીએ ઉપકાર ભાર તળે દબાઇ ગઇ હોય તેવા અવાજે કહ્યું.

' બહેન, એ બધું ખરૂં ! પરંતુ આ પ્રદેશ ડુંગરાળ છે તેથી કાંટાની જેમ પગમાં ભોંકાય એવા પત્થરોવાળા ચઢ ઉતરના માર્ગમાં તમારાથી સહેલાઇથી ચાલી શકાશે નહિં. મેં જે વાનપ્રસ્થની તમને વાત કરી હતી તેમના આશ્રમમાં-આશ્રયમાં હવે આપણે જઇશું. ત્યાં તે તમારૂં પોતાની પુત્રી પ્રમાણે પાલન કરશે. ત્યાંથી તમારા સ્વજનને હું સંદેશો મોકલાવીશ. તેઓ તમને તેડવા આવે ત્યાં સુધી તમે ત્યાં

નિર્ભય થઇ રહેજો." તે વીરયુવકે પદ્મિનીને સમજણ પાડી.

હજી સુધી તે યુવકને પદ્મિનીએ પોતાની ઓળખાણ આપી નહિ હોવાથી મર્મમાંજ એમ કહ્યું, એમ પદ્મિનીને લાગ્યું; પરંતુ પોતાના માત્ર નામના ઉચ્ચારથી મહાન્ સંકટ આવી પડે એવું હતું તેથીજ તેનાથી એવું સાહસ થઇ શક્યું નહોતું. તે વીર યુવક તરફ ક્ષણભર અચળ નજરે જોઇને પદ્મિનીએ કહ્યું:-

"આપના ઉપકાર માટે હું આપની જન્મોજન્મ સુધી આભારી રહીશ. આપ જ્યાં મને પહોંચાડવાના છો ત્યાં પણ મારાથી મારૂં નામ પ્રકટ કરી શકાય તેમ નથી. કારણ કે મારા કુળના નામોચ્ચારથીજ ગુર્જર વીરો ઉપર આપત્તિઓના પર્વતો આવી પડે તેમ છે, તો પછી તે કુળ સાથે સંબંધ થતાં તો શો જુલમ થાય તે કહેવાય નહિ. મારૂં નામ આપને કહેવું તે આપને સંકટમાં નાખવા સરખું છે અને આપને સંકટમાં નાખી આપે મારાપર કરેલા ઉપકારનો બદલો વાળવા હું તૈયાર નથી."

પદ્મિનીનાં નેત્રોમાં એ વખતે આંસુ ભરાઇ આવ્યાં હતાં. તે જોઇને વીર યુવક અનુકંપાપૂર્ણ નજરે તે તરફ જોઇ સ્નેહ ભર્યા સાદે બોલ્યો:-

"ભગિની તમને દુઃખી કરવાનો મારો ઇરાદો નથી પરંતુ નિરાશ્રિતોનું અને અસહાયોનું રક્ષણ કરતાં આવતી આપત્તિઓ મને મહાન્ મંગળમય તહેવાર જેવી લાગે છે."

એ વચનો સાંભળતાંજ પદ્મિનીના મનમાં એકદમ એક કલ્પના ઉત્પન્ન થઇ આવી. "આ ઉદાર ચરિત પુરૂષ વીર વનવાસી પોતે તો નહિ હોયને? પણ નહિ, તે તો દુશ્મનોના સૈનિકોથી ગિરિપાત આગળ ઘેરાઇ ગયેલ છે. તે છુટા નથી અને આ વીર નર તો

સ્વતંત્ર છે તથા તેમની પાસે મનુષ્યબળ પણ પુષ્કળ દેખાય છે. તો શું ગુર્જર ભૂમિમાં બે વ્યક્તિઓ એકજ નામની તો નહીં હોય ને?" આમ વિચાર કરતાં ફરીથી પદ્મિનીએ તે વીર તરફ જોયું એટલામાં યુવક પોતેજ બોલી ઉઠયોઃ—

"બ્હેન! હું મારા દેશનો સેવક છું—મારા ગુર્જર બંધુઓનો દાસ છું. જે નીચ નરાધમના હાથમાંથી તમને મુક્ત કરવાનું શ્રેય મને પ્રાપ્ત થયું છે, તેના હાથે આપને અથવા તો આપના કોઇ સ્વજનોને કંઇ બીજી હરકતો વેઠવી પડી હોય તો તે મને કહો. હું તેને તેનું પ્રાયશ્ચિત્ત આપ્યા વિના નહિ રહું. તમે એમ ન માની લેતા કે એ કાર્યથી કલ્યાણાધિપતિની સાથે હું કંઇ નવું વેર બાંધતો હોઉં! મારે તેની સાથે કાયમનુંજ હાડવેર છે."

"તો પણ હું આગમાં તેલ નાખી શકતી નથી." ઉત્તર આપ્યો. પદ્મિનીએ કુશળતાથી તેણે કહ્યું: "મહા ભાગ, મારે ગુપ્તજ રહેવું જોઇશે. વાનપ્રસ્થાના આશ્રમમાંથીજ હું મારા સ્વજનોને ખબર મોકલવાની ગોઠવણ તમારી મારફતે કરીશ."

"ઠીક છે." એમ કહીને તે યુવકે માથું ધુણાવ્યું. પદ્મિની તુરતજ તૈયાર થઈ આવેલી ડોળીમાં બેઠી.

ચાર ભોઇઓના ખાંધે ડોળી ઉપડી અને ડુંગરાળ પ્રદેશ ઉતરવા માંડી. કેટલાક વખત સુધી પદ્મિની કે વીર યુવક બન્નેમાંથી કોઇએ પણ મૌન ત્યજ્યું નહિ. થોડા વખત પછી ડોળી એક ખીણમાં ઉતરવા લાગી. ત્યાંથી ચારે દિશાએ પ્રચણ્ડ વૃક્ષોથી આચ્છાદિત ગિરિ-શિખરો જણાતાં હતાં. વૃક્ષોની જાળીમાંથી એકાદ શિખર ઉપરથી, એક નાના પણ સુંદર પ્રપાતમાંથી કલકલ, ખળખળ કરતું, સરતું મનોહર ઝરણું વચ્ચે વચ્ચે જણાતું હતું.

ખીણના અંદરના ભાગમાં, મુસાફરી કરનારી ટોળી પહોંચી. તે વખતે વીર યુવકે મૌનવ્રતનો ત્યાગ કરી સામેની પર્વતશ્રેણીના મધ્ય-ભાગ ઉપરના સપાટ પ્રદેશ તરફ અંગુલિ નિર્દેશ કરી કહ્યું: "ભગિની, જુઓ, પેલો આશ્રમ જણાય છે. એક ઘડીમાંજ આપણે હવે ત્યાં જઈ પહોંચીશું."

થોડા વખતમાંજ તેઓ કુશળતાથી આશ્રમની પાસે પહોંચી ગયા. પદ્મિનીને ડોળીમાંથી ઉતારતા યુવકે કહ્યું:–"બ્હેન, આ આશ્રમ નિર્ભય છે. દારિદ્રય અને વૃદ્ધાવસ્થાનો લોભ આપણા દુશ્મનને નથી."

તેમનો સંવાદ વાનપ્રસ્થાના કાને પડયો હશે, તેથી તે તાબ-ડતોબ આશ્રમની બહાર આવ્યા. તેમની ધુસરવર્ણી જટા, લાંબી અને શુભ્ર દાઢી, મુછ અને ભમરોની વચ્ચે તારાઓની માફક ચમકનારા નેત્રો, વૃદ્ધ ઓષ્ઠ, તથા ભગવા પોષાકમાં સજજ થએલી ભવ્ય મૂર્તિ જોતાંજ વીર યુવકે પરિચિતપણાથી તેમને નમન કર્યું. ને અપ-રિચિત પદ્મિનીએ પણ પૂજ્યભાવથી વંદન કર્યું. તે જોઇ વાનપ્રસ્થે સહજ સ્મિત કરીને તેમને મંગળ આશીર્વાદ આપતા કહ્યું:–"ભાઇ, તું કહે છે એવું પણ નથી. તેમની તરવારોને વૃદ્ધાની પણ ભુખ લાગે છે. માત્ર દારિદ્રની તેમને ઓકારી આવે છે, પણ બેટા! એક-દમ પાછા વળવાનું તને શું કારણ મળ્યું?"

પદ્મિની તરફ ઇશારત કરતાં યુવક તેના સંબંધમાં જાણતો હતો તેટલી હકીકત સંક્ષેપમાં કહી સંભળાવ્યા પછી કહ્યું: "આપના આશ્રમમાં તેને આશ્રય મળે તે માટે હું અહિં લાવ્યો છું."

"બ્હેન! ત્હારૂં સ્વાગત હો." વાનપ્રસ્થે ખુલ્લા હૃદયે કહ્યું:

તે પછી વાનપ્રસ્થે બન્ને જણને આશ્રમમાં લઇ જઇને નાસ્તા માટે તેમની આગળ થોડાં વનફળ મુકયાં તથા સ્વચ્છ જળે ભરેલ એક

માત્ર પણ મૂકયું. એ પ્રમાણે અતિથી સત્કાર કર્યા પછી વાનપ્રસ્થે કહ્યુંઃ "બાઇ ! અહિં એશ આરામ નથી. ઉંચા પ્રકારનાં વસ્ત્રો અને પક્વાન્નો પણ નથી. સામે દેખાતી વૃક્ષલતાઓ મને કંદમૂળ અને ફળ આપે છે અને બાજુમાં વહેતું ઝરણું મને શીતળ જળ આપે છે. દુશ્મનને મોહ પમાડનાર વિલાસ કે વૈભવનું અહિં જરા પણ અસ્તિત્વ નથી."

ત્યાંની દરેક વસ્તુની સ્વાભાવિકતા અને મનોહરતા જોઇને પદ્મિનીએ કહ્યુંઃ "ગુરૂજી, સ્વાતંત્ર્યદેવીના ભકતોએ આજ સ્થાનનો આશ્રય કર્યો હોત તો કેવું સારૂં થાત."

"તારા ઉદ્ગારો ઉપરથી તને પણ દુશ્મનના જુલમનો ચટ્કો લાગેલો જણાય છે, પણ ગુજરાતમાં કયો ગુજરાતી સૂતો રહ્યો છે ? આખું ગુજરાત જુલમની ઘંટીમાં દબાઇ જાય છે. મારો મઠ નારૂકોટમાં હતો, શિષ્યશાખા પણ ઘણીજ હતી, પણ દુશ્મનને કોઇએ કહ્યું કે શ્રીમતી મહારાણી રૂપસુંદરી અને રાજકુમાર વનરાજ ગુપ્તરૂપે મ્હારા મઠમાં રહે છે. બસ, તુરતજ દુશ્મનના માણસો આવ્યા. મઠને ઘેરો ઘાલવામાં આવ્યો અને મારી પાસે તે બન્ને મા દીકરાની માગણી કરવામાં આવી; પણ તેમને મેં મારી જીંદગીમાં પણ જોયા નહોતા તો પછી હું આપું ક્યાંથી ? મેં તે વિષે સોગંદ લઇને તેઓને કહ્યું પણ તેનું લગારે ફળ આવ્યું નહિ. વિજેતાઓ ગમે તેટલા સત્ય વદનારા હો પરંતુ તેમનું શીલ હમેશાં અસત્યવાદી હોય છે, અને પોતે જે કહે તેજ સત્ય એ પ્રકારનું તેમનું આચરણ હોય છે. તે નિયમ પ્રમાણે હું અસત્યવાદી ઠર્યો. તિરૂમલ નામના સરદારે મારા ઉપર હલ્લો કર્યો અને કોઇની પણ વાટે ન જનાર ગરીબોની કતલ શરૂ થઇ. હું મહા મુશ્કેલીએ મુડદાંના ઢગલામાંથી

બચ્યો અને મઠ છોડીને ભટકતો ભટકતો બે મહિના ઉપર અહિં આવી આ એકાંત સ્થાનનો આશ્રય લઇ રહ્યો છું."

"દુર્ભાગી ગુજરાત!" પદ્મિનીના મોમાંથી એ શબ્દો નીકળી ગયા. "ગુજરાતમાં પોતાનાં સંતાનોનું પણ રક્ષણ કરવાનું સામર્થ્ય હવે રહ્યું નથી. અરેરે! ગુજરાતના ગુજરાતીઓ શું જ્યાં ત્યાં અસ્પર્શ્ય નિંદનીય અને તિરસ્કરણીય થઇ ગયા છે?"

"નામર્દપણે માથું નમાવી, ગુલામગિરીમાં જ્યાં સુધી કોઇ પણ દેશ સંતોષ માનતો નથી ત્યાં સુધી તે અભાગી નથી. દુશ્મનની અમર્યાદિત ક્રૂરતા એટલે લોહશૃંખલા અને છેવટે મૃત્યુ, પણ દેશ શિવાય અન્ય વિષયજ તેના હૃદયમાં નથી તેવા દેશભક્તને તો એ લોહશૃંખલા પણ શૃંગારરૂપજ લાગે છે. દેશભક્તને મૃત્યુનો ભય કદી પણ લાગતો નથી અને વળી પોતાના દેશ માટે પ્રાણ આપવા તો કોણ તૈયાર ન હોય એ મને કહેશો?" તે સાંભળી વચ્ચેજ વીર યુવક બોલી ઉઠયોઃ

"બંધુ! આપના આ શબ્દોથી નિરાશ થઇને સૂકાઇ ગએલા અમારા મનરૂપી વૃક્ષોને નૂતન અંકુરો ફૂટશે. મહાભાગ, આપ ગિરિપાત તરફ જાઓ. ત્યાં મહાત્મા વનવાસી દુશ્મનના ઘેરામાં સપડાયા છે. તેમને મુક્ત કરો! પણ હાય! મ્હારા પિતાજીને જીવન આપનાર એ મહાત્માને અમારી મદદ જઇ મળેલી ન હોવાથી આટલા દિવસ જીવતા પણ રહ્યા હશે કે કેમ? તે કોણ જાણે! જગન્નિયંતા પ્રભુ! એમનું રક્ષણ કરજો!" પદ્મિની આશ્ચર્યથી તે વીરના વચનો સાંભળીને બોલી.

---

## પ્રકરણ ૩૧ મું.

" પોતાના દેશવાસીઓની સેવા કરવાનું સૌભાગ્ય તેના નશિબમાં લખાયેલું હોવાથી તે ઐશ્વર્યની મધુર સ્મૃતિ માત્રથી પણ તેને આનંદ થતો હશે! ભગિની, તેમને માટે મારે હવે શું કરવું, તે વિષે જો તમો કંઇ કહેશો તો હું તેમને તે સંદેશો પહોંચાડીશ. આપના વડીલ ક્યાં છે, તે વાતની પણ જો મને ખબર પડશે તો તેમની સેવા કરવામાં પણ મને અત્યંત આનંદ થશે. " વનવાસીની સ્થિતિ માટે ભવિષ્ય ભાખતાં યુવકે કહ્યું.

" વનવાસી અત્યાર સુધી જીવતા હશે કે કેમ, તે હું નક્કી કહી શકતી નથી. પાંચ દિવસ પહેલાં તેમની તરફથી એક દૂત મારા પિતાજી પાસે મદદ માગવા માટે આવ્યો હતો તેણેજ અસંખ્ય દુશ્મનોએ ગિરિપાતની ચારે તરફ ઘેરો ઘાલ્યાની અમને ખબર આપી હતી. પણ મહાભાગ, તે દૂતને નિરાશા મળી. અમારાથી તેમને મદદ મોકલી શકાઇ નહિ. મારો ભાઈ મદદ વિષે યત્ન કરવા ગયો છે; પરંતુ તે કેટલી મદદ કરી શકે ? " પદ્મિનીએ સહાનુભૂતિ દર્શાવતાં કહ્યું.

"બ્હેન, તમે વનવાસી માટે જરાએ ચિંતા કરશો નહિ. તેની મદદે પરમેશ્વર ઉભો છે. તમે મને તમારા પિતાજીના કેદખાનાનું ઠેકાણું કહો. જો મારાથી બની શકશે તો હું તેમને છોડાવી લાવવાને મારાથી બની શકતા તમામ પ્રયત્નો હું કરીશ. "

" શું મારા પિતાજીને આપ ઓળખો છો ? " પોતે પોતાના કુટુંબ વિષે કંઇપણ કહેલું ન હોવા છતાં પણ તે યુવકને મુખે પોતાના પિતાશ્રીનો અટકતો ઉચ્ચાર થતો સાંભળી આશ્ચર્ય ચકિત બનેલી પદ્મિ-

નીએ કહ્યું:–"શું આપને મારા પિતાજીના નામની ખબર છે? શું અમારા દુઃખની ખબર આખા દેશમાં ફેલાઇ ગઇ છે?"

"દુઃખથી નહિ પણ તેમના સદ્દગુણરૂપી સુંદર સુમનના પરિમલથી સમગ્ર ગુજરાત દેશ સુગંધિત બન્યું છે. ઠાકોરશ્રી ચાંપાજી જેટલું કોઇનું પણ અંતઃકરણ ગુજરાતને માટે ટળવળતું નહીં હોય! માતૃ-ભૂમિને માટે અપરિમિત પ્રેમને લીધેજ તેમને અનેક આફતો વેઠવી પડે છે. બ્હેન, અપાસરમાં બનેલા શોચનીય બનાવની સવિસ્તર હકીકત હજુ સુધી મારા જાણવામાં શકી નથી તેથીજ હું કહું છું કે એમને જ્યાં કેદ કરી રાખવામાં આવ્યા છે તે મને કહો એટલે ગુજ-રાતના એ ભક્તને કેદખાનાના કષ્ટમય નિવાસમાંથી છોડાવવાનું શ્રેય હું પ્રાપ્ત કરી શકું."

"બંધુ! વનવાસીની જેમજ આપનું અંતઃકરણ ઉદાર છે–મહાન્ છે. આપના ઉપકારની કિંમત શબ્દોથી થઇ શકે તેમ નથી. પરમેશ્વરે જો તેમના અને મારા અજયના પ્રાણની રક્ષા કરી હશે તો તે તમને મળત. મારા પિતાજીને પાવાગઢમાં ઉડુભંગવી દેખરેખ નીચે કેદ રાખવામાં આવ્યા છે. કદાચિત ભાગ્ય સંયોગે આપને મારા ભાઇ અજયસિંહની મુલાકાત થાય તો કૃપા કરીને સારંગદત્તના આ નીચકામની હકીકત તેનાથી છુપી રાખજો. કારણ કે તેનો સ્વભાવ ઘણો તીખો ગરમ અને અભિમાની છે, તેથી જો તે આ વાત સાંભળશે તો ક્રોધાંધ બની જશે અને તે અવસ્થામાં પોતે અંગીકૃત કરેલા કાર્યને પણ ભૂલી ગયા વિના રહેશે નહિ." આ વખતે દુઃખથી પદ્મિનીનું હૃદય ભરાઇ આવ્યું હતું છતાં દૃઢ મનોનિગ્રહ કરી તે બોલી.

"હવે મ્હારે જવુંજ જોઇએ. મ્હારી જન્મભુમિ જનની ગુર્જર-ભૂમિ મને હાક મારી બોલાવી રહી છે. મારે ત્યાં ત્વરિત ગતિએ

જવુંજ જોઇએ." વીરયુવકે તે વાતમાં અનુમતિ આપીને કહ્યું.

"હું આપને સંકટના મુખમાં જવા દઉં છું તે માટે મને ક્ષમા કરજો."

"એમાં સંકટ શું છે ? ગુજરાતે હમણાં રણસંગ્રામમાં ઝીપલાવ્યું છે અને તેથી જય મળે ત્યાં સુધી—સ્વાતંત્ર્ય મળે ત્યાં સુધી—તેણે લડવુંજ જોઇએ." યુવકે દૃઢતાથી કહ્યું.

"આઠ દિવસ પહેલાં મને પણ એમજ લાગતું હતું. અપાસરમાં અમારી સત્તા હતી અને વનવાસીને મદદ કરવા માટે અમારૂં સૈન્ય પણ તૈયાર થતું હતું તે વખતે મને લાગતું હતું કે, ધર્મવીર અને સ્વાતંત્ર્યવીરની સમશેરોને માટે અપયશ તો હોયજ નહિ! તેથી લડાઇની ખરી કલ્પના આવે તે પહેલાંજ હું ઉત્સાહથી સ્વતંત્ર અને દેદીપ્યમાન ગુજરાતની અભિવૃદ્ધિની મનોહર કલ્પનાથી ફુલાઇ ગઇ હતી. પરંતુ તે ઉત્સાહ અને આશા એક ક્ષણમાંજ વિલય પામી ગયાં. મારા મનોરથો ધુળમાં મળી ગયા, મારા પિતાજી બંદિવાસમાં પડયા અને વનવાસી ગિરિપાતમાંજ ઘેરાઇ ગયા. અમારી અપાસરમાંની સત્તા નષ્ટ થઇ ગઇ ! એ રીતે ચારે દિશાએથી આપત્તિનું આકાશ અમારા ઉપર ટૂટી પડયું. અમારી અને અમારા સર્વસ્વની આહૂતિ આ પ્રમાણે અપાઇ ગઇ છે!"

"બ્હેન ! એવા વિચાર કરીને નાહક મનને સંતાપ આપી—દુઃખી ન થાઓ! સ્વતંત્રતા ધ્વજતા રાષ્ટ્રવૃક્ષને આપણા સર્વસ્વના જલપાનથી પલ્લવિત કરવાનું આપણે માન મેળવીએ છીએ, એમ સમજો! તથાપિ ઠાકોરની સુરક્ષિતપણાની સઘળી જવાબદારી અને જોખમદારી હું મારે શીરે લઇ લઉ છું. તમને મુક્ત કરીનેજ રણયજ્ઞનું હું સ્થંડિલ પૂજન કરીશ. ભગિની, એટલું તો ધ્યાનમાં રાખજો કે જેમ મનુષ્ય

સત્તા ઉપર અવલંબિત નથી. એ ઉપરથી નક્કી માનજો કે વિજય કેવળ એક ધર્મ તરફ છે–સત્ય તરફ છે—ન્યાય તરફ છે! અધર્મની અન્યાયની, અનાચારની અને અસત્યની બાજુએ પરાજય છે. બ્હેન, ગુજરાતે ઉન્મત્ત થઇને કલ્યાણનો વિધ્વંસ કર્યો નથી તેમજ નથી કર્યો કંઇ અત્યાચાર ! તેથીજ પ્રભુને ત્યાં દેશ ગુજરાત દેશજ વિજયી બનવો જોઇએ-અને તેથી ગુજરાત દેશને ફરી સ્વતંત્રતા પણ મળવીજ જોઇએ."

## પ્રકરણ ૩૨ મું.

"મહાભાગ! શું ત્યારે તમે મને મુકીને જશો ? ખુલ્લા થયેલા સ્વર્ગદ્વારમાં થઇને મને પણ શા માટે સ્વર્ગમાં લઇ જતા નથી?"

યુવક તથા પક્ષિની આમ વાર્તાલાપ કરી રહ્યાં હતાં એટલામાં તે આશ્રમમાં રહેનારી એક વૃદ્ધા આશરે પંદર સોળ વરસની કોમળ ઉમરના એક યુવકને લઇને ત્યાં આવી પહોંચી. ત્યાં વીરયુવકનાં દર્શન થતાંજ આગંતુક કોમળ વયસ્ક યુવકે તેનાં ચરણ પકડીને કહ્યું—

તે યુવકની વાણીમાં અને દ્રષ્ટિમાં એટલી બધી આકર્ષણ શક્તિ અને એટલો બધો કરૂણરસ ભરેલો હતો કે તેના શબ્દ સાંભળનારની અને તેની દ્રષ્ટિ જોનારાની વૃત્તિજ સાથે સમાન બની જતી. તેના નેત્રોમાંથી તાપદાયક કિરણો નિકળતાં નહોતાં પણ ચંદ્રબિંબમાંથી મધુર શીતલતાજ વરસતી હોયની, તેવો ભાસ થતો હતો.

"બાપુ, તારા શરીર ઉપર થયેલા જખમોમાંથી વહેતું રક્ત હજુ પુરેપુરૂં બંધ પણ થયું નથી. તું સારો થા–સશક્ત થા! ત્યાર પછી હું મારા હાથેજ તારા હાથમાં સમશેર આપીને તને ઘોર રણ-

સંગ્રામમાં લઇ જઇશ. ત્યાં સુધી ભાઇ, તું આ ભગિનીના સંગમાંજ રહે !" વીરયુવકે મને ઉંચકી હૃદય સાથે ચાંપીને કહ્યું.

તરતજ કિશોર યુવક આજ્ઞા પ્રમાણે પદ્મિનીની પાસે આવીને ઉભો રહ્યો.તે પછી વીર યુવકે તાપસનો આશીર્વાદ માગ્યો અને જવા તૈયાર થયો.

"**विजयी भव !**" "બેટા, અષ્ટ દિક્‌પાળ્ તારૂં સંરક્ષણ કરો !" એવો આશીર્વાદ આપી તાપસે કહ્યું.

"તેજ પ્રમાણે તમારૂં પણ તે કરૂણાળુ કિરતાર કલ્યાણ કરો !" એ પ્રમાણે તે વીરયુવકે પણ ઉત્તર આપ્યો.

પદ્મિનીએ પણ તેને આશીર્વાદ આપવા માટે ઉંચું જોયું તે વખતે તો વીર યુવક ત્યાંથી અદ્રસ્ય થઇ ગયો હતો.

તે યુવકની શોધમાં પદ્મિની આસપાસ દ્રષ્ટી નાખવા લાગી તો પોતાની માફકજ યુવક અને વૃદ્ધ–તાપસીની સજળ દ્રષ્ટી પણ અદ્રસ્ય થયેલા વીરને શોધતી હોય, એવું તેને જણાયું.

તે કિશોર વયના યુવકને અંતગૃહમાં પહોંચાડીને પાછા આવેલા વાનપ્રસ્થાને પદ્મિનીએ પૂછયું

"મહાદેવી, આ મહાભાગના નામની આપને ખબર છે ?"

"બાઇ, કાલે બપોરે તેની સાથે પહેલીજવાર મારે મુલાકાત થઇ. હું નિષ્કર્મમાં ગુંથાયલી હતી તેવામાં ખરે બપોરે આશ્રમના દ્વાર આગળ ગડબડાટ શરૂ થયો. તે જોવા હું બહાર આવી તો તે યુવક અંદર રાખેલા જખમી બાળકને હાથમાં લઇને બારણા આગળ ઉભો હતો. મને જોઇને તેણે તે બાળકની ખાતર અતિથીના હકની માગણી કરી તે વખતે તેની સાથે બીજા પણ પાંચ પચાસ માણસો હતા પણ મને તેમનો લગારે ભય લાગ્યો નહિ. મેં ઉભય યુવકોનું

સ્વાગત કર્યું તેમને જોતાંજ મારૂં મન તેમની તરફ ઢળ્યું. વાતચિત દરમિઆન મેં મારૂં અંતઃકરણ તેમની આગળ ખુલ્લું કર્યું અને તેમણે પણ એવીજ રીતે આ પ્રદેશમાં પોતાના આવવાનું કારણ કહી સંભળાવ્યું. સ્વરાજ્યનો સ્થાપવાનો વિચાર અને ચડાઇની તૈયારી વિગેરેની હકિકત પણ તેમણે નિશંઃકપણે મને કહી સંભળાવી. માત્ર તેણે પોતાનું નામ ખાસ કરીને છુપાવ્યું. તેણે જાતે રાજપીપળા, નારૂકોટ, મંડુસર, ખંભાત, મહિકાંઠા વગેરેના સામંતો, ઠાકોરો, રાવળો, જાગીરદારો, જમીનદારો, જીવાતદારો અને લોકનાયકો પાસે જઇને તથા કેટલેક સ્થળે બીજાઓને મોકલીને કેટલુંક લશ્કર એકઠું કર્યું છે. તેને કેટલાકોએ મદદ કરી છે, કેટલાકો મદદ આપવાના છે ત્યારે કેટલાક ખાલી અભિવચન આપીને શાંત થઇ બેઠા છે. એવું તેમના બોલવા ઉપરથી હું સમજી શકી. તેમનો વિચાર દક્ષિણ ગુજરાતની સ્વતંત્રતા મેળવવા માટે યુદ્ધ કરવાનો છે. કારણ કે ઝાડના થડ ઉપર ઘા કર્યા પછી શાખાનો વિસ્તાર તોડવા માટે જુદો પ્રયત્ન કરવાની જરૂર રહેતી નથી. દક્ષિણ ગુજરાત યુદ્ધની શરૂઆત કરશે ત્યાર પછી ઉત્તર ગુજરાતને તેને પગલે ચાલ્યા વિના છુટકોજ નથી. ઉત્તર અને દક્ષિણ ગુજરાતની સરહદ ઉપરના પવનદુર્ગ ઉપર ગુજરાતનો ઝુંડો ફરકાવવાનો તેમનો વિચાર છે. મને સંપૂર્ણ વિશ્વાસ છે કે સ્વાતંત્ર્યનું તોરણ થોડાજ સમયમાં પવનદુર્ગના દરવાજા ઉપર ફરકતું દેખાવા લાગશે."

"પ્રભુ કરેને તેમને એ યશ પ્રાપ્ત થાય!" પદ્મિનીએ આશીર્વાદ આપ્યો.

"યશ? એનો રૂઆબ, એની એંટ, વદન ઉપર રમતું રાજતેજ જોઇને મને તો સંપૂર્ણપણે એવું લાગે છે કે તેને કદીપણ

અપયશ મળશે નહિ. તેના ઉત્તમાંગ ઉપર રાજ મુકુટજ વિરાજવો જોઇએ છે અને તેના ઉપર દેશે છત્ર-ચામર ઢાળવાં જોઇએ! છત્ર ચામર, રાજદંડ અને મુકુટ વિગેરે રાજચિહ્નનો ધારણ કરવાનો તેનો જન્મસિદ્ધ હક્કજ છે. એવું મને ખાત્રીથી લાગે છે." તાપસીએ કહ્યું.

"શું એ યુવરાજ વનરાજ છે, એવું આપનું કહેવું છે?" પદ્મિનીએ અજાયબીથી તેને પૂછ્યું.

"ખાત્રીથી કહી ન શકાય તો પણ તેની વિશાળ અને ભવ્ય મુખમુદ્રા ઉપરથી, તેના દરેક અવયવોમાં ઝળકતા રાજતેજથી તેના શૌર્ય ઉપરથી, ગુજરાતને માટે ટળવળતા તેના આત્મા ઉપરથી, આજ્ઞા-દર્શક પણ તેની સ્નેહમય વાણી ઉપરથી, રાજબીજ શિવાય એટલાં લક્ષણો એકત્રિત થવાં એ ન બનવાજોગ છે, એવું મને તો લાગે છે."

"પણ યુવરાજ તો એમના કરતાં ઘણા ન્હાના હોવા જોઇએ. યુવરાજની ઉમર બહુ તો વીસ વર્ષની હોવી જોઇએ પણ આ યુવકની ઉમ્મર તો લગભગ પચીસ વર્ષની લાગે છે."

"બાઇ, સંસારની ચિંતાથી મનુષ્યને અકાળે વૃદ્ધાવસ્થા જણાવવા માંડે છે, તો પછી આ તો આ દેશનો સંસાર છે. નાની ઉમરમાં તેમના ઉપર કેટકેટલી મોટી ચિંતાઓ આવી પડી છે. જંગલે જંગલમાં, ખરા ઉન્હાળામાં, શિયાળાની કડકડતી ટાઢમાં અને મૂસળધાર વરસતા વરસાદમાં તથા અખંડ અને સદાસર્વદા ધાસ્તીમાં રખડનાર યુવરાજ પોતાની વય કરતાં થોડા મોટા દેખાય તો તેમાં અજાયબી પામવા જેવું કાંઇ છેજ નહીં."

"આપનું કહેવું યોગ્ય છે. હું ઇચ્છું છું કે પરમાત્મા તેમના રક્ષણ માટે સદૈવ તેમના પડખે રહે!"

વનવાસીને મેં હજી સુધી જોયાજ નથી. તું કહે છે તે ઉપરથી મને લાગે છે કે ઉભયના પવિત્ર ઉદ્દેશ સરખાજ હોવા જોઇએ. તેઓ સમાન ઉદ્દેશના હોઇ એકજ સ્વતંત્રતાના સમુદ્રને જઇ મળનાર રણુનદ છે છતાં પણુ આ તો મારી કેવળ કલ્પનાનો ખેલ છે—અનુમાન છે. તે ખરૂં છે કે કેમ, તેની જગદીશ્વરને ખબર ! આપણે તેમને ઓળખ્યા હોય તો પણુ તે વિષે એક અક્ષર પણુ મુખમાંથી બહાર કાઢવો તે ઠીક નહીં. તેમની પાછળ, તેમની ઇચ્છા વિરૂદ્ધ આપણે તેમનું નામ જગજાહેર કરવું, એ વિશ્વાસઘાત કરવા જેવું છે.”

## પ્રકરણુ ૩૩ મું.

મહા મહેનતે મામા તરફથી થોડી ઘણી મદદ મળવાથી ઉત્સાહિત થએલો અજયસિંહ વનવાસીના દૂતની મદદથી ગિરીપાત સમીપ જઇ પહોંચ્યો. ત્યાં તેની ઇચ્છા ફલિભૂત ન થઇ અને તેથી તે નિરાશ થઇ ગયો. ત્યાં રહેતા એક વૃદ્ધ તરફથી વનવાસી પોતાના પરિવાર સાથે બારવાટના જંગલમાં સુખરૂપ પહોંચી ગયાના સમાચાર મળતાંજ વીરદર્શન ન થવાથી નિરાશ બનેલો અજય મજલ દર મજલ કરતો બારવાટના જંગલમાં જઇ પહોંચ્યો. ત્યાં જતાં દૂતે પોતાનું રણુશિંગું વગાડયું કે તે અરણ્યમાં ચારે તરફથી એક પછી એક એમ સેંકડો હુંકાર થવા માંડયા. તેનો અવાજ આખા વનપ્રદેશને ગજાવીને શાંત થાય એટલામાં તો એ જંગલના એક નાનકડા કિલ્લાના કાંગરાં ઉપર એક શૂરવીર પુરૂષ પ્રકટ થયો. દૂતે તરતજ થોડાં ડગલાં આગળ વધી પ્રકટ થયેલા પુરૂષને ઉદ્દેશીને કહ્યું:—

“દૂર્ગાધિપતિ ! તમે મને ઓળખી લીધો હશે. સેનાપતિના

હુકમ પ્રમાણે અપાસરના ઠાકોર ચાંપાજીના ભત્રિજા અજયસિંહને લઇને હું આવ્યો છું."

કિલ્લેદારે તે વાત સાંભળી રહ્યા પછી ફરીથી રણશિંગું વગાડયું. તેનો આનંદજનક અવાજ વાયુની લહરીના વાહન ઉપર બેસીને ચારે દિશામાં ફરી વળ્યો. તરતજ કિલ્લાનો દરવાજો ઉઘાડવામાં આવ્યો. તે સમયે એક બીજોજ વીર પુરૂષને અજયસિંહના સ્વાગત માટે બહાર આવ્યો. અજયે તે પુરૂષને તરતજ સામંત કેસરીસિંહ તરીકે ઓળખી લીધો. બન્ને જણા સ્નેહથી ભેટયા. તે વખતે પોતાના અનુયાયીઓને બતાવતાં અજયે કહ્યું-" કેસરીસિંહજી આ નાનકડી સેના સાથે હું વનવાસીના કાર્યમાં સામેલ થવા આવ્યો છું. જો કોઈ ઘરભેદુએ મને દગો ન દીધો હોત તો હું આના કરતાં ચારગણી સેના લાવી શક્યો હોત તો પણ આ મુઠ્ઠીભર જણાતા યોદ્ધાઓ તેમની સારી સેવા બજાવી શકશે એવી મને આશા છે-વિશ્વાસ છે."

"સરદાર, આપના સ્વાગત માટે ખુદ વનવાસીએ પોતેજ હાજર થવું જોઇતું હતું, પરંતુ તેમની ગેરહાજરીને લીધે એ કાર્યનો બાર મારે માથે આવી પડયો છે. હું પણ આપના જેવોજ અભાગી છું. હજી સુધી મારી મુલાકાત, પણ તે મહાભાગ સાથે થઇ શકી નથી. મેં પણ તમારી માફકજ શસ્ત્ર ધારણ કર્યા છે. તેમાં આપણા ઉદ્દેશો પણ એકજ છે. અજયસિંહજી! હવે આપણી હાડમારીના દિવસો પૂરા થવા આવ્યા હોય, એમ મને લાગે છે."

" પણ વનવાસી ક્યાં છે?"

"રેવાધીશની મદદ માગવા માટે તેઓ ગયા છે."

તે પછી અજયસિંહે પોતાના અનુયાયીઓને કિલ્લેદારને સ્વાધીન કરી બન્ને સામંતો કિલ્લામાંના પશ્ચિમાભિમુખ દિવાનખા-

નામાં ગયા. ત્યાંથી જંગલનો મનોહર દેખાવ નજરે પડતો હતો. સૂર્યબિંબ દેખાતું નહોતું પરંતુ તેનાં રક્તરંગી કિરણોનો અખંડ પ્રવાહ લીલીછમ વૃક્ષરાજી ઉપર પડેલો જણાતો હતો. દક્ષિણ અને ઉત્તર ક્ષિતિજોના સંગમ આગળ આકાશ કરતાં પણ ગર્દ નીલિમા ધારણ કરનાર પર્વતાવલીનાં શિખરો ત્યાંથી દૃષ્ટિએ પડતાં હતાં. તે બંને દિશાએ દેખાનાર દેવાલય જેવા શૃંગોપર બેસીને વારંવાર આસપાસ જોનાર એકાદ ભક્તને જાણે વિશ્વકર્માએ નિર્માણ કરેલ કુદરતની સૌંદર્યમય અદ્ભુત રચનાનું અર્ચન કરવા માટેજ બારવાટનું પ્રચણ્ડ ઉદ્યાન નિર્માણ કર્યું હોય, એવું લાગતું હતું. તે સ્થળે વીર અજયને તદ્દન જુદીજ જાતની કલ્પના થઇ આવી. તે કલ્પનાનું કેસરીસિંહ સમક્ષ વર્ણન કરતાં તેણે કહ્યું:-"કેશરીસિંહ ! આ પર્વત શ્રેણીનાં શિખરો તો જુઓ. મને તો લાગે છે કે આ બારવાટના જંગલનું રક્ષણ કરવા માટે ખાસ ઇશ્વરેજ એ પર્વતશ્રેણીનો મજબૂત દુર્ગ રચી તે ઉપર શિખરોના બુરૂજ તો બાંધ્યા નહિ હોય ને ? અહાહા ! આ અભેદ્ય દુર્ગની પાછળ રહેલ ગુર્જરભૂમિ પરતંત્ર થાય, એ કલ્પનાજ અત્યારની શોભાનું આવલોકન કરનારને અશક્ય અને અસંભવિત લાગે છે."

"અને તેથીજ મર્હુમ મહારાણા જયશિખરી તથા તેમના પૂર્વજોનો બારવાટ ઉપર અનહદ પ્રેમ હતો. અજય! આ બારવાટ સ્વર્ગસ્થ મહારાણાજીનું અતિ પ્રિય સ્થળ છે. આ જંગલની પ્રત્યેક રેણું એમના સ્પર્શથી પુનિત અને પવિત્ર થયેલ છે. હાય, હાય, એજ જયશિખરી મહારાણાના વ્હાલા ગુજરાત દેશ ઉપર દાસત્વ સ્વીકારવાનો પ્રસંગ આવ્યો ને ?"

"હું અત્યારેજ મર્હુમ મહારાણા શ્રી જયશિખરીના પગના સોગંદ લઇને પ્રતિજ્ઞા કરૂં છું કે, જ્યાંસુધી ગુર્જરભૂમિ ઉપર દુશ્મનનું એક

પણ મસ્તક જીવતું જણાશે ત્યાં સુધી મ્યાનમાંથી બહાર નિકળેલી મારી રણચંડિકા સ્વરૂપ તરવાર પાછી મ્યાનમાં નહિ જાય!"

"શૂરવીર! અજય! મારા અંતઃકરણનું નિર્મળ પ્રતિબિંબ તું છે. તિરૂમલે મને મારેલા ઠોંસાથી મારો ગાલ હજી પણ ઝણઝણે છે. તેનો કાળો ડાગ પડયો છે તે ડાગ દુશ્મનના રક્તની વહેતી નદીમાંજ જયારે હું ધોઈશ ત્યારેજ મને શાંતિ અને સંતોષ થશે. અજય, મહારાણાજીના મરણ પછી ગુજરાતમાં અરાજકતા થઇ. તિરૂમલરાયની લાધવી—ભાષામાં હું ફસી પડયો અને નિર્નાયક બનેલ ગુજરાત ઉપર ભુવડની સત્તા કબુલ કરવા માટે હું તૈયાર થયો પરંતુ જેમ જેમ તેની સત્તા ગુજરાત ઉપર જામવા લાગી તેમ તેમ તેનું ભયંકર સ્વરૂપ પ્રકટ થવા લાગ્યું: એક દિવસ તિરૂમલરાયે દરબારમાં એવી સુચના રજુ કરી કે, ગુજરાતના મુખ્ય મુખ્ય ગઢ—કોટ અને નાકાબંદી થાણાં સામ્રાજ્યસત્તાને સ્વાધીન કરવાં. તે ઉપરથી મારી આંખો ઉઘડી અને મને એજ વખતે દુઃસ્વપ્ન—અશુભ જણાવા લાગ્યું. એથી મેં એ સુચનાનો સખત રીતે નિષેધ કર્યો. તે ઉપરથી અમારા પાદરક્ષકોની ધૂળ બરાબર પણ તમારી યોગ્યતા નથી!" એમ કહીને ઉન્મત્ત તિરૂમલે ભરદરબારમાં મારા ગાલ ઉપર ઠોંસો માર્યો. તે દિવસથી મેં દરબારમાં જવાનું છોડી દીધું અને મારૂં કાળું મુખ ગુજરાતના એક ખુણામાં છુપાવ્યું. અજય, તે ઠોંસાની આગ અત્યારે પણ મ્હારા સર્વાંગને બાળી રહી છે; પરંતુ એ વેરની વસુલાત અત્યાર સુધી મારાથી કરી શકાઇ નહોતી. એટલામાં વનવાસીએ પોકારેલી વીરવ્રતની ગર્જના મ્હારા કાને અથડાઇ. મારા અપમાનનો બદલો, ગુજરાતના પ્રતિશોધનું કાર્ય મને હાક મારીને બોલાવવા લાગ્યું. તે સાંભળી હું દોડતો આવ્યો અને તારી માફકજ અત્યારે વનવાસીની

વાટ જોતો બેઠો છું."

અજયસિંહની એ પ્રતિજ્ઞા સાંભળીને કેસરીસિંહનું હૃદય હર્ષથી ઉભરાઇ જવા લાગ્યું. તેણે સ્નેહભર્યા હૃદયે અજયનો હાથ પોતાના હાથમાં લઇ દાબ્યા પછી ત્હેની પીઠ ઉપર થાપ મારીને કહ્યું: "આપની સાથે કેટલા લડવૈયા છે? આપનું કુલ સૈન્યબળ કેટલું છે?"

"આપણા માત્ર પાંચસોજ લડવૈયા છે."

"વીરકેસરી! પંચાસર જેવી અભેદ્ય જગ્યા સર કરવા માટે એટલું સૈન્ય ઘણુંજ ઓછું ગણાય. આપણે તો ધીરેથી, ધીરજથી, કૃત સંકલ્પથી, કૌશલ્યથી અને આપણું સૈન્ય વિના કારણ ઘટી ન જાય તેવી રીતેજ વર્તવું જોઇએ છે. આવા કાર્યમાં ઉચ્છૃંખલપણું બિલકુલ કામનું નથી. મને તો લાગે છે કે શરૂઆતમાં ગમે તો ન્હાના ન્હાના પણ આપણને એક બે વિજયો મળે તો પંચાસર પહોંચતા સુધીમાં આપણી સૈન્ય-ગંગા વર્ષાઋતુની નદી પ્રમાણે વિશાળ થતી જાય અને એ સૈન્યરૂપ સમુદ્રનાં પ્રચંડ મોજાંઓથી પંચાસર તો શું ભુવડની રાજધાનીને પણ ધૂળમાં મેળવી શકાશે. ઉન્મત્તપણે પંચાસરની ઉપર ચઢાઇ કરવી, તેમાં પરાજયજ નહીં પણ મૃત્યુને પોતાને હાથેજ આમંત્રણ દઇ બોલાવવા જેવું છે!"

## પ્રકરણ ૩૪ મું.

"વીર અજયસિંહ! તારૂં કથન વ્યાજબી છે–સત્ય છે. મારા અંતઃકરણમાં અપમાનનો અગ્નિ એક અરણ્યમાં લાગેલા દાવાનળની જેમ એક સરખી રીતે ભડભડ બળી રહ્યો છે અને એને લીધે મારા-

માંથી સારાસર કે શુભાશુભ વિચારોનું પ્રાબલ્ય ઘટી ગયું છે—નષ્ટ થયું છે. એ કારણથી હું વખતો વખત દુરાગ્રહને તાબે થઇ જાઉં છું. આજના તારા કથન ઉપરથી હવે હું વરસોના વરસો સુધી વેરની વસુલાતની વાટ જોતો રહીશ. મને રાજના વિલાસ કે વૈભવોની પરવાહ નથી અને સરદારીની મને દરકાર નથી. મારા હૃદયમાં સળગતો અપમાનનો દાવાનળ ત્યારેજ બુઝાશે—શાંત થશે—કે જ્યારે હું તિરૂમલના રક્તમાં મારા અંગેઅંગ રંગીશ. આટલું કાર્ય ન થાય ત્યાં સુધી તે શમી શકશે નહિ છતાં આ વિચારથી તરતમાં વેરની વસુલાત કરવા કરતાં તેને માટે અનુકુળ સમયની હું વાટ જોઇશ."

"ખરેખર, ગુજરાતીઓને દુશ્મને બહુજ ખરાબ પાઠ શીખવ્યો છે. સામંત તમારી જેમ કેટલાનાએ અપમાન થયા હશે, કેટલાએ નિરપરાધી મનુષ્યોના રક્ત—ફક્ત વહેમને વશ થઇ—તેમણે વહેવરાવ્યા હશે અને કેટલીએ કામિનીઓના કોમળ કલેજાં શત્રુએ ભેદ્યાં હશે. સામંત ! હવે થોડાજ સમયમાં મહાન્ રણયજ્ઞનો દાવાગ્નિ સળગશે અને તેમાં લોહીની મહાન્ નદીઓ વહેશે. ભીષણદેવી ! તારા ઉગ્ર સ્વરૂપની કેવળ કલ્પના માત્રથી તારા કટ્ટા ઉપાસકોના શરીર થરથર ધ્રુજી ઉઠશે."

"પોતાની મેળેજ ઉઘડેલાં સ્વર્ગના દ્વારમાં ન પેસતાં કોણ પાછો ફરશે ? આ સ્વર્ગીય સોપાનના પગથીઆં હું એકદમ કેટલાએ ચઢી જાઉં, એમ મને થયું છે. હું ગુર્જરદેવીના પવિત્ર સિંહાસન ઉપરથી ભુવડને નીચે ખેંચું છું, એવો મને ભાસ થાય છે."

"રાજ્ય જાય તો ભલે પણ જાય ભુવડ પોતાની ગરદન તમારા હાથમાં કદાપિ આવવા દેશે નહિ."

"ભુવડ નહીં તો નહીં પણ તેને બદલે તિરૂમલ અને ઉડુભંગજ બસ છે. આજકાલ તે બન્ને ભુવડના મુખ સ્વરૂપ છે. અહાહા !

અજય, દુઃશાસનની છાતી જેમ ભીમસેને ચીરી નાખી તેમ હું પણ તિરૂમલની છાતી ચીરતો હોઉની ! તેવો મને ભાસ થાય છે. અજય, તે દુષ્ટના રક્તથી હું મારા ગાલપરનો દાગ ધોઇ નાખીશ. વેરની વસુલાત કર્યા વિના મને કોઇકાળે સદ્ગતિ પ્રાપ્ત થશે નહિ."

ઉપર પ્રમાણે બોલી રહેતાંજ—આ સમયે—કેશરીસિંહની મુખમુદ્રા નિર્દય અને ઉગ્ર થઇ ગઇ હતી. રાક્ષસી—ક્રૂરતાથી તેનો ચહેરો ચળકતો હતો. તેના મુખમંડળ ઉપર ક્રૂર વિચારો અને રાક્ષસી ભાવનાઓના જવાલામુખીને ભડભડ બળતો જોઇ અજયસિંહ જરા ચમક્યો દેશભક્તનું હૃદય હમેશાં દયામય અને અનહદ ઉદાર હોવું જોઇએ, એમ તે સમજતો હતો—એવી તેની કલ્પના હતી પરંતુ કેસરીસિંહની મનોભાવનાઓ મનુષ્યજાતિને ઉન્નતિમાર્ગ તરફ નહિ પણ અવનતિના માર્ગ તરફ લઇ જનારી છે, એમ અમને લાગ્યું. કેશરીસિંહ મનુષ્ય રૂપે અવતરેલ ક્રૂરતાનો સાક્ષાત્—અવતાર—મૂર્તિમાન્ પ્રતિમા હોય—તેમ તેને લાગ્યા વિના રહ્યું નહિ. તેને ઉપદેશના બે શબ્દો કહેવાનું અજયના હોઠ ઉપર આવ્યું હતું પણ તેટલામાં તો કિલ્લેદાર આનંદથી હસતો હસતો ત્યાં આવી પહોંચ્યો અને મુજરો કરતો બોલ્યો—

"સામંતો ! બીજા જુવાન સો શુરવીર યોદ્ધાઓની મદદ આવી પહોંચી છે."

"તેઓના અધ્યક્ષનું નામ શું ? તે ક્યાં છે ? કેસરીસિંહજી ! દેશના પવિત્ર કાર્યમાં સહાયક થનાર દરેક મનુષ્ય આપણો સગો ભાઇજ છે."

"તેનું નામ વનવિહારી છે. ગિરિપાતમાંથી આની સહાયતાથીજ વનવાસીનો છુટકારો થયો. આ બાબતમાં જ્યારે અમે ચિંતાતુર થઇ બેઠા હતા ત્યારે અમારી સામે એક કબુતર આવી ઉતર્યું.

તેના ગળામાં એક ચિઠી હતી. તેમાંની ઇશારતથી હું આ વાત જાણી શક્યો. "

" દુર્ગાધિપતિ ! જે કામ કરવા માટે વનવાસીએ મારી મદદ માગી હતી અને ખરી રીતે જોતાં જે કામ કરવાનો મારો અધિકાર હતો તે કામ લાચારીએ, દુર્બલતાએ મારાથી કરી શકાયું નહિ, તેને માટે મને સાહસિક વનવિહારીની અદેખાઇ આવવા લાગી છે છતાં તે ઉદારનું સ્વાગત કરવું–સન્માન કરવું–અભિનંદન આપવું એ મારૂં કર્તવ્ય છે ! ચાલો, મને તેના દર્શનનો લાભ લેવા ઘો. એક પ્રિયબંધુની જેમ હું તેને મળીશ. "

" અજયસિંહજી ! તે સ્વભાવે બહુજ સંકુચિત છે–શરમાળ છે, તમારી મુલાકાત લેવાને તેનું હૃદય સાહસ કરી શકતું નથી. આ બાબત કદાચિત તેના કોમળ આયુષ્યના પરિણામ રૂપ હશે. આવતી કાલે સહવારે આપની મુલાકાત લેવાનું તેને કબુલ કર્યું છે.

" તેની ઉમર કેટલી છે ? "

" બહુ તો સોળ સત્તર વરસ ! "

" મારા કરતા ચાર પાંચ વરસ નાની છે છતાં તેણે કેટલું બધું મહાન્ કાર્ય કર્યું છે ! દુર્ગાધિપતિ ! આજે મારા હૃદય પ્રદેશમાં રમણ કરનારી મનોવૃત્તિઓનું આજથી પાંચ વરસ પહેલાં મારામાં નામ નિશાન પણ નહોતું, જો કે તે સાહસિક શૂરવીરના દર્શનનો લાભ લેવાની મને તીવ્ર અભિલાષા થઇ આવી છે છતાં તેની ઇચ્છાને મારે માન આપવુંજ જોઇએ. "

કેસરીસિંહ, કિલ્લેદાર અને અજયસિંહ ઉપર પ્રમાણે વાતચિત કરે છે ત્યાં તો જંગલમાંથી–ઘણે દૂરથી–ધ્વનિત થતો તરવારોનો ધ્વનિ અસ્પષ્ટ રૂપે તેમના સાંભળવામાં આવ્યો. ત્રણે જણ

એક પળને માટે ચુપ થયા. થોડીવારમાં રણશિંગાનો ગર્જના કરતો અવાજ સાંભળી કિલ્લેદારે એકદમ આનંદમાં આવી જઇ બુમ પાડતાં ગંભીર સ્વરે કહ્યું—

"આ સરદારના રણશિંગાનો અવાજ છે. આ વનવાસીના અહીં આવવાની સૂચના છે. હવે હું જાઉં છું. મારે મારા સેનાપતિની સામે જવું જોઇએ."

કિલ્લેદારની વાત સાંભળી અજય અને કેસરી એકદમ ઉભા થઇ ગયા. તેઓ કિલ્લેદારની પાછળ પાછળ ચાલ્યા અને કિલ્લામાંથી બહાર આવ્યા ત્યાં તો બારવાટનું જંગલ મંગલમય થએલું તેમને દેખાયું. સર્વ જંગલમાં ચંદ્રનો પ્રકાશ ફેલાએલો હતો છતાં મશાલો સળગાવવામાં આવી. વનવાસીને સન્માન આપવા તેની સામે જવાની તમામ તૈયારીઓ જોત જોતામાં થઇ ગઇ. અજયસિંહે પ્રેમ, આનંદ અને ઉત્સુકતાથી ઉજવલ થએલા તમામ મનુષ્યો મુખ તરફ જોયું. તેમાં તેને એક ઠેકાણે ઉભેલો નાની ઉમરનો સુંદર યુવક દેખાયો. તેની મુખમુદ્રા ઉપરની પ્રભા—તેજ—જોતાંજ અજયે તેને વનવિહારી તરીકે એકદમ ઓળખી લીધો. તેની પાસે જઇ તેને અભિનંદન આપવાની તેને ઇચ્છા થઇ આવી—પણ તેની ઓળખાણ વનવાસી પોતેજ પોતાને કરાવી દેશે, એટલા માટે—તેણે પોતાની ઇચ્છા મનમાંને મનમાંજ દબાવી દીધી. એકત્ર થએલું મંડળ પંથે પડયું. અત્યંત ઉત્સુકતા અને ઉત્કંઠાથી સામે જોતાં એક ટુકડી સામેથી ચાલી આવતી જોવામાં આવી. "ગુજરાતનો જય જયકાર થાઓ! વનવાસીનો વિજય થાઓ!" એવી પ્રચંડ ગર્જનાથી બારવાટનું જંગલ ગર્જવા લાગ્યું. કેસરીસિંહની પાછળ પાછળ અજય આગળ વધ્યો. બન્ને ટુકડીઓ મળી. વનવાસીની સાથે કેસરીસિંહે અજયસિંહની

ઓળખાણુ કરાવી. વનવાસીએ અજયનો હાથ પોતાના હાથમાં લેતાં પ્રેમથી ગદ્દગદ્દ થઈ ગએલા અવાજે કહ્યું:—

"શૂરવીર અજયસિંહ! આવી રીતે મદદ મળવા પછી ઠાકોર ચાંપાજીને ફરી અપાસરામાં લાવવામાં કેટલી વાર લાગશે? કાંઇજ નહિ! ગુજરાતને દુશ્મનોના પાપી-પિશાચી-જુલ્મી પંજામાંથી આપણે છોડાવવીજ જોઇએ." આટલું કહી એકાએક અચકી જઇ ગંભીરપણે તે બોલવા લાગ્યો—"નહીં તો ગુજરાતના પગમાંની ગુલામગિરીની બેડીઓ વધારે ને વધારે દ્રઢ કરવામાં કારણભુત થઇશું!"

"સરદાર! મારી મદદ નજીવી છે. ખરી રીતે જોતાં પિતાજીનું અને કાકીનું તમામ સૈન્ય લઇનેજ મારે આવવું જોઇતુ હતું પણ લાચાર કે-કમનસીબે તેવો અવસર આવી શક્યો નહિ!" અજયે નમ્ર થઇ કહ્યું.

વનવાસીને વનવિહારીની મુલાકાત થઇ. આ વખતે વનવિહારીનું હૃદય એક અબળાની જેમ ધડકતું હતું. તેના સુંદર પણ નમ્ર મુખમંડળ ઉપર મધુર લાલી ચઢેલી હતી. તેનું ચિત્ત ગભરાઇ ગયું હોય તેમ તેને થઇ ગયું હતું. તેની મુખમુદ્રા ઉપર ભયનું ચિહ્ન પણ જણાતું નહોતું. તે વૃત્તિઓ અતૃપ્ત આકાંક્ષા-ચિત્તની ઉદાત્તમય મનોવૃત્તિઓને તૃપ્તિના અને વૈભવના વિશાળ સુખશૈલ ઉપર ચઢાવનાર અખંડ અને અનિરૂદ્ધ ધીરજની તથા આનંદાતિશયની હતી. વનવાસી તેને એક મહાન સૂત્રધાર જેવો જણાતો હતો. ગુજરાત દેશમાંના મહાન્ મહાત્માના સદ્દગુણોને મુકાબલે પોતામાં અસંખ્ય અંશે ઓછાશ છે, એ ભાવનાથી તેનું ચિત્ત ચળવિચળ થઇ ગયું હતું. તેમાં કાતરતા કે ભયભીત વૃત્તિનો અંશ પણ નહોતો. ઓળખાણ થયા પછી વનવાસીએ તેને કહ્યું—

"વીરયુવક! ગિરીપાતની પાસે તેં જે શૂરવીરપણું ગજાવ્યું તેનાથી અનંતગણી શૂરવીરતા ગજાવી અમૂલ્ય એવા કૃતજ્ઞતાના અલંકારથી તું સુશોભિત થઇશ. એવો મારો તને અંતરનો આશીર્વાદ છે."

ખુલ્લા દિલના અને પરમ પ્રેમના ઉદ્દગાર સાંભળતાંજ વનવિહારીની સંકુચિત્ત વૃત્તિઓ કોણ જાણે ક્યાંએ ઉડી ગઇ. જ્યાં સુધી તેણે વનવાસીને નજરે જોયો નહોતો ત્યાં સુધી તેને લાગતું હતું કે વનવાસી કોણ જાણે કેવોએ હશે—તે કોઇ પ્રચંડ પુરૂષ હશે—તેની મુખમુદ્રા ક્રૂર, ભાષણ ગંભીર અને જોઇએ તેટલુંજ, એવા એવા અનેક તર્કવિતર્ક તેને થયા હતા. પરંતુ તે વનવાસીની મધુર સ્મિતથી ચમકતી સાક્ષાત્ પ્રતિમા જોતાંજ તેનું હૃદય ખુલ્લું થઇ ગયું. તેના મુખમાંથી પોતા પ્રત્યે નિકળેલા અપૂર્વ ઉદ્દગારો સાંભળતાંજ તેની વાચા છુટી થઇ. તે વિનયથી વનવાસી પ્રત્યે કહેવા લાગ્યો—

"સરદાર! અફસોસ અને દુઃખની વાત છે કે—મારો જન્મ થતાં વેંતજ મારૂં ઘર નષ્ટ થઇ ગયું. મારા પિતાજી મને છોડીને અન્ય અવનિમાં ચાલી ગયા. પરંતુ તમો પણ મને સ્નેહથી સન્માન સમર્પણ કરો, એવા ઉચ્ચકુળમાં મારો જન્મ થયો છે. મારી માતુશ્રી હજી પણ જીવે છે. હું તેને એકનો એકજ પુત્ર હોવાથી તેણે મને એક આશ્રમમાં છુપાવી રાખ્યો હતો. તપસ્વીના ધર્મની વિરૂદ્ધ એવા ક્ષત્રિયના ધર્મે મારા હૃદયમાં સંચાર કર્યો અને તેણે મને શાંતપણે ત્યાંને ત્યાંજ બેસવા દીધો નહિ. પરિણામ એ આવ્યું કે હું મારી માતાના ન જાણતાં તમારી પાસે દોડી આવ્યો છું. ગુજરાતમાં નામના મળે તેવું કાર્ય જ્યાં સુધી મારે હાથે નહિ થાય ત્યાં સુધી હું મારી માતાને મુખ દેખાડી શકું તેમ નથી. માટે હે મહાનુભાવ! મારા કુળ—શીલ સંબંધમાં મને કાંઇ પણ પુછશો અથવા તો તે બાબતમાં

કાંઇ પણ ચોકસીએ કરશો નહિ. આપે મારી બાબતમાં ફક્ત એટલુંજ જાણવું બસ થશે કે-મારૂં નામ વનવિહારી છે. હું ઇચ્છું છું કે- ઉપર પ્રમાણેની મારી વાત ધ્યાનમાં રાખી તમે મને તમારી પાસે રહેવા દેશો."

"ઠીક છે. તારી વાત હું કબુલ કરૂં છું. તેં જણાવેલી બાબતમાં મારો તને કાંઇ પણ આગ્રહ નથી. થોડાજ વખતમાં તારા પ્રતાપ-પ્રભાવની નામનાજ તને પ્રકટ કરશે."

આ પ્રમાણે વનવિહારીનું સમાધાન કરી અજય અને કેસરીની અન્ય સરદારો સાથે ઓળખાણ કરાવી દેતાં વનવાસી બોલ્યો—

"બંધુઓ! આ બન્ને મહાવીરો મર્હુમ મહારાણા જયશિખરીના રાષ્ટ્રીય-ધ્વજના સંરક્ષક છે, ગુજરાતમાં સ્વતંત્રતાની ધ્વજા ફરકાવવા આ શૂરવીરો પોતાના બસો લડવૈયાઓ સાથે આવ્યા છે. પેલો જુઓ, ગુજરાતનો પવિત્ર રાષ્ટ્રીય-ધ્વજ! આ રેવાકાંઠાના સામંત છે. એમના ત્રણસે શૂરવીર યોદ્ધાઓ અને તમારા જેવા સરદારોની સબળ સહાયતાથી આ ગુજરાતનો મંગલમય ધ્વજ આખા ગુજરાતમાં ફરકવા લાગશે અથવા તો ગુજરાતના રક્તમાં સદાસર્વદાને માટે સમાધિ ગ્રહણ કરશે."

## પ્રકરણ ૩૫ મું.

"નહીં-સરદાર નહીં! તેમ થવા પહેલાં સર્વે દક્ષિણી અને ગુજરાતી વીરો એકજ મરણની ચિતા ઉપર સૂઇ જાય, એ બહુજ ઉત્તમોત્તમ છે. ક્ષત્રિય વિધ્વંસ ભગવાન પરશુરામ! અમારા અને દુશ્મનોના લોહીથી, નર્મદા, તાપી અને સાબરમતી આદિક નદીઓમાં રક્તની જબરદસ્ત રેલ આવે અને તેથી પશ્ચિમનો સાગર લાલચોળ

થએલો મને જોવાદ્યો ! હે દેવ ! આપે ક્ષત્રિયોના રક્તથી એકવીસ સરોવરો નવીન નિર્માણ કર્યા તેજ પ્રમાણે અમારા દુશ્મનોના રક્તના એકવીસસો નવીન સરોવરો નિર્માણ કરવાનું મને સામર્થ્ય આપો. મારી આ અભિલાષા પૂર્ણ કરો." વનવાસીની વાત સાંભળી પોતાની તરવારને મ્યાનમાંથી બહાર કાઢી ચારે તરફ ફેરવી ઉતાવળો કેસરીસિંહ બોલ્યો.

ઉપર પ્રમાણેની કેશરીસિંહની રૂદ્રતા ભરેલી આસુરી પ્રાર્થના સાંભળી વનવિહારી તેની તરફ સ્થિર દ્રષ્ટિથી જુએ છે, એવું વનવાસીને લાગ્યું. કેશરીસિંહને સમજાવતાં વનવાસીએ કહ્યું–

"કેસરી ! કાપાલિકો અને શાકતોને પણ ભય ઉપજાવે તેવી દયાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના ન કરો. પરમેશ્વર જો આપણી ઉપર વિજયનો વરસાદ વરસાવે તો આપણે દયા અને નીતિનું રક્ષણ કરવું જ જોઇએ. જગત્ પ્રેમનુંજ છે અને પ્રેમનો–વાત્સલ્યનો–જ આ વિશ્વવિસ્તાર છે."

"પણ દયા બતાવવાની કોના પ્રત્યે ? પગલે પગલે અમારૂં અપમાન કરનારા ઉપર દયા ? વનવાસી ! તમે આ શું કહો છો ? અમે માલેક છતાં પણ અમને જ ગુલામ કે ચોર માનનારા જુલ્મીઓ ઉપર દયા ? શું એ બનવાજોગ છે ? સરદાર ! તમારૂં હૃદય મહાન્ છે–ઉદાર છે અને ધીમું પણ છે. મારા ઉપર જેવો ઘા થયો છે, તેવો તમારા ઉપર થએલ નથી." કેસરીએ કહ્યું.

આ વખતે વનવાસીનો ચહેરો જરા ફીકકો થયો અને તે ગર્જના કરતો બોલ્યો—

# પ્રકરણ ૩૬ મું.

"કેસરી—કેસરી ! મારા ઉપર જે ઘા થયો છે તે ઘા ભયંકર હોવા સાથેજ હૃદયભેદક પણ છે ! " વનવાસી બોલ્યો.

"સરદાર સત્ય છે. સૂર્યાજીએ દેવીવિમલનો રાક્ષસી રીતે વધ કરીને તમને જબરદસ્ત જખમ કરેલ છે, પણ તેને સ્વર્ગમાં મોકલી વેરની વસુલાતનું મલમ તમે લગાડેલું હોવાથી તમારો તે ઘા ભરાઇ આવ્યો છે !."

"કેસરી ! સૂર્યાજી જેવા હજારોને યમસદને પહોંચાડવાથી મારો ઘા ભરાઇ આવે, એ સર્વથા અશક્ય છે. સૂર્યાજી અથવા તેના ભત્રિજા ભાર્ગવનું ખૂન મેં મારી અર્દ્ધાંગનાના બદલામાં કર્યું નથી. તેઓ રાક્ષસ હતા. અત્યાચાર, અનાચાર અને જીુલમની સાક્ષાત મૂર્તિઓ જેવાજ હતા. તેમનો નાશ કરી મેં પવિત્ર ગુજરાતની ભુમિમાંથી જીુલમ, અત્યાચાર અને અનાચારનો નાશ કરેલ છે. પરંતુ દુનિયામાં સર્વ સ્થળે અને સર્વે સૂર્યાજી જેવા હોતા નથી—પણ ઉદારે હોય છેજ. ગુજરાત માટે તો શું પણ તમામ ભારતવર્ષને માટે તેઓનું હૃદય દુખાય છે. પોતાની જેમજ ગુજરાતે પણ આનંદ અને વૈભવમાં રહેવું જોઇએ, એવી તેઓની ભાવના હોય છે—તેઓ આપણે માટે—આપણી હાલત જોઇને—કચવાય છે અને આપણી ઉપર ઉપાડેલા શસ્ત્રો માટે તેમને શરમ આવે છે."

"હશે, પણ બધાએ કાંઇ એક સરખા હોતા નથી. બીજા કોઇ હશે કે નહિ, તે હું જાણતો નથી પણ ઉડુભંગ અને તિરૂમલ તો તેવા છેજ નહિ! તો પછી તમે તેમની ગણતરી પણ ઉદાર ચરિત પુરૂષોમાં શા માટે કરો છો ?"

"એકના જુલમે અને બીજાના અનાચારે ગુજરાતની ઉપર હજારો વાર કર્યા છે. તેમની દયાની ઢાલ હું મારી સામે લેવા માગતો નથી. કેસરી! હું તેમને તમારી મરજી ઉપરજ છોડી દઉં છું. તેમનું તમે તમારી મરજી મુજબ ગમે તે કરજો."

"અને હું પણ તેમની સામે જરાએ પાછી પાની કરીશ નહિ—તેમને મારીશ અથવા તો હું મરી જઇશ."

આ પ્રમાણે વાતચિત કરતું મંડળ બારવાટના કિલ્લા તરફ ચાલવા લાગ્યું. વચમાંજ એક ચાર પાંચ વરસનું બાળક વનવાસીની પાસે આવ્યું. તેણે વનવાસીનો પગ પોતાના કોમળ હાથ વડે પકડી લીધો. તે બાળકની મુગ્ધ પ્રેમલીલા જોઇ તમામને અજાયબી ઉત્પન્ન થઇ. તે બાળકને પોતાના પગે બાઝેલો જોતાંજ વનવાસીનું હૃદય ભરાઇ આવ્યું. તેની આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. એકદમ તે બાળકને ઉચકી લઇ તેનું ચુંબન લેતાં વનવાસીએ પોતાના મંડળને ઉદ્દેશીને કહ્યું—

"કેસરીસિંહ! આ બાળકનો અનિર્વચનીય અને અલૌકિક પ્રેમ જુઓ! એજ આપણું સંતાન—બાળક અને એજ આપણો પરિવાર! ગુજરાત એજ આપણું કુટુંબ! હવે એજ મારો વંશ છે. સામંતરાજ રેવાપતિ! આવા પ્રેમમય ગુજરાતના હાલ હવાલ થએલા અને તે ગુલામગિરીમાં સબડતી પડી છે એ કોનાથી જોઇ શકાય તેમ છે?"

થોડીજવારમાં તે બાળક બોલી ઉઠયો કેઃ—"મને લડાઇમાં લઇ જશો ને?"

તે બાળકને તેના બાઇના હાથમાં પાછો આપતાં—તેને શાબાસી આપતાં ફરી વનવાસી બોલ્યો—

"હા. ખુશીથી તને લડાઇમાં લઇ જઇશ. પણ મારા વ્હાલા બાલુડા! જા, તું તારી તરવાર લઇને આવ!"

આ વખતે તે બાળકને અત્યંત આનંદ થયો. તે પોતાના ભાઇના હાથમાંથી કુદકો મારી 'તલવાલ' એવા બોલ બોલતો પોતાની માતા તરફ ચાલ્યો ગયો.

તે મંડળમાંના તમામ મનુષ્યોનો વનવાસી ઉપર અનહદ અને અકૃત્રિમ પ્રેમ હતો. પ્રેમથીજ પ્રેમ મળે છે, એ જરાએ ખોટું નથી. સૂર્યદેવના પ્રકાશથી સમસ્ત સંસાર પ્રકાશમય થઇ જાય છે, તેજ પ્રમાણે વનવાસીનો સર્વ પરિવાર પ્રેમમયજ બની ગયો હતો.

વનવાસીએ ત્યારબાદ પોતાના સૈનિકોને રજા આપી અને અજય તથા તેના જેવા બીજા વીર પુરૂષો સમક્ષ પાવાગઢ ઉપર હલ્લો કરવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો.

તે સાંભળી સર્વને આનંદ થયો. કેસરીસિંહના આનંદનો તો પાર પણ ન રહ્યો. આનંદાતિશયથી તે નૃત્ય કરવા લાગ્યો. આખી રાત તેને ઉંઘ પણ આવી નહિ. યુદ્ધનાંજ તેને સ્વપ્નાં આવ્યાં કરતાં હતાં અને તે સ્વપ્નમાં તિરૂમલ તથા ઉડુભંગની સાથે દ્વંદ્વયુદ્ધ કરીને ચિરકાલીન અપમાનનો તે બદલો લેતો હતો. તે ઠરાવેલા સમયની પહેલાં ઉઠયો અને પોતાનો વીર પોષાક સજીને તૈયાર થયો. અજયને થોડુંક મોડુ થયું પણ તે તેનાથી સહન થયું નહીં તેથી અજયના સર્વાંગને હચમચાવી તેણે જગાડયો. સર્વથી પહેલાં કેસરીસિંહનું રણશિંગુ ફુંકાયું. તે પછી અજયનું રણશિંગ વાગ્યું. કેસરીસિંહ પાવાગઢ ઉપર ચઢાઇ લઇ જવા એટલો બધો અધીરો બની ગયો હતો કે, એકાદો કામી પુરૂષ પોતાની પ્રણયિનીને મળવા પણ એના જેટલો અધીરો ક્વચિતજ થાય.

સેનાનાયક વનવાસી હજી જણાયો નહોતો તેથી તે ઘણું મોડું કરે છે, એવું કેસરીસિંહને લાગ્યું. તેણે શોધક દૃષ્ટિએ વનવાસીના

નિવાસસ્થાન તરફ કેટલીએ વખત જોયું, કેટલીક વખત તો તેના પાદ-યુગલ વનવાસીને બોલાવવા જવા માટે તેને ખેંચવા લાગ્યા. છેવટે તે એટલો બધો અધીરો થઇ ગયો કે વનવાસીના નિવાસસ્થાન તરફ જવા માટે તૈયાર થયો. એટલામાં સૈનિકના મુખમાંથી 'વનવાસીનો વિજય થાઓ!' એવો ધ્વની નીકળ્યો. કેસરીસિંહ સહજ ગુસ્સે થઇ ગયો હતો તોપણ તેના મુખમાંથી પણ તે વખતે અંતઃ સ્ફુર્તિથીજ તે ધ્વનીનો અનુવાદ કરતા શબ્દો નીકળી ગયા. લોકમાન્ય વનવાસી પોતાના દેશભક્ત સૈન્યમાં દાખલ થયો રેવાપતીએ ગુજરાતનો રાષ્ટ્રીય ધ્વજ તેની આગળ નમાવી સમગ્ર રાષ્ટ્રનો મુજરો તેને અર્પણ કર્યો. વનવાસી તે વખતે એકદમ આગળ આવ્યો અને ધ્વજને અભિવંદન કરીને બોલ્યો. "રેવાધીશ રાષ્ટ્રીય–ધ્વજ મને વંદન કરે તે સારૂં નહિ. આ ધ્વજ નથી પણ ગુજરાતની રાજસત્તા છે. એ રાજસત્તાના આશ્રય નીચેજ આપણે ઝુંઝવાનું છે. એવો પણ સમય આવશે કે અત્યારે ગુપ્ત રહેલા આપણા યુવરાજના કાને જે વખતે આપણા આ પ્રયત્નની વાત જશે તે વખતે તેમનામાંનું મહારાણા જયશિખરનું તેજ પ્રખર બનશે અને તે પોતાની પ્રજાના રક્ષણ માટે એકદમ દોડી આવશે. આ ધ્વજનો મુજરો સ્વીકારવાનો અધિકાર જો કોઇને પણ હોય તો તે ફક્ત યુવરાજનેજ છે; અન્યને નહિ! આપણું કામ તો મર્યાદા પુરૂષોત્તમ શ્રી રામચંદ્રજીના બંધુ ભરતના જેવો છે. તેથી જેમ શ્રી રામચંદ્રજીની પાદુકાને સાક્ષાત્ રામરૂપ સમજીને ભરત તેને મુજરો કરતા હતા તેજ પ્રમાણે આ ધ્વજને મહારાણા જયશિખરીના વંશજ સમજીને પ્રત્યેક ગુર્જર વીરે તેનો મુજરો કરવો જોઇએ."

તે પછી સર્વ જણે ધ્વજને અભિવંદન કર્યું. ત્યાર બાદ સૈન્યને કુચ કરવાનો હુકમ થયો. તેજ ક્ષણે માતૃભુમિના ઉદ્ધાર માટે સાવસો

વીર પુરૂષો કૂચ કરવા લાગ્યા. એ સાતસો યોદ્ધાઓના પદાઘાતથી આખી બારવાટની ભૂમિ ગાજવા લાગી. અજય આદિક વીર સરદારો પોતપોતાની ટુકડીઓના મોખરે ચાલતા હતા. સઘળાઓમાં તે વખતે એકજ જાતનો ઉત્સાહ, એકજ જાતની વીરશ્રી સ્ફુરિત થયેલ હતી. સર્વેનું એકજ ધ્યેય અને સર્વેનું એકજ પૂજ્ય પરમપવિત્ર કર્તવ્ય હતું અને તે કર્તવ્ય માટે સાતસો રણવીરો ભક્તિયુક્ત અંતઃકરણથી નીકળ્યા હતા. એકનિષ્ઠપણે પરમાત્માની ભક્તિ કરવાથી તે પણ તેમનો એકનિષ્ઠ બન્યો હતો. તેજ બળ અને ઐશ્વર્ય તેમના અંગે અંગમાં ખેલી રહ્યુ હતું. તે દૈવીશક્તિની આડે આવવાનું સામર્થ્ય સમગ્ર જગત્‌માંની કોઇપણ શક્તિમાં નહોતું.

માતૃભૂમિના ઉદ્ધાર માટે દક્ષણીઓના હાથમાંથી ગુર્જરભૂમિને મુક્ત કરાવવાની ઉન્નત અભિલાષાથી ઉછળતા હૃદયવાળું સૈન્ય કુચપર કુચ કરતું બીજે દિવસે સાયંકાળના સમયે પાવાગઢની સામેના જંગલમાં આવી પહોંચ્યું. સામટા આઠ પહોર સુધી ત્વરિતગતિએ કૂચ કરેલી હોવાથી તેમને વિશ્રાંતિ લેવાનો હુકમ સેનાનાયક તરફથી આપવામાં આવ્યો.

પાવાગઢના બુરૂજો ઉપર સ્થળે સ્થળે દૂર દૂરનાં થાણાંને સુરક્ષિતપણાની ઇશારત આપવા માટે મોટા મોટા ભડકા કરવામાં આવ્યા હતા. તેથી દુર્ગની ઉપર પુષ્કળ પ્રકાશ પડતો હતો. તે પ્રકાશમાં પહેરો ભરતા દુશ્મનના પહેરેગીરો પણ નીચ ચારે તરફ પથરાયલા ગુર્જર સૈન્યની નજરે પડતા હતા.

“ કેવા દિવાના લોકો છે ? પોતાના પગની નીચેનું અંધારૂં પણ તે જોઇ શકતા નથી. ” અજયે તે તરફ જોઇ હસતાં હસતાં કહ્યું.

“ અજય, એ ભડકાજ આપણા શત્રુની પડતી બતાવે છે. એજ

અગ્નિની સ્થાપના પાવાગઢની વેદી ઉપર આજ પ્રમાણે આપણે કરવાની છે. એ અગ્નિની જ્વાળા આપણા માટે મંગળશકુન સૂચક છે."

પાસેજ બેઠેલા વનવિહારીએ વનવાસીને તે વખતે કહ્યું:—"મહા-ભાગ–ગુજરાતના મહાન્ સેનાપતિ ! આ જ્વાળાઓ મને આજે કીર્તિ અને માનનો પંથ સુપ્રકાશિત કરી બતાવશે. આ જ્વાળાની સહાય-તાથીજ હું કીર્તિદેવીના મંદિરમાં પ્રવેશ કરીશ."

"ભાઇ, તને જે યોગ્ય લાગે તે કર ! આ દુર્ગ તટ ઉપર પગ મુક-વાનું પહેલું માન તુંજ લે. મારા હાથમાં જે જે માનમરતબો આપ-વાની છુટ છે તે હું તને અર્પણ કરીશ. ચાંપાજીની બેડીઓ તોડવાનું પહેલું માન તું લે. વનવિહારી, તારા એ પરાક્રમથી ગુજરાત ઉચ્ચ કંઠે તારી પ્રશંસા કર્યા વિના રહેશે નહિ. ભાઇ ! ગુજરાતની બેડીઓ તોડવા માટે ઘણનો પહેલો ઘા તારા હાથેજ થવા દે. તેથી ગુજરાત તારૂં અભિવંદન કરશે. શૌર્ય ગર્જવી ગુજરાતનો 'દેશવીર' બની તું ધન્યવાદ લે." વનવાસીએ વનવિહારીને આશીર્વાદ આપ્યા.

ચંદ્ર અસ્ત થવા પછી અર્ધી ઘડી પછી હલ્લો લઇ જવાનું સર્વ સરદારોને કહેવડાવવામાં આવ્યું હતું. કેસરીસિંહ ચંદ્રાસ્તની વાટ જોતો અધીરા હૃદયે વિશ્રાંતિ લેતો પડયો હતો. યુદ્ધ વખતે પડનારા શ્રમ માટે સઘળા સૈનિકો આગળથી વિશ્રાંતિ લેતા હતા અને બધાને ઓઢીવત્ની નિદ્રા આવી ગઇ હતી. પોતાની કાળી કામળી લઇને વનવાસી પણ એક પ્રચંડ વૃક્ષના આશ્રય નીચે સુઇ ગયો. પણ વન-વિહારી ક્યાં છે ? તેને ઉંઘ આવી કે નહિ ?

વનવિહારીને ઉંઘ આવી નહિ. તેનાં નેત્રો ચંદ્રપ્રકાશમાં સ્પષ્ટ જણાતા પાવાગઢના તટનું અવલોકન કરવામાં રોકાયાં હતાં અને મન સાહસી કલ્પનાઓ રચતું હતું કે:—"આ દુર્ગમ અને દ્રઢ તટવાળો કિલ્લો

તાબે કરવા માટે સૈન્યને ઘણોજ શ્રમ વેઠવો પડશે અને અનેક અમૂલ્ય જીવનના ભોગ આપવા પડશે. તેથી કિલ્લાની ઓછી તૈયારીવાળી અને સુગમ બાજુ શોધી કાઢવી જોઇએ. જો એવી બાજુ અને ઠાકોર ચાંપાજીનું કેદખાનું શોધી શકાય તો નકામે સ્થળે વપરાનાર સામર્થ્ય એકત્ર કરીને યોગ્ય કેન્દ્ર ઉપર વાપરી શકાય અને તેથી અલ્પ પ્રયાસ અને અલ્પ કિંમતમાં કાર્ય સિદ્ધિ થઈ શકે."

મનમાં એવા વિચાર આવ્યા કે તુરતજ વનવિહારી એકદમ ઉઠીને બેઠો થયો. તેણે પોતાના શરીર ઉપરની કામળી ફેંકી દીધી અને સ્વગત બબડયો:—"સર્વના પહેલાં વનવિહારી એ કિલ્લા ઉપર ચઢશે! અહાહા! દેશ કાર્યના સોપાનનું પ્રથમ પગથીયું આજ વનવિહારી ચઢશે! કીર્તિના ઉચ્ચતમ ધન્યવાદના શિખર ઉપર વિરાજમાન થવા માટે પાવાગઢનો ઘાટ આજે હું ચડી જઇશ! ગુજરાતની સ્વતંત્રતાના મહાકાવ્યનો પ્રથમ સર્ગ હું મારી તરવારરૂપી લેખિનીથી આજ રાત્રે લખીશ! વનવાસી—મારા દેશના પ્રાણુ એો વનવાસી! વનનો વિહારી આજે તમને વિજયનો માર્ગદર્શક થશે."

તેનો એ વિચાર પૂરો થયો નહીં હોય તેટલામાં સ્વાતંત્ર્ય સમરમાં કુદકો મારવા માટે ઉતાવળો થયેલો, દેશપ્રેમથી ઉભરાતા હૃદયવાળો વનવિહારી ઉભો થયો. કમર કસકસાવીને બાંધી તથા તેમાં કટાર અને જમૈયો ગોઠવી. જમીન ઉપર નાખી દીધેલી કાળી કામળી શરીર ઉપર વીંટાળી લીધી અને સ્થિર દ્રષ્ટિએ તેણે દુર્ગતટ તરફ જોયું.

તે અંધકારમય દુર્ગમતટ ઉપર ચંદ્ર પ્રકાશની અધોગામી જ્યોતિ પડતી હોવાથી તે તટ આગળ ધવલ બનેલા દુર્ગમાં મૂળનો કૃષ્ણુરંગ ચમકતો હોવાથી તે અત્યંત ભયાનક દેખાતો હતો. કિલ્લાની

નીચેજ પથરાઇ રહેલી છાયા પણ કાળી—ઘોર કાળી—કાજળ સરખી કાળી હતી. એ કાળી છાયામાં કાળી કામળીમાં વીંટાએલો વનવિહારી દબાતો—છુપાતો—લપાતો પોચા પગલાં માંડતો તટ તરફ ચાલ્યો જતો હતો. કાળી છાયા અને વનવિહારીનું ન કળી શકાય એવું એકી કરણ થયું હતું કે થોડાજ સમયમાં પહેરા ભરતા સંત્રી આગળ તે આવી પહોંચ્યો ત્યાંસુધી તેને ખબર પણ ન પડી! તેને તે પૂરો કરી પોતાનો માર્ગ સાફ કરતો બેધડકપણે આગળ વધ્યો.

તટ પ્રદેશની આસપાસ પ્રદક્ષિણા કરતો વનવિહારી કિલ્લાની દક્ષિણ દિશાએ ગયો અને તેજ બાજુ તટ વીંધીને જવા માટે સગવડભરી તથા નિર્ભયપણાની છે, એવું તેને લાગ્યું. ચતુરંગ પ્રમાણે તટ ઉપર કુદકો મારી તે મોરચા ઉપર ચઢી ગયો. તે સ્થળે ચંદ્ર પ્રકાશ પથરાઇ રહેલો હોવાથી ક્ષણુપર પણ થોભી શકાય તેવું નહોતું તેથી તેણે અંદરની બાજુએ ભુસ્કો માર્યો. એ બાજુ તટની અંદર પાંચ છ હાથના અંતર ઉપર એક બીજો છાતી પુર તટ કરેલો હતો. યુદ્ધના સમયે સૈનિકો આશ્રય લે તે સારૂ તથા રણુસાહિત્ય જલદી હાથમાં આવી શકે તેવી રીતે મુકવાની વ્યવસ્થા માટે તે તૈયાર કરવામાં આવ્યો હતો. બન્ને તટના વચલા ભાગમાં અંધારૂંજ હતું અને ત્યાં પહેરેગીરો પહેરા ભરતા હતા. વનવિહારીથી વચમાં નીકળી અંદરના તટ ઉપરથી છલાંગ મારીને કિલ્લામાં પ્રવેશ કરી શકાય તેવું ન હોવાથી ચોકીપર થઇનેજ કિલ્લામાં પ્રવેશ કરવા વિના છુટકો નહોતો. તેથી તેમ કરવાનોજ તેણે નિશ્ચય કર્યો. એટલામાં સામેથી આવતા પહેરેગીરના પગલાંનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. તેથી તે લગારે ડગમગ્યો નહિ કે ભય પણ પામ્યો નહિ. અંદરના તટની દિવાલમાં ખાસ રણુસામગ્રીના સંચય માટે તૈયાર કરવામાં આવેલી એક

કમાનમાં તે ઘુસ્યો. ત્યાં બાણોના અને ભાલાના ભારાઓની શય્યા બનાવીને સુતો. પહેરેગીરનો પદરવ ધીમેધીમે વધારેને વધારે નજીક આવવા લાગ્યો. છેવટે તે એટલો બધો પાસે આવ્યો કે તેનો સહજ શ્વાસોશ્વાસ પણ વનવિહારી સાંભળી શકવા લાગ્યો. જો પોતાનો શ્વાસોશ્વાસ એ વખતે પહેરેગીરના સાંભળવામાં આવશે તો પોતે ફસાઇ જશે, એ વિચારથી તેણે શ્વાસનો પણ નિરોધ કર્યો, છતાં પણ પહેરેગીર તો તેની સામેજ આવીને ઉભો રહ્યો અને પોતાના ખભા ઉપરની તરવારનો આઘાત તે તટ ઉપર કરીને ફરવા લાગ્યો. તે વખતે વનવિહારી તલ-પાપડ થઇ રહ્યો. તેના મનમાં થયું કે શું આને તે બીજે ફરવાની ક્યાંએ જગ્યાજ નથી ? તેટલામાં પહેરેગીરે ગાયન લલકાર્યું અને તે ગાયનનો તાલ તટ ઉપર તરવારના પ્રહારથી તે લેવા લાગ્યો. વનવિહારીએ શ્વાસનો નિરોધ કરેલો હોવાથી હવે તેનો જીવ ગભરાવા લાગ્યો અને અત્યાર સુધી વેઠેલા કષ્ટ ઉપર પાણી ફેરવવવા તથા ઘાત કરાવવા માટેજ કેમ હોય નહિ, તેમ ગળામાં ઉધરસ આવવાની ચળવળ શરૂ થઇ. ઉધરસ ખાઇ પોતાનો ઘાત કરાવ્યા કરતાં બેસાવધ ફરતા પહેરેગીરનેજ તટ ઉપરથી નીચે શા માટે ન ફેંકી દેવો ? એવો વિચાર કરીને તે ઉઠયો પણ પહેરેગીર પોતાને જોઇ ગયો છે એમ માની એકદમ કમરબંધમાંથી કટાર ખેંચી અને કમાનની અંદરજ સાવધાન થઇને ઉભો રહ્યો. ફરીથી અહીં કોઇ આવે તો તેને પૂરોજ કરી નાંખવો, એવો એ વખતે તેણે નિશ્ચય કર્યો, પણ પહેરેગીરના પ્રશ્નનો પ્રત્યુત્તર તો દક્ષિણ દિશા તરફથી આવ્યો. ફરીથી પૂછ્યું અને ફરીથી પણ તેને એજ શબ્દ ઉત્તર રૂપે સંભળાયો. તે શબ્દોચ્ચાર સાથેજ પહેરેગીરે 'ઠીક છે!' એવો જવાબ આપ્યો.

વનવિહારી સ્વસ્થ થઇને હથિયારોના ભારા ઉપર બેસતો હતો

તેટલામાં તેજ પહેરેગીર આગંતુક મનુષ્ય સાથે છુટથી પણ સભ્ય-તાઇ અને આદરપૂર્વક બોલતો તેના સાંભળવામાં આવ્યો. તેમની વાતચિતમાં બિલકુલ મહત્વનો ભાગ નહોતો. કંઇ રસ હોય તો તે અમલબાજીનોજ હતો. તેમની અમલબાજીનાં ઉપકરણો વનવિહારી, જ્યાં છુપાઇને બેઠો હતો ત્યાંજ તૈયાર હતાં. પણ તેના સારા ભાગ્યે, પહેરેગીરને ફરીથી અમલ પાણી કરવાની ઇચ્છા થઇ નહિ. એટલુંજ નહિ પણ તેમનો એ પ્રલાપ પણ જલદીથી પૂરો થયો અને બન્ને જણુ જુદી જુદી દિશાએ ચાલતા થયા.

વનવિહારી હવે ઉભો થયો. કિલ્લામાં નિર્ભયપણે પ્રવેશ કરવા-માં હવે કોઇ પણ જાતની હરકત નથી, એમ સમજીને તે બેધાશક ચોકીમાં પેઠો. ચોકીમા ચાર–પાંચ નિદ્રિત સિપાઇઓ શિવાય બીજું કોઇ જાગતું હતુંજ નહિ. અંદરની બાજુએ એટલે કિલ્લામાં માત્ર સિંહદ્વાર પાસેજ હસવું–તોફાન ચાલી રહેલું તેના સાંભળવામાં આવ્યું. અંદર ખુલ્લા મેદાનમાં બિછાનું પાથરીને તેના ઉપર બેઠા બેઠા પહેરે-ગીરોના અમલદારો પણ અમન ચમન કરતા ગપ્પાં ઝુડતા હતા. એમાંથી કંઇ પોતાના મતલબની વાત કે માહિતી મળી આવશે, એવું વનવિહારીને લાગ્યું. તેથી કામળીને બરાબર શરીર ઉપર વીંટાળી ચોકીની દિવાલ પાસેજ લપાતો લપાતો તે અમલદારોના ટોળાની એકદમ નજીક ગયો. પરંતુ ત્યાં પણ કંઇ લાભદાયક ભેદ મળી શક્યો નહિ તોપણ તેને એકદમ નિરાશા મળી નહિ. ઠાકોર ચાંપાજી અને તેમની પત્નીને એકજ સ્થળે પરંતુ અત્યંત કઠોર અને ફરજીઆત પહેરામાં રાખવામાં આવ્યાં છે, તેટલી વાત તેને ત્યાંથી મળી શકી. અમલદારોનાં એ ગપ્પાં કેવળ વિષયનાંજ અને બીભત્સપણાનાં હતાં. તેમાં એક બે વખત ઉદ્ભભંગ અને ઇચ્છાવતીના નામનો ઉલ્લેખ થયો અને તેના ઉપર

બધા હસ્યા પણ ખરા. હવે અહિંજ નકામો વખત ગુમાવવો, એ ઠીક નહિ એમ ધારી વનવિહારી આવ્યો હતો તે રીતે લપાતો-છુપાતો આગળ વધ્યો. પોતાના શરીર ઉપરનો કામળનો ચોરને યોગ્ય પોશાક ફેંકી દઇ તે ખુલ્લી રીતે કિલ્લામાં ફરવા લાગ્યો. ત્યાંનું સૈન્ય, સેનાનું નિવાસસ્થાન, આયુધ-સામગ્રી અને ખાસ કરીને કિલ્લાના અંદરના તટની મજબુતી અને બળહીનતા જોતો, નિહાળતો-ટહેલતો તે ઠાકોરના કેદખાના પાસે આવ્યો. ત્યાં અંદરના દૂર્ગમાં પ્રવેશ કરી ઠાકોરને મળવાનો સાહસી વિચાર પણ તેના મનમાં આવ્યો; પણ પોતે જે કામગિરી લીધી હતી તેનો વિચાર થતાં તે સાહસ કરવાનો વિચાર તેણે એકદમ માંડી વાળ્યો. એ કિલ્લાનું, ત્યાંના બળનું અને પુષ્કળ પહેરગીરોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરીને તે તે કિલ્લાના પાછલા તટ ઉપર ચઢયો. પણ ત્યાં જઇને ઉભો રહે એટલામાંજ એક પહેરેગીરે પોતાની તીક્ષ્ણ તરવારનો અગ્રભાગ તેની છાતી સામે ધરીને પૂછ્યું કે "નિશાની?"

## પ્રકરણ ૩૭ મું.

"વિમલ!" બેપરવાહીથી વનવિહારીએ એકદમ ઉત્તર આપ્યો:

"વાહ, તોપણ તારા આ ચોટ્ટાપણાથી મને સંતોષ થયો નથી અને જ્યાં સુધી મને સંતોષ થાય નહિ ત્યાં સુધી હું તને અહિંથી જવા દેનાર નથી."

"અરે બાપુ, આશકોના માર્ગ હમેશાં આડા અવળાજ હોય છે એ તને ખબર નથી કે? પેલી તરફના બુરજ ઉપર રાખેલી ગુજ-

રાતણુ પાસે જઇને મારે એક સંદેશો પહોંચાડવાનો છે. તું નકામો મારો કિંમતી વખત લઇશ નહિ."

" તું કયા સરદારનો સંદેશો લઈ જાય છે? એ મને કહે તો ખરો. " પહેરેગીરે ફરી તેને દમમાંજ પૂછયું.

ચોકી પાસે વાર્તાલાપ કરી રહેલા ટોળામાંના એક રંગીલા અને વરિષ્ઠ દરજ્જાના અમલદારનું નામ તેના સાંભળવામાં આવ્યું હતું તેનું નામજ અહિં બેધડક કહીને વનવિહારીએ કહ્યું–" તું નકામો મને શા માટે ખોટી કરે છે બાપુ ? અહિં તારો દમ સાંભળવાનો અને ત્યાં સરદાર સાહેબનો ! તેમના મુખમાંથી શબ્દ નીકળતાંજ કામ થયું તો ઠીક નહિ તો પ્રાણ જવાનો સમય આવીને ઉભો રહે ! બળ્યું આ દાસત્વ ! આ ગુલામગીરી ખરેખર નરકની ખાણજ છે, એવું કહીએ તોપણ કંઇ ખોટું નથી."

અમલદારનું નામ સાંભળતાંજ પહેરેગીર ડરી ગયો અને વનવિહારીને–એ અપૂર્વ કામવાળા દૂતને–રસ્તો આપ્યો. ત્યાંથી વનવિહારી થોડે દૂર ગયો. તે વખતે સિપાઇએ વિનોદથી કહ્યું: " પણ જોજે હો, સરદારના પાત્ર ઉપર તું એકલોજ મઝા મારતો નહિ ! સંભાળજે. "

" સરદારના પાત્રમાં મોજ મારવાની નથી, આપણે પણ એક સ્વતંત્ર પંખેરૂં રાખ્યું છે. ભાઇ, મારૂં એ પંખેરૂં એટલું બધું તો સુંદર છે કે સરદારનું તેની આગળ ખાંડ ખાય છે ખાંડ ! તે હું તને દેખાડીશ હો ! "

આ વાતથી લલચાઇ પહેરેગીરે તેને અટકાવતાં કહ્યું " અરે ભાઇ, જરા ઉભો તો રહે ! "

વનવિહારીની ઇચ્છા ન હોવા છતાં પણ તેને થોભવું પડયું. તે ઉભો રહ્યો અને પાસે આવતાં પહેરેગીરને પૂછ્યું: "કેમ વળી શું બાકી રહી ગયું ? "

" પણ કંઇ નહિ, જા. તારા કામની વચ્ચે આવવા હું ઇચ્છતો નથી. જતી વખતે માત્ર અહિં થઇને જજે." પહેરેગીરે કહ્યું.

" અને આવતી વખતે તમારા માટે થોડીશી બુટ્ટી પણ તૈયાર કરીનેજ લેતો આવીશ હું !"

" મારો બાપલો! તું તો ઘણોજ હોશીયાર લાગે છે ને શું ! હું પણ તને એજ વાત કહેવાનો હતો. જા, પરમેશ્વર તારૂં કામ ફત્તેહ કરશે !"

ત્યાંથી નિકળી વનવિહારી નિર્ભયપણે કિલ્લામાં પોતાની મરજી મુજબ વિચરવા લાગ્યો.



## પ્રકરણ ૩૮ મું.



" કોણ છે એ ?"

" એક પ્રમાણિક ગુજરાતી !"

" અત્યારે ક્યાંથી ?"

" કાંઇ ખાસ કારણસર બહાર ગયો હતો તે કાર્ય પૂર્ણ થતાં વાર લાગી અને મોડું થયું."

" તમારૂં નામ ?"

" પ્રથમ તમે જણાવો કે તમે કોણ ? અને તમારૂં નામ શું ?"

" હું ગુજરાતનો દાસ !"

" પણ નામ શું ?"

" વનવાસી. તમારૂં ?

" વનવિહારી ! હું તમારો સેવક !"

છાવણીમાંથી પાવાગઢના કિલ્લામાં જોઈતી ખબર કાઢવા માટે વનવિહારી ગયો હતો એ વાત અમારા વાંચકોની જાણમાં હશેજ. તે પોતાનું ધારેલું કાર્ય યુક્તિ-પ્રયુક્તિ, સાવચેતીથી સાધીને પાછો પોતાની છાવણીમાં લગભગ અર્ધી રાત્રિએ આવી પહોંચ્યો. તે વખતે વનવાસી પાવાગઢમાં વિજય કેવી રીતે પ્રાપ્ત કરવો, તેના વિચારોમાં પોતાની છાવણીમાં રોન ફરતો હતો. તેને પાવાગઢના કિલ્લામાંથી પાછા આવતા વનવિહારીને જોયો અને તે કોણ છે, તેની ચોકસી કરી. બન્ને મળ્યા અને તેમની વાતચિતનો પ્રવાહ આગળ વધ્યો.

અત્રે અમારે જણાવવું જોઇએ કે-વનવિહારી કિલ્લામાં ગયો છે, એ વાત વનવાસીના જાણવામાં નહોતી. તેથી તેણે તેને પૂછ્યું-

" વનવિહારી ! તું જાગે છે શા માટે ? એક નિશાચરની જેમ આવા કવખતે તું ક્યાં ભમે છે ? બીજાઓની જેમ તું કેમ આરામ નથી લેતા ? "

" આવતી કાલ આપણે જે વિજય પ્રાપ્ત કરવાનો છે તેની ખાત્રી કરી લેવા માટે હું કિલ્લામાં ગયો હતો અને હમણાંજ ત્યાંથી પાછો ચાલ્યો આવું છું. "

" આ તું શું કહે છે ? શું તું એકલોજ ત્યાં ગયો હતો અને એકલોજ પાછો આવ્યો ? સાહસિક યુવક ! આવી રીતે જબરદસ્ત સાહસ કરવામાં તારો શો ઉદ્દેશ હતો ? "

" ઘણીજ થોડી મહેનતે કિલ્લો આપણે કબજે થાય, જોખમ ઓછું ખેડાય એટલા માટે કઈ બાજુએથી કિલ્લાપર હુમલો કરવો, ઠાકોર ચાંપાજીને કયે ઠેકાણે કેદ રાખવામાં આવ્યા છે, કઈ બાજુએથી હલ્લો કરવામાં આવે તો વિજય પામી શકાય, એવા એવા અનેક વિચારો મારા મનમાં ઉત્પન્ન થયા અને તેના ખુલાસા મેળવવા માટે

હું કિલ્લામાં ગયો હતો. આ કાંઇ સાહસ નથી પણ સાવચેતી છે. એ તો તમે પણ કબુલ કરશો." આ વખતે વનવિહારીએ એક અપૂર્વ કામ કર્યું હતું તેથી એનું હૃદય પ્રફુલ્લિત થયું હતું અને આત્મવિશ્વાસ તેમજ શૂરવીરતાનું તેજ તેના વદન ઉપર વિરાજતું હતું.

"અને ત્યાંની રજે રજ માહિતી મેળવી પાછો સહિસલામત આવ્યો ?"

" વનવાસીના આ સવાલના જવાબમાં વનવિહારી પોતે જે કાંઇ કિલ્લામાં જોયું હતું તેની તમામ હકીકત કહી સંભળાવતો હતો અને વનવાસી તે બહુજ ઉત્સુકતાથી સાંભળતો હતો. કેટલીક હકીકત કહી રહ્યા પછી વચમાંજ વનવિહારી અચકયો તે જોઇ વનવાસીએ આતુરતાથી પૂછયું–

"ભાઇ, તું કેમ અચકયો ? વારૂ, પછી આગળ ?"

"મને લાગે છે કે—આપણે કિલ્લાની દક્ષિણ બાજુના તટ તરફ હલ્લો લઇ જઇ કિલ્લાપર ચઢી જવું. તે તરફથી કિલ્લાપર ચઢી જવાનું સહેલું છે અને તે તરફ પહેરો પણ બહુ સખત નથી. આપણા સૈન્યમાંથી થોડોક ભાગ મુખ્ય દરવાજા ઉપર મોકલવો. તે તરફથી સખત લડાઇ કરવાની જરૂર નથી. આપણી સામેથી એક ભાગ મોકલવો. મતલબ કે આપણા મુખ્ય ભાગની ઉપરજ લડાઇનો તમામ ભાર પડવો જોઇએ અને આમ થવાથી આપણે જે તરફ જવા માગીએ છીએ તે તરફ જોઇએ તેટલી સખતાઇ નહીં રહે. આપણે તે તરફથી સખત ધસારો કરીશું અને ધારેલું કાર્યસિદ્ધિ કરી લઇશું."

આ શિવાય વનવિહારીએ વનવાસીને બીજી પણ કેટલી વાતો કહી કે જેથી વનવાસીએ તેની સલાહ માન્ય કરી અને બોલ્યો:—

"બંધુ! તારા દરેકે દરેક શબ્દ ઉપર જો હું વિશ્વાસ ન રાખું

તો તારી દેશભક્તિને ઓછાશ લાવવા જેવું થશે. મારો વિચાર અહીં-થીજ હુમલો લઇ જવાનો હતો. પણ તારી હકીકત ઉપરથી હું મારો વિચાર ફેરવું છું. શાબાસ! વનવિહારી! તને ધન્યવાદ છે. આપણી દુર્ભાગી ગુજરાતની પરમાત્માને જરૂર દયા આવી છે, એમાં જરા પણ શંકા નથી અને તેની કૃપાથીજ ખચિત આપણને વિજય મળ-શેજ! પરમેશ્વર અને સ્નેહમયી ગુર્જરીદેવી આપણને જોઇતું સામર્થ્ય આપશે."

એટલું કહી વનવાસી ઉઠીને ઉભો થયો અને જુદી જુદી જ-ગ્યાએ વિશ્રાંતિ લેતા પોતાના યોદ્ધાઓને જાગૃત કર્યા.

ચંદ્રદેવ અસ્ત પામ્યા અને તમામ પૃથ્વી ઉપર અંધકારની ગાઢ છાયા છવાઇ ગઇ. તે ગાઢ અંધકારમાં વનવાસીનું સર્વ સૈન્ય શસ્ત્રાસ્ત્રથી સુસજ્જિત થયું. તમામ તૈયારી થઇ ગયા પછી વનવા-સીએ પોતાના વીરોને ઉદ્દેશીને કહ્યું—

"શૂરવીર યોદ્ધાઓ! આપણે ઠરાવેલો પહેલો કાર્યક્રમ ફેરવાયો છે અને નવો દાવ ખેલવાનું નક્કી કર્યું છે."

ત્યારબાદ પોતાના સૈનિકોની પોતાની યોજના જાહેર કરી કહ્યું—

અજય અને વનવિહારી, તમારી નિમણુક પશ્ચિમના બુરજ તરફ કરવામાં આવે છે. વીર રેવાકાંઠાના સામંત! ગુજરાતની પરમ પવિત્ર પતાકાનું આગમન મુખ્ય દરવાજેથીજ થવું જોઇએ. તે કામ તમને અને દક્ષિણદિશા તરફનું કાર્ય કેસરીને સોંપવામાં આવે છે."

યોજના ઘડાઇ ગઇ. વિચાર નક્કી થઇ ચૂક્યો. એક ઘડીની અંદર વનવાસીના શૂરવીર યોદ્ધાઓ પોતપોતાના કામની ઉપર હા-જર થઇ ગયા. કેસરીસિંહ તો ફૂલ્યો સમાતો નહોતો. તે એક રણશૂર જેવોજ બની ગયો હતો.

પાવાગઢના કિલ્લાની દક્ષિણ દિશા તરફ વીર કેસરીસિંહની સમશેર વીજળીની જેમ ચમકી ! કેટલીક ઝપાઝપી અને કોશીશ થયા પછી કેસરીસિંહ અને વનવાસીના ચારસો લડવૈયાઓ તટની ઉપર ચઢી કિલ્લામાં કૂદી પડયા.

ગુર્જરવીરોની નાની સેના કિલ્લામાંના એક પહેરેગીરે જોઇ. દગો–દગો ! એવી જોર જોરથી બુમો તેણે પાડી અને તે બુમો સાંભળી કિલ્લામાંના કેટલાક સૈનિકો તૈયાર થઇ ગુર્જરવીરોની સામે આવીને ઉભા રહ્યા.

ગુર્જરસેનાની આગળ વનવાસી હતો. તેને દુશ્મનના એક સૈનિકે પૂછ્યું કે, " દગાખોર! તું છે કોણ ? "

" ગુર્જરાતનો એક પરાક્રમી પુરૂષ અને તારો શત્રુ! "

આટલું કહી વનવાસીએ તેને ત્યાંને ત્યાંજ પૂરો કરી નાખ્યો. પોતાના માણસની આવી સ્થિતિ થએલી જોઇ બીજા સૈનિકો વનવાસી સાથે લડવા લાગ્યા. કિલ્લાના ખુણા ખોચરામાં દગો–દગો ! એવા શબ્દો ગર્જના કરવા લાગ્યા. કેસરીસિંહ વનવાસીને મદદ કરવા માટે દોડી આવ્યો અને તેની પાછળ પાછળ ગુજરાતી વીરો પણ આવ્યા અને તરવારોનો ખખડાટ ચાલુ થયો.

વનવાસી અને કેસરીસિંહ બન્ને આગળ વધવા લાગ્યા ત્યાંજ દુશ્મનના સૈનિકો મશાલો લઇ જુદે જુદે સ્થળેથી ત્યાં આવવા લાગ્યા. તેમની મશાલોનો જેટલો ઉપયોગ તેમને પોતાને થયો તેના કરતાં ગુજરાતીઓને તેનો ઉપયોગ વધારે થયો. તેઓએ સખત હલ્લો દુશ્મનો ઉપર કર્યો અને તેમને કાપવા લાગ્યા. ગુજરાતી સેનાના અગ્રભાગે વનવાસી અને કેસરીસિંહની સમશેરો ચમકતી હતી. બન્નેની તરવારો રક્તના ફુવારા ઉડાડતી એક ચક્રની જેમ ચારે તરફ વળતી–દુશ્મનોનો

ધાણુ કાઢતી હતી. પોતાના આગેવાનો—નાયકો—ની અલૌકિક શૂરવીરતા જોતાંજ ગુર્જરવીરોના શરીરમાં અત્યંત શૂરવીરતાનો સંચાર થયો. તેઓ ભગવાન્ શ્રી એકલિંગજીનો જય ! એવો ગગનભેદક ધ્વનિનો હુંકાર કરતા દુશ્મનોની ઉપર તુટી પડયા.

## પ્રકરણ ૩૯ મું.

થોડાજ વખતમાં વનવાસી અંદરના ગઢની પાસે જઇ પહોંચ્યો. એટલે તેના ઉત્સાહમાં વધારો થયો અને તરવાર ફેરવવાની ગતિ દ્રઢતર કરી તેણે ગગન ગજવતી ગંભીર ગર્જના કરી કહ્યું—"મારા વ્હાલા શૂરવીરો ! વિજય વિજય ! ! આપણો વિજય થયો છે. માટે હવે જરાપણ ન થોભતાં જોસથી આગળ ધસો અને ઠાકોર—ચાંપાજીને કેદમાંથી મુક્ત કરો ! "

" ભગવાન એકલિંગજીનો જય ! " એવી રણ ગર્જના કરતો કેસરીસિંહ એ વખતે વિકરાળ વાઘની માફક છલાંગ મારી આગળ ધસ્યો. અંદરના દૂર્ગમાંથી દુશ્મનોનાં ટોળેટોળાં આવી, અષાડ માસની ભરતી સમયે ગાંડા બનેલા મહાસાગરનાં પ્રચણ્ડ મોજાં જેમ કિનારા ઉપર જોશથી અથડાય તેમ કેસરીસિંહની ઉપર અથડાવા લાગ્યા પણ કેશરીસિંહ રણકૌશલ્યમાં નિપુણ હતો. તેની તરવારની ધાર ઉપર મૃત્યુ નૃત્ય કરી રહ્યું હતું—અને કોઇને પણ નહિ ગણતાં—ગણકારતાં તે પોતાનો માર્ગ કાઢતો—કાપતો આગળ ધસતો હતો. તરવાર અખંડ ધ્વનિ કરતી ઘુમવા લાગી. ગુર્જર સેનાએ તેનું પરાક્રમ જોઇ આવેશમાં આવી જઇ પ્રચંડ અને ગગનભેદી ગર્જના કરી.

ઝપાઝપીએ તીવ્રતર સ્વરૂપ ધારણ કર્યું પણ હવે તેજ વખતે આગળ–અને આગળ ઘુસતા જતા કેસરીસિંહને બગલ આપીને દુશ્મને ઘેરી લીધો. દુશ્મનના ટોળામાં કેસરીસિંહ એકલોજ ફસાઇ પડ્યો તેજ વખતે સેંકડો ભાલાઓ અને તરવારો તેના ઉપર ઝઝુમી રહ્યાં.

"વીર ગુજરાતીઓ! તમારા સરદારને છોડાવો રે બચાવો!"

કેસરીસિંહે દુશ્મનો વચ્ચે પોતાનું રક્ષણ કરતાં કરતાં મેઘનાદ કર્યો, તે સાંભળતાંજ ગુર્જરસેના પ્રચણ્ડ મોજાંની માફક આગળ વધી. ખરેખરી ઝપાઝપી હવેજ ચાલવા માંડી. દુશ્મન દૃઢતાથી અને ખરા શૌર્યથી લડવા લાગ્યા. ગુર્જર સેના પણ પોતાના સરદારને મુક્ત કરવા માટે અધીર બનીને ઝુંઝવા લાગી. બન્ને સેનાઓ સામસામી અથડાવા લાગી. તેમની ગર્જનાઓથી આખો કિલ્લો ગાજી ઉઠયો. પરસ્પર ઝુંઝી રહેલ એ મેઘમાળારૂપી સેનાઓમાં કેસરીસિંહ અને વનવાસી વિજળીના પ્રકાશની માફક ચમકવા લાગ્યા.

એ ઝપાઝપી વખતે નવીન સેના લઇને આવેલો ઉડુભંગ કેસરીસિંહની નજરે પડ્યો. ઉભય સૈન્યમાં પુનઃ પ્રચણ્ડ ગડગડાટ થયો. બન્ને સેનાઓની મદગત્ત હાથી પ્રમાણે ટક્કર થઇ. કેસરીસિંહ ઘોર ગર્જના કરતો, પોતાની તરવારનો જવલંત અગ્નિ ફેંકતો ઉડુભંગ ઉપર ધસ્યો. વનવાસી અને સૈન્ય થોડું પાછળ હતું પણ શૌર્યથી બેહોશ બનેલા કેસરીસિંહને પોતાના એકાકીપણાની બિલકુલ પરવાહ નહોતી. તેને તો ઉડુભંગ જોઇતો હતો અને તેનેજ પોતાની સમક્ષ તે જોઇ શક્યો હતો; પરંતુ કટોકટીનો પ્રસંગ ફરીથી ઉપસ્થિત થયો. સૈન્યની તુટાતુટ થઇ ગઇ. બીજી વખતે કેસરીસિંહ દુશ્મનની વચ્ચે ઘેરાઇ ગયો અને જો તે વખતે–યોગ્ય પળે–વનવાસીની તરવાર આગળ આવી નહોત તો કેસરીસિંહ હતો ન હતો થઇ ગયો હોત; પરંતુ વનવાસીની

વિકરાળતા આગળ દુશ્મન સેના ટકી ન શકી! તેથી ઘેરાએલો કેસરીસિંહ નવીન જીવન મેળવવાની સાથે દુશ્મનના પંજામાંથી મુક્ત પણ થઇ શક્યો; તો પણ તે થોભ્યો નહિ. ઉડુભંગ ઉપરના વેરનો અગ્નિ તેના હૃદયમાં એક સરખી રીતે બળતો હતો, તે તેને શાંત રહેવા દે તેમ નહોતું તેથી "નીચ ઉડુભંગ—વેરની વસુલાત!" એમ બુમ પાડતો ફરીથી પોતાના સૈનિકોને મુકી દુશ્મનના ટોળામાં ઘુસી ગયો.

એટલામાં મશાલોના પ્રકાશમાં રેવાધીશના હાથમાં ડોલતો—ડોલતો આવતો ગુજરાતનો રાષ્ટ્રીય—ધ્વજ ત્યાં પ્રકટ થયો. તે જોઇ ગુર્જર વીરોને બમણું સ્ફુરણ ચડયું. ફરીથી "એકલિંગજીનો જય" એવી ભીષણ ગર્જના થઇ. તેથી કિલ્લાના બુરજ ગાજી ઉઠયા અને વનવિહારી તથા અજયની શત્રુઓના રક્તરૂપી ગુલાબમાં ખરડાએલી જય—વિજયની જોડી કિલ્લા આગળ જણાઇ. તે વખતે આખો દુર્ગ અને આખું નભમંડળ ગર્જી ઉઠયું. તે ભયંકર સંગ્રામ જોઇ આકાશમાંના તારકવૃંદો પણ થરથર કમ્પવા લાગ્યા.

---

## પ્રકરણ ૪૦ મું.

---

"મને બચાવો! મારા દરજ્જા તરફ જોઇ મને પ્રાણનું દાન આપો!"

"નરાધમ! શું તને પ્રાણ—દાન જોઇએ છે. નહીં! તે કદાપિ નહીં બને. હવે તું તેની નિરર્થક આશા ન રાખીશ. નીચ! તારા અને મારા દરજ્જામાં અવની અને આકાશ જેટલું અંતર છે અને મારા દરજ્જા માટે તારે મરવુંજ જોઇએ."

કલ્યાણપતિ ભુવડનું પાવાગઢમાંનું સૈન્ય ગુજરાતી વીરોએ ઘેરી લીધું. દુશ્મનના ઘરમાંજ પેસીને ગુજરાતીઓ ધમાચકડી કરવા લાગ્યા. સર્વ તરફથી કિલ્લામાંનું શત્રુસૈન્ય હેરાન થવા લાગ્યું. ભુવડનો સેના- નાયક પોતાના શત્રુની સૈન્ય સંખ્યાનું અનુમાન કરી શક્યો નહિ. આંગળીના વેઢા ઉપર ગણી શકાય તેટલા સૈનિકો તેને હજારો જેવા લાગ્યા. ચારે તરફથી રણગર્જનાનો ગગનભેદક ધ્વનિ સંભળાતો હતો. અને સમશેરો પરસ્પર અથડાતી હતી. શત્રુસૈન્ય આખરે જરા પાછું હઠયું. શત્રુસૈન્યે કિલ્લાની અંદરના ભાગમાં ભરાઇ દરવાજો બંધ કરી દીધો.

ગુજરાતી વીરો આગળ ને આગળ વધવા લાગ્યા. જે ભાગમાં કિલ્લામાંનું સૈન્ય ભરાયું હતું તે ભાગનો દરવાજો થોડી ઘણી કોશીશોને અન્તે ગુર્જરવીરોએ તોડી નાંખ્યો. ગુજરાતીઓને માટે રસ્તો ખુલ્લો થઇ ગયો. "નીચ–દુષ્ટ–ઉડુભંગ !" એવી કર્ણકઠોર છતાં સિંહનાદ જેવી બૂમ પાડતો કેસરી દુશ્મનના સૈન્યમાં ઘુસ્યો. પોતાના આગેવાનને દુશ્મનોના સૈન્યમાં ઘુસી ગએલો જોતાંજ ગુજરાતી સૈન્ય પણ દુશ્મનના સૈન્યની ઉપર તુટી પડયું. દુશ્મનોના હાથમાં એ છેલ્લીજ જગ્યા હોવાથી તેઓ પણ મરણીયા થઇને લડતા હતા. આખરે કેસરીસિંહ તે સૈન્યના નાયક ઉડુભંગની સામે જઇ પહોંચ્યો. તે બંન્નેમાં દ્વંદ્વ- યુદ્ધ થવા લાગ્યું. ઉડુભંગને તેના સૈનિકોની તત્કાળ મદદ આવી મળી. આ સમયે કેસરીસિંહ એકલો થઇ ગયો અને તેણે 'વનવાસી–વન- વાસી' એવી મોટેથી બૂમ પાડી.

તે સાંભળતાંજ વનવાસી પણ દુશ્મનોને કાપતો કાપતો તરતજ કેસરીસિંહને સહાય થવા તેની પાસે જઇ પહોંચ્યો. આ વખતે કેસ- રીસિંહની હાલત સુડીમાં સોપારી જેવી થઇ પડી હતી. તેના મસ્તક

ઉપર દુશ્મનની તરવાર ચમકતી હતી. એક પલકમાં તે તરવારને ઉલટી ગતિ મળી અને તે તલવાર હાથની સાથેજ દૂર જઇ પડી. કેસરીસિંહની સામે લડતા બે દુશ્મનોમાંથી એકને ઉપર પ્રમાણે વનવાસીએ શસ્ત્ર રહિત કરી નાંખ્યો અને બીજાની ગરદન પોતાના ડાબા હાથે ઝાલી તરવારની મૂઠનો સખત પ્રહાર તેની છાતી ઉપર કર્યો. તેને જમીન ઉપર પછાડયો. આમ વનવાસીએ કેસરીસિંહના ઉભય શત્રુઓને જમીનદોસ્ત કરી તેને મુક્ત કર્યો. નીચે પછડાએલા મનુષ્ય તરફ સંતાપથી જોતો અને ક્રોધાંધ થઇ દાંત હોઠ કરડતો, કેસરીસિંહ તેને જોવા લાગ્યો. પછી તેની છાતી ઉપર પગ મૂકયો અને તેની ઉપર ઘા કરવા માટે પોતાની તરવાર ઉપર ઉચકી. તે વખતે તે નીચે પડેલા પુરૂષે તેની પાસે પ્રાણદાનની યાચના કરી. તેના જવાબમાં કેસરીસિંહે શું કહ્યું, તે અમે આ પ્રકરણને મથાળે લખી ચૂક્યા છીએ.

તે સમયે એકદમ વનવાસી આગળ આવ્યો. તે જો જરાક આગળ ન આવ્યો હોત તો ક્રોધાંધ થએલા કેસરીસિંહની સમશેર દુશ્મનના જીવનજલનું શોષણ કરી લેત પરંતુ કેસરીના વારને ઉપરને ઉપર ઝીલી લેતાં વનવાસીએ કહ્યું—

"સામંત! તે મારો કેદી છે અને તેને હું પ્રાણદાન આપુંછું!"

"વનવાસી! તમે આ શું કરો છો, તેની તમને ખબર નથી. નીચ-નરાધમ કે જેને ઉદુભંગના નામે ઓળખવામાં આવે છે તે આ પોતેજ છે."

"અભયદાન! મહાનુભાવ! શરણાગતને અભયદાન આપવું, એ ખરા ક્ષત્રિયનું ભૂષણ છે. માટે મને જીવતદાન આપો!"

"મારા પ્રાણ જાય તો ભલે જાય પણ ઓ દુષ્ટ ઉદુભંગ! હું તને હવે જીવતો છોડીશ નહિ."

"અભયદાન માગનારની ગરદન ઉપર તરવારનો ઘા થાય તે પહેલાંજ તે તરવારથી મારી ગરદન ઉડી જવી જોઇએ. કેસરી! તેને છોડી દો."

"વનવાસી–વનવાસી! તમે ખચિત માનજો કે–તેના મરણમાંજ આપણી સહિસલામતી છે. આપણી પવિત્ર માતૃભૂમિના કલ્યાણને માટે અને મારા બળતા હૃદયને શાંતિ થાય તેટલા માટે તેણે મરવુંજ જોઇએ." આમ કહી કેસરીએ ઉડુભંગનું બાવડું ઝાલી પોતાની તરફ ખેંચ્યો.

વનવાસીએ કેસરીસિંહની ઉદ્ધતાઇ ચાલવા દીધી નહિ. વનવાસી ઉડુભંગને પોતાની પાછળ લઇ પોતે કેસરીનો ક્રોધ શાંત કરવા પોતાની છાતી તેની આગળ ધરે છે, ત્યાં તો ઉડુભંગે–કેસરીને બેસાવધ જાણી એવા જોરથી એક લાત મારી કે જેથી કેસરી જમીન ઉપર પછડાઇ પડ્યો. પછી તરતજ વનવાસી તરફ ફરી એક પલકમાંજ પોતાની ભેટમાંથી એક કાતિલ કટાર કાઢી તેના પડખામાં જોરથી મારી દીધી અને પોતે ત્યાંથી પલાયન કરી ગયો. તે ઘાથી વનવાસી પૃથ્વી ઉપર પછડાયો તો નહિ પણ તેની આંખ આગળ થોડીવારને માટે અંધકાર છવાઇ ગયો. ઉડુભંગની નિમકહરામીથી વનવાસી અને કેસરી એટલા બધા તો અજબ થઇ ગયા હતા કે ન્હાસી જતા કેદીને ફરી કેદ કરવાનો હુકમ પણ–પોતાના સૈનિકોને–તેઓ આપી શક્યા નહિ. જોતજોતામાં ઉડુભંગ પોતાના સૈન્યમાં ચાલી ગયો. આમ ગુજરાતનો શત્રુરૂપ સર્પ સાણસામાં સપડાયો હતો પણ છટકી ગયો અને હાથમાં આવેલો દુશ્મન વનવાસી અને કેસરીસિંહને હાથતાળી દઇ ગયો. વનવાસી સાવધ થયો એટલામાં તો ગુજરાતીઓ કિલ્લામાંથી સળગતી મશાલો લઇ ત્યાં આવી પહોંચ્યા.

આ વખતે અપમાન પામેલો કેસરીસિંહ પોતાની તરવારનો અગ્રભાગ જમીન ઉપર ટેકવી, તેની ઉપર પોતાનો તમામ ભાર રાખી નીચે મુખે ઉભો રહ્યો હતો. અજયસિંહ, વનવિહારી અને રેવાકાંઠાના સામંત ત્યાં એકઠા થયા. વનવાસીનો હાથ જખમમાં ખુંચી બેઠેલી કટાર ઉપર હતો. તે જખમ વનવિહારીના જોવામાં આવતાંજ તે ગભરાઇ ગયો અને બોલી ઉઠયો કે–"ઓ પ્રભુ! વનવાસી, શું તમને ઘા લાગ્યો છે? કયા નરાધમે આવો દગો કર્યો!"

"એ કટારનો ઘા કોઇએ કર્યો છે!" અજય બોલ્યો.

"તેથી કાંઇ પણ થઇ શકે તેમ નથી. થોડુંક લોહી વહી ગયા પછી બધું ઠીક થઇ જશે. તમે મારી જરાએ ફિકર કરશો નહિ."

એમ કહી તેણે પોતેજ કટાર ખેંચી કાઢી કે તરતજ વનવિહારી પોતાના કમરબંદ ફાડી તેમાંથી જોઇતું વસ્ત્ર લઇ તે ઘા બાંધી નાંખ્યો.

---

## પ્રકરણ ૪૧ મું.

---

"વનવાસી–વનવાસી! આ લ્યો અને જુઓ, તમારી દયાનું કેવું ભયંકર પરિણામ આવ્યું!" કેસરીએ કહ્યું.

"કેસરી! તમારૂં કથન સત્ય છે. જો કે મારી દયા અપાત્રે અને અસ્થાને વપરાઇ છે છતાં પણ મેં મારો ક્ષત્રિયધર્મ બજાવ્યો છે, તેથી મને કાંઇ પણ પશ્ચાત્તાપનું કારણ નથી."

"શું તમે તેને મનુષ્ય માન્યો? વનવાસી! મારે કહેવું જોઇએ કે–આ તમે એક ભયંકર ભૂલ કરી છે. ઉદુભંગ મનુષ્ય નથી અને તેમાં જરાએ મનુષ્યત્વ પણ નથી. તે એક નીચ નરાધમ, રાક્ષસ હૃદયી

દાનવ છે, એ વાત તમે શું હવેજ જાણી?"

"કેસરી! તારી બેસમજને લઇ આપણા પાંજરામાં પૂરાએલો પક્ષી ઉડી ગયો. મનુષ્યત્વ કે ક્ષત્રિયધર્મને માટે નહિ તો પણ રાજકારણને માટે અને કલ્યાણપતિના કેદખાનામાં સબડતા-રીબાતા ગુજરાતી કેદીઓને માટે આપણે તેને જીવતો રાખવાની જરૂર હતી. પણ હવે નિરર્થક વાદવિવાદમાં વખત વીતાવવો વ્યર્થ છે. થયું તે થઇ ગયું અને તેને માટે હવે શોક કરવો નકામો છે. હવે આપણે આપણા કાર્યની સિદ્ધિને માટેની તજવીજ કરવાની છે."

એટલું કહી રહ્યા પછી વનવાસીની નજર પાસેજ ઉભેલા વનવિહારી તરફ ગઇ. તરતજ તેને તેણે પાસે બોલાવી તેની પીઠ થાબડતાં-શાબાસી આપતાં તેણે-કહ્યું:—

"મારા વ્હાલા શૂરવીરો! આજના વિજયનો તમામ જસ આ વીરયુવકને છે. આની ચતુરાઇથી આજે આપણે વિજય પ્રાપ્ત કરી શક્યા છીએ. આથી હું આપ તમામની સમ્મતિથી આજે એને આપણા બરોબરીઆ સરદાર તરીકેની પદવી આપું છું."

એમ કહી વનવાસીએ પોતાની કમરથી તરવારનો બંદ કાઢી તેની કમરે તે બાંધી દીધો. પછી પોતાની તરવાર તેને ઘણાજ માનપૂર્વક સમર્પણ કરી. તે તરવાર પોતાના હાથમાં લઇ તેને તથા તમામ ગુજરાતી વીરોને નમન કરતાં તે બોલ્યો:—

"વીરનરો! સજ્જનોના સંરક્ષણ માટે અને દુર્જનોના સત્યાનાશ માટેજ આ તરવારનો હમેશાં ઉપયોગ થશે. ન્યાય અને નીતિની તરફદારી કરતાં તેને કોઇ કાળે મ્યાનમાં મૂકી રાખવામાં આવશે નહિ!" વનવિહારીએ કહ્યું.

"વ્હાલા વીર! જા, થોડાક યોદ્ધાઓને સાથે લઇ આપણે જે

બાજુએથી ઉપર ચઢયા તે તરફનું નાકું તું સંભાળ!"

સ્થળે સ્થળે પોતાના બચાવ માટે સૈન્ય મોકલી દીધા પછી વનવાસીએ અજયસિંહ તરફ જોઇને કહ્યું-" અજયે! ઠાકોર શ્રી ચાંપાજીનો છુટકારો કરવાનું મહાન્ કામ તમારે માથે છે."

આ કરતાં અધિક પ્રિય કામ અજયને માટે બીજું શું હોઇ શકે? તે પોતાના માણસોની સાથે કેદખાના તરફ ગયો કે જ્યાં ઠાકોર ચાંપાજીને કેદ કરવામાં આવ્યા હતા. તે કેદખાનાનો દરવાજો તોડી અજય ગુજરાતની સ્વતંત્રતા—સ્વરાજ્ય—ની ગર્જના કરતો કેદખાનામાં ગયો. બહાર થતા કોલાહલનું ખરું કારણ ઠાકોર ચાંપાજીના જાણવામાં આવે, એ ન બનવાજોગ હતું. બહાર થતા કોલાહલ ઉપરથી ફક્ત એટલુંજ તેના જાણવામાં આવી શકયું હતું કે—બહાર કાંઇક ઝપાઝપી થતી હશે. અખિલ ગુજરાતના ગુજરાતીઓ પોતાથી બની શકતી તમામ શક્તિઓ એકત્ર કરી પોતાની ગુલામગિરીનાં બંધનો અને પોતાનું કેદખાનું તોડવા માટે અવનિ અને આકાશને એકત્ર કરી રહેલ છે, એ સમજવા માર્ગ તેને ન હતો. અંતર્યામી હૃદયદેવતા તેમને માત્ર એટલુંજ જણાવતી હતી કે—ગુજરાતે આરંભેલા સ્વતંત્રતાનું ફળ અર્પનારા રણયજ્ઞનું આ શુભ મંગલ છે. એક ક્ષણને માટે આશાનો અતિરેક અને એક ક્ષણને માટે નિરાશાનો અતિરેક એમ પરસ્પર વિરોધી ભાવનાઓના તરંગો તેમના હૃદયસાગરમાં ઉછળતા હતા. તે ભિન્ન ભિન્ન ભાવનાઓનું યુદ્ધ અવિચળપણે સહન કરવાની તેનામાં શક્તિ નહોતી. તે 'ગુજરાત—ગુજરાત!' કરતો પોતાની પથારી ઉપર પડયો ત્યાં તો વિજયી અજયસિંહ—સ્વતંત્રતાની અને સ્વરાજ્યની ગર્જના કરતો અજયસિંહ—તેમની સામે આવીને ઉભો રહ્યો. પોતાના પ્રિય કાકાશ્રીને પગે પડી અભિમાન અને પ્રેમની વૃત્તિથી ગદ્‌ગદ્ થએલા

સ્વરે અજય બોલ્યો—"પિતાજી—પિતાજી! તમે સ્વતંત્ર છો!"

પિતા—પુત્ર અને માતા તુલ્ય કાકી, એ ત્રિપુટીનું મધુરૂં મિલન જોઇ તેમ—અન્ય—ના આનંદને પોતાનોજ આનંદ માની અંતઃકરણમાં અનહદ આનંદનો અનુભવ લેતા વનવાસી તરફ ઠાકોરની નજર જતાંજ તેમણે વનવાસીનો હાથ પકડી પોતા તરફ તેને ખેંચ્યો. પછી તેને હૃદય સાથે ચાંપી વાત્સલ્ય ભાવે પ્રેમથી ઠાકોર ચાંપાજીએ કહ્યું—

"પરોપકારની સાક્ષાત્ પ્રતિમા સ્વરૂપ પવિત્ર પુરૂષ—મારા ઉપર અનંત ઉપકાર કરનાર દેવ! હું તારા ઉપકારો કયા શબ્દોમાં માનું, તેની મને કાંઇ પણ સમજણ પડતી નથી."

હૃદયને સદ્‌ગદિત કરનાર પ્રેમના રસથી—કૃતજ્ઞબુદ્ધિથી—છલોછલ છલકાતા ઠાકોર ચાંપાજીના ઉદ્‌ગાર સાંભળી વનવાસી પણ ગદ્‌ગદ્ થઇ ગયો. મધુર અને કોમળ શબ્દોમાં ઠાકોરનું સાત્વન કરતાં તેણે કહ્યું—

"ઠાકોર સાહેબ! અરૂણની પતાકા સાથેજ ગુજરાત દેશની પતાકા પાવાગઢના દુર્ગ ઉપર ફરકાવી, અરૂણોદય પછી ઉદય પામનારા સૂર્યનારાયણની જેમ ગુજરાત દેશના નભમંડળમાં પણ સ્વતંત્રતાનો સૂર્ય સત્વરજ ઉદય પામશે, એવો હે તાત! તમે ગુજરાત અને ગુજરાતીઓને આશીર્વાદ આપો!"

વનવાસીને જોઇ ઠાકોરને જે પ્રમાણે આનંદ થયો હતો તેજ પ્રમાણે ઇચ્છાવતીને પણ આનંદ થયો હતો ખરો કે? તો પછી તે ચમત્કારિક નજરે તેના તરફ શા માટે જોતી હતી? વનવાસીનો રક્તમય પોશાક જોઇને અથવા તો હજી સુધી પણ રક્તનું વમન કરનારી તેની રણચંડિકા સ્વરૂપ સમશેર જોઇ શું તે ભય પામી હશે? ઠાકોર અને પદ્મિનીના મુખેથી રાત દિવસ જેના સ્તુતિસ્તોત્રો ઇચ્છાવતીના સાંભળવામાં આવેલ હતાં તે શૂરવીર એકાએક પોતાની સમક્ષ

પ્રકટ થયો તેથી તેનું હૃદય ઉપકાર ભાવનાથી ભરાઇ આવ્યું હતું ? તે અમે કહી શકતા નથી.

કુદરતના સૌંદર્યથી સુશોભિત બનેલ, નિર્મળ પ્રશાંત એવા એકાદ સરોવરના સ્વચ્છ જળમાં, નભમંડળમાં સોળે કળાઓથી ખીલીને પ્રફુલ્લિત બનેલા કુમુદિની પતિનું જેવું તેજસ્વી મધુર અને હૃદયંગમ પ્રતિબિંબ પડે છે, તેજ પ્રમાણે વનવાસીના વ્યંગરહિત અને દિવ્ય-કાંતિમાન મુખ સૌંદર્યના સરોવરમાં કોમળતા, નિષ્કલંકપણું, પવિત્રતા, સૌજન્ય અને અનહદ ઐશ્વર્ય આદિકનું પ્રતિબિંબ પડેલું હતું અને તેજ વનવાસીના મુખ સૌંદર્યના સરોવરે ઇચ્છાવતીને ગાંડી ઘેલી કરી મૂકી હતી. સર્વાંગમાં ઉછળતી જુવાનીએ અને પ્રસિદ્ધ પૌરૂષે તેને જુરકી નાંખી. વનવાસીનાં સુંદર સ્વરૂપ, માનમરતબો, હકુમત, જુવાની અને પૌરૂષે ઇચ્છાવતીની હૃદયવીણા ઉપર આઘાત કર્યો. માનવજાતિના સૌંદર્યનું આ અપૂર્વ ચિત્ર તો નથી ને ? સમ્રાટ્ જુવ-કના મદને ઉતારનારો આ શૂરવીર પણ તે કઇ કામિની માટે...... એવા વિચાર નાદરૂપ ઝણકારથી ઇચ્છાવતીની હૃદયવિણા ઝણઝણવા લાગી. હે મહાત્મન્ ! આ પવિત્ર પુરૂષને એવા ઉચ્ચ સ્થાને-ઉંચી જગ્યાએ-રાખ કે તેને કોઇ પણ માનવી માનિનીની સકામ દ્રષ્ટિ કદાપિ ન જોઇ શકે ! ”

## પ્રકરણ ૪૨ મું.

‘ માથું વાઢે તેજ માલ કાઢે ! ’ એ કહેવત મુજબ ગુજરાતીઓએ દઢનિશ્ચયથી કરેલા પ્રયત્નમાં સફળતા પ્રાપ્ત કરી. તેઓએ દક્ષણીઓ પાસેથી પાવાગઢનો કિલ્લો જીતી લીધો. હવે ગુજરાતનો રાષ્ટ્રીય-ધ્વજ

પાવાગઢ ઉપર ફરકવા લાગ્યો. તે વાતાવરણની અંદર એવી ભાવના ફેલાવતો હતો અને જાણે કહેતો હોય કે—"હે ગુજરાતના શૂરવીર દેશ-ભક્તો! તમે અહીં આવો અને આ જનની જન્મભૂમિનો દુશ્મનોની બેડી-ઓમાંથી ઉદ્ધાર કરો! એજ દેશસેવા માટે અહીં આવી એકત્ર થાઓ!"

પાવાગઢ જીતી લીધા પછી તરતજ મહિકાંઠાના સામંત જીવનદાસ વનવાસીને મળવા માટે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરવા લાગ્યા. જે વખતે જીવનદાસ વનવાસીને મળવા આવ્યા હતા તે વખતે વનવાસી પોતાના સાથીદારો સાથે રણભૂમિમાં જખમી થએલા લોકોની તપાસ કરતો ફરતો હતો. જખમી થએલા લોકો—પછી તે ભલે તે દુશ્મન કેમ ન હોય—ની સારવાર કરવાની ગોઠવણ કરી. તેમને શાંતિ થાય તેવા બે ચાર શબ્દો પણ કહીને આશ્વાસન આપતો હતો—સમાધાન કરતો હતો. તમામ જખમી લોકોને યથાસ્થાને પહોંચાડી દીધા પછી—ભૂલથી કોઇ સમરભુમિમાં રહી તો નથી ગયું ને, તે જોવા વનવાસીએ ચારે તરફ નજર નાંખી. જ્યાં ત્યાં મડદાં પડેલાં તેના જોવામાં આવ્યા. તે બીભત્સ, ભીષણ અને કરૂણાજનક દેખાવ જોતાંજ વનવાસીનું કોમળ હૃદય દ્રવિભુત થયું. તેની આંખોમાંથી આંસુ પડવા લાગ્યા. અજયસિંહને તે દેખાવ દેખાડતાં વનવાસીએ કહ્યું—

"અજય! આ કેવો ભયાનક દેખાવ છે તે જો! આ મનુષ્યની રાક્ષસી મહત્વાકાંક્ષાનું ભીષણ ચિત્ર કેવી હૃદયભેદક કઠોરતાથી ભરપૂર છે. જો! પણ એઓને એમને એમ રહેવા ન દેવા જોઇએ. એઓની પણ અન્તિમ વ્યવસ્થા કરી નાંખવી, એ આપણું પવિત્ર કર્તવ્ય છે."

"આપણે તેમની સાથે સંબંધ શો છે? એ મડદાંઓ ભલેને એમને એમ પડયાં રહે તેમાં આપણે શું? કાગડા—ગીધડાંઓ ભલે એથી ઉજાણી કરે. આપણે તેમના પેટ ઉપર પાટું શા માટે મારવું જોઇએ."

"અજય! આ તારો કેવો તામસી—રાક્ષસી—વિચાર. તેઓ મરણ પામ્યા. હવે આપણી સાથે તેમનો શો વેરભવ છે? આપણા જેવાજ—થોડા સમય પહેલાં તે—પણ માણસોજ હતા. આપણે અને તે બધા એકજ સ્નેહમયી દેવી પૃથ્વી માતાનાં સંતાનો છીએ. આપણી જેમજ તેમને પણ શા માટે સદ્ગતિ ન મળવી જોઇએ? અજય, આપણે એક તત્વ માટે લડીએ છીએ અને તે તત્વ માનવી—હક્ક છે તથા આપણે તે હક્કનો પુરસ્કાર કરનારા છીએ."

"ઉદારહૃદયી મહાત્મા વનચારી—વનવાસી! અમારા અંતઃકરણમાંની સુકોમળ, દયામયી ભાવનાઓ અને સ્નિગ્ધ ચિત્તવૃત્તિઓનું ભુવડે અને તેના મહાંધ મુત્સદ્દીએ ક્યારનુંએ ખૂન કરેલ છે. તેના તરફથી જો અમારા ઉપર જુલમ ગુજારવામાં ન આવત તો આખરે સમશેર હાથમાં ધારણ કરવાનો આવો વખત ન આવત અને આવું રણકંદન મચાવવાનું પણ અમારે કાંઇ પ્રયોજન નહોતું. આઘાતને પ્રત્યાઘાત થવોજ જોઇએ અને પત્થરનો જવાબ પત્થરથીજ આપવો જોઇએ. આ એક સંસારનો નિયમ છે. જેમ રાવણને માટે રામ, કૌરવોને માટે પાંડવો, હિરણ્યકશ્યપને માટે નરસિંહ, સુર્યાજીને માટે વનવાસી અને તિરૂમલ્લને માટે કેસરી, આમ શેરને માથે સવાશેરનો જન્મ થવોજ જોઇએ. કારણ? આ જગતનો ન્યાય છે." વનવાસીની વાત સાંભળી પાસેજ ઉભેલા કેસરીસિંહે કહ્યું.

"પ્રિય કેસરી! હું કબૂલ કરૂં છું કે, આઘાતને પ્રત્યાઘાત જોઇએ જ છે પણ તે પ્રત્યાઘાતમાં નિષ્ઠુરતા કે ક્રૂરતા ન હોવી જોઇએ. નિષ્ઠુરતા અને નિર્દયતા કે ક્રૂરતાથી કરવામાં આવેલો પ્રત્યાઘાત ફળદાયક થતો નથી. દયાયુક્ત પ્રત્યાઘાત અન્તે શ્રેયસ્કર થયા વિના રહેતો નથી. બંધુ! હવે તારા કપાળ ઉપરની ક્રૂરતાની કરચલીઓ કાઢી નાંખ. તારૂં છત્ર જ્યાંસુધી મારા મસ્તકે હશે ત્યાંસુધી હજારો

સૂર્યાજીથી મારા મસ્તકને તાપ કે ત્રાસ આપી શકશે નહિ." સ્થિર અને શાન્ત નજરે કેસરી તરફ જોઇ સ્મિતહાસ્ય કરી વનવાસીએ કહ્યું અને પછી તેનો હાથ પોતાના હાથમાં લઇ ચાલવા માંડયું.

રણભૂમિમાંથી વનવાસી પોતાના માણસો સાથે પાછો વળે તેટલામાંજ એક દૂતે આવી મહિકાંઠાના સામંત જીવનદાસ મળવા આવ્યાના ખબર વનવાસીને એક ગુજરાતીએ આપ્યા.

" હું તેમની સામે તેમને સન્માન આપવા જાઉં છું. તેઓ અર્જુનની જેવા પરાક્રમી છે અને તેમની રણકુશળતાથી આપણને ઘણોજ ફાયદો થયા વિના રહેશે નહિ." દૂતના મુખેથી જીવનદાસ આવ્યાના ખબર સાંભળી કેસરીસિંહે આનંદથી કહ્યું.

" ભલે, જા. કેસરીસિંહ ! આપણે આ દુર્ગમાં દરેક ગુજરાતીને સન્માન આપવુંજ જોઇએ." વનવાસીએ કહ્યું.

તે સાંભળી કેસરીસિંહ સામંત જીવનદાસની સામે ગયો. આ વખતે કેસરીની મુખમુદ્રા ઉપર વિજય અને અભિમાનનું તેજ ચમકતું હતું. તેને જોતાંજ સામંત જીવનદાસે કહ્યું—

" આજે હું આ શું જોઉં છું ? પાવાગઢની ઉપર આપણા મર્હૂમ મહારાજા જયશિખરીનું નિશાન ફરકતું જોઉં છું અને કેસરી, આપે પણ વીરવ્રત ધારણ કર્યું છે ! પણ અત્યારે ઉદુંબર ક્યાં અને ભુવડની સેના ક્યાં ? આ શો આશ્ચર્યજનક બનાવ બની ગયો ?"

" સામંતરાજ ! ભુવડના બાહસો સૈનિકોને અમારી સમશેરોએ ભૂમિના ગર્ભમાં હમેશને માટે નિદ્રાધીન કરી દીધા છે. ઉદુંબર એક નામર્દની જેમ કોણ જાણે ક્યાંએ ન્હાસી ગયો છે. હવે તમે આ દુર્ગની ઉપર દુશ્મનનું નિશાન જોઇ શકશો નહિ અને જો કદાચ તેવો પ્રસંગ આવી પણ જાય તો આ દુર્ગ પૃથ્વીના પેટમાં સમાઇ જશે."

"આ બધો તમારોજ પ્રભાવ ને ?" સામંતે અત્યંત આશ્ચર્ય પામી પૂછ્યું.

"ના, તેમ નથી, જુવડના સામ્રાજ્યને ડગમગાવી દેનાર મારા સેનાપતિનું આ પરાક્રમ છે-પ્રતાપ છે. તેમનું નામ વનવાસી છે અને તેમનોજ આ બધો પ્રભાવ છે. પોતાના સદ્‌ગુણોના સામર્થ્યને લઇ મિત્રનો અને શત્રુ બન્નેને તેઓ જીતી તેઓની ઉપર પોતાની હકુમત ચલાવી શકે છે."

ત્યાર પછી કેસરીસિંહે સામંતને પાવાગઢ જીત્યાની તમામ હકીકત કહી સંભળાવી તે સાંભળી રહ્યા પછી સામંતે કહ્યુંઃ-

"આવો બનાવ બની ગયો અને કાર્ય પણ થઇ ગયું છતાં તેની મને ખબર પણ ન પડે, એ એક મહાન્ આશ્ચર્યજ કહી શકાય. જેને માટે મેં મારો ઘણો સમય વ્યતીત કર્યો અને જે કાર્યની ઇમારત ચણવા માટે મેં ઘણા વર્ષોથી વિચાર કરી રાખ્યો હતો, તે મારા મનોરથોનો વૃક્ષ ઉત્પન્ન થઇ મોટો થયો, તેને પત્ર-પુષ્પ અને ફળ પણ આવ્યાં અને તેનો બહાર પણ ખીલેલો મને દેખાય છે. કેસરી! ચિંતા નહીં, મારા હાથે ન થએલું કામ વનવાસીને હાથે થયું તેથી મને અત્યંત આનંદ થાય છે. ચાલો, કેસરી ચાલો, હવે હું પણ તે મહાત્માના પવિત્ર દર્શનનો લાભ લઇ મારૂં જીવન સફળ કરૂં અને તમે તેને જેમ પોતાનો આગેવાન માનો છો, તેમ હું પણ તેને આગેવાન માની તેનો એકનિષ્ઠ-પ્રમાણિક ભક્ત આજથી થાઉં છું !"

આ વખતે રેવાકાંઠાના સામંત, અજયસિંહ અને વનવાસી સામેથી ચાલી આવતા હતા. રેવાપતિને જીવનદાસ ઘણીજ સારી રીતે ઓળખતા હતા. તે ત્રિપુટીને જોતાંજ કેસરીસિંહે વનવાસી તરફ અંગુલી નિર્દેશ કરી જીવણદાસને કહ્યુંઃ—

"સામંતરાજ ! એજ અમારા આગેવાન અને મહાત્મા વનવાસી !" એટલામાં તો વનવાસી આગળ આવી બોલ્યો–"સામંતરાજ! અમે અમારા અંતઃકરણના સમ્પૂર્ણ સન્માન સાથે આપને અભિવંદન આપીએ છીએ આ દૂર્ગમાં આપનું સન્માન કરીએ છીએ."

"ગુજરાતના વીરશિરોમણિ પવિત્ર પુરૂષ ! આ એક એકનિષ્ઠ દેશભક્તનો મુજરો સ્વીકારો અને તેના અનુયાયીઓની સેવાનો સ્વીકાર કરો !" વનવાસીને પ્રેમપૂર્વક મુજરો કરતાં સામંત જીવનદાસે કહ્યું.

"અહિલ્લોઠાના સામંતરાજ! આપનું સામર્થ્ય અમને મળેલું હોવાથી હવે ગુજરાતને–આપણી જનની જન્મભૂમિને–સત્વર સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત થશે, એમાં જરાપણ સંદેહ નથી. માટે પધારો !"

આ પ્રમાણે જીવનદાસને સન્માન આપી સર્વ મંડળ ઠાકોર ચાંપાજી પાસે–તેમને મળવા આવી પહોંચ્યું.



## પ્રકરણ ૪૩ મું.

તે વખતે ચાંપાજી એક દિવાનખાનામાં એક આવેલા વિશાળ કોચ ઉપર પડયા હતા. પાસેજ ઇચ્છાવતી અને થોડીક દાસીઓ સેવામાં ઉભી હતી. આવેલા મંડળને જોતાંજ દાસીઓ ત્યાંથી ચાલી ગઇ પણ ઇચ્છાવતીના પગ ત્યાંથી ખસી શકયા નહિ. તે જાણે ગભરાઇ ગઇ હોય, તેવું તેને થઇ ગયું અને વનવાસીની સાથે બીજા સામંતો હોવા છતાં પણ તેની નજર વનવાસી ઉપરથી ખસી નહિ. જ્યારથી વનવાસી ત્યાં આવ્યો ત્યારથીજ ઇચ્છાવતી તેની તરફ અનિમિષ નજરે જોઇ રહી હતી. તેનો ભાસ વનવાસીને પોતાને પણ થયો પરંતુ ગંગાજળ સમાન તેના નિર્મળ ચિત્તમાં તે દ્રષ્ટિ માટે લગારે કુભાવ

આવ્યો નહિ. ધીમે ધીમે મંડળ છેક નજીક આવી પહોંચ્યું. તે વખતે ઇચ્છાવતી માટે કુલવધુનો આચાર તોડવો કે ત્યાંથી ચાલી જવું, એ બેજ માર્ગ હતા. છેવટે તેણે બીજા માર્ગનું અવલંબન કર્યું પણ જેવી તે ત્યાંથી જવા લાગી તે વખતેજ રેવાધીશે કહ્યું:—

"અમારો સંકોચ રાખવાનું આપને કંઇ પ્રયોજન નથી. કારણકે ચાંપાજી અમારા પિતા સમાન હોવાથી તમે તો અમારી માતા તુલ્ય છો, તેથી પોતાનાં સંતાન યોગ્ય વયનાં થયાં હોય છતાં પણ તેમની શરમ રાખવાનું માતાને કાંઈ કારણ નથી."

ઇચ્છાવતીને આના કરતાં વધુ આગ્રહની જરૂર પણ નહોતી. તુરતજ તે અટકી ગઇ અને ઠાકોરની પાછળ આવીને ઉભી રહી. સૌથી પહેલાં તે ખંડમાં જીવનદાસે પ્રવેશ કર્યો. તેના ઉપર નજર પડતાંજ ચાંપાજીએ તેને ઓળખી લીધો. તે તેના સ્વાગત માટે તૈયાર થઇને બેઠા હતા તેથી તે નજીક આવતાંજ તે ઉભા થયા અને સપ્રેમ તેને ભેટ્યા. તે પછી વિવેકયુક્ત શબ્દોમાં પ્રાથમિક વાર્તાલાપ થયા પછી જીવણદાસે કહ્યું:—

"ઠાકોર! વનવાસી જેવા પવિત્ર પુરૂષના નિશાન નીચે દાખલ થવા માટે આજે હું અહીં આવ્યો છું."

તે સાંભળી પ્રેમજળ સ્ત્રવતા નયનોવડે જીવનદાસ તથા વનવાસી તરફ જોઇને ચાંપાજીએ કહ્યું:—

"જીવનદાસ, હું સંહારકર્તા કાળથી હવે જાગ્રત થયો છું. હવે જોતજોતામાં આપણી ગુજરાત દુશ્મનના પંજામાંથી મુક્ત થવીજ જોઇએ. ઇશ્વરી યોજનાના યંત્ર ઉપર અત્યારે ગુજરાત ચઢી ચુકી છે અને હવે ગમે તેટલી અગવડો આવે તોપણ તે સ્વતંત્ર થવા વિના રહેનાર નથી! દુષ્ટોનો નાશ કરવા માટે કાળબળે તેને આગળથીજ મુક્ત

કરી રાખેલ છે, એવી મ્હારી ખાત્રી છે. માટે દરેક ગુજરાતીએ આ પવિત્ર અને મંગળ કાર્યને અર્જુનની જેમ હસ્તસ્પર્શ કરીને નિમિત્ત માત્ર પણ થવું જોઇએ, એવી મારી ઇચ્છા છે."

"ઠાકોર, આપનું કહેવું વ્યાજબી છે. મારા હુકમ નીચે એક હજાર બહાદુર સૈનિકો અને પાંચસો ઘોડેસ્વારો તૈયાર છે. તે તમામ સંધ્યા સમય થવા પહેલાંજ ગુજરાતના ગમે તેવા ભાગમાં સ્વેચ્છાથી કર્તવ્ય બજાવવા જવા તૈયાર થશે." સામંતે કહ્યું.

"પણ એટલી બધી ઉતાવળ શી છે?" પછી ઇચ્છાવતીએ વનવાસી તરફ જોઇનેજ કહ્યું. "આ મહાભાગને થોડી વિશ્રાન્તિ તો લેવા દો."

"માજી, આપને મારા સારૂ ચિંતા થાય તે સ્વાભાવિક છે, પણ કાલનો અમારો વિજય અને તેમાં વળી જીવનદાસ જેવા પ્રબળ સામંતની સહાય, એ બેથી મારો થાક હતો ન હતો થઇ ગયો છે અને અમારામાંના દરેકને પંચાસર ઉપર હલ્લો લઇ જવાનો ઉત્સાહ આવ્યો છે." ગુર્જરભક્ત વનવાસીએ માતૃભૂમિના કલ્યાણ આગળ પોતાના શ્રમની કંઇ પણ પરવા ન કરતાં કહ્યું.

"ખરૂં છે. અમે નિદ્રા લેવા માટે કાંઇ પાવાગઢ મેળવ્યો નથી. જો આટલામાંજ અમે થાકી જઇએ અને વિશ્રાન્તિ લેવા રહીએ તો કલ્યાણનો રાવણ તરતજ આપણા દરવાજા આગળ આવીને ઉભોજ રહેતો." દરેક બાબતમાં ઉતાવળો કેસરી વચમાંજ બોલી ઉઠયો.

કેસરીસિંહના બોલવા તરફ લક્ષ ન આપતાં ઇચ્છાવતીએ વનવાસીને ઉદ્દેશીને કહ્યું. "શું ઠાકોરને શત્રુરૂપી દાવાનળમાં મુકીને તમે ચાલ્યા જશો? વનવાસી, મને તો એમ લાગતું હતું—"

"માતાજી, ઠાકોર સાહેબ માટેની મારા હૃદયમાંની એકનિષ્ઠ

ભક્તિને શોભા આપે તેવું યોગ્ય કાર્ય હું અવશ્ય કરીશ." "જો અહિં રહેવામાં આપને નિર્ભયપણું ન લાગતું હોય તો જે નિર્ભય જગાએ જવાની તમારી ઇચ્છા હશે ત્યાં તમને પહોંચાડવામાં આવશે." વનવાસીએ કહ્યું.

એટલામાં ભોજનની તૈયારી થવાથી તે સંવાદ ત્યાંજ અટક્યો. ભોજનની સઘળી વ્યવસ્થા ખાસ ઇચ્છાવતીની દેખરેખ નીચેજ થઇ હતી અને તે વખતે પણ આદરાતિથ્યમાં ઇચ્છાવતીનું ધ્યાન ખાસ કરીને વનવાસીની તરફજ હતું; તે વાત ભોજન–સમારંભમાં હાજર રહેલા મંડળના ધ્યાનમાં આવ્યા વિના રહી નહિ. પરંતુ તે સંબંધમાં કોઇના પણ મનમાં લેશ માત્ર પણ શક આવ્યો નહિ. કારણ કે પાવાગઢના વિજયથી સર્વ માણસોનું લક્ષ્યબિન્દુ તરીકે વનવાસી બનેલ હોવાથી તેઓનું લક્ષ્ય તેની તરફજ હોય તેમાં નવાઇ નહિ.

આનંદભેર વાર્તાલાપ સાથે ભોજનવિધિ ચાલતો હતો તે વખતે ચાંપાજીએ આખા મંડળ ઉપર દૃષ્ટિ ફેરવીને વનવાસી–પ્રત્યે પૂછ્યું:–

"વનવાસી જે વીર પુરૂષની બહાદુરી અને ચાલાકીને લીધે તમે અમને મુક્ત કર્યાં તે વીર યુવક ક્યાં છે? ખરી રીતે જોતાં તો આજની પંક્તિનું અગ્રમાન તેનેજ મળવું જોઇએ."

"તે વીર પુરૂષ વનવિહારી કોઇ ખાસ જરૂરના કામ માટે અહીંથી ચાલ્યો ગયો છે. નહીં તો કાકાશ્રી! આપ કહો છો તેમજ થાત!" અજયે કહ્યું:–

ઇચ્છાવતીના ચિત્તમાં અત્યારે કઇ જાતની વૃત્તિઓ ઉછળી રહી હતી? સૂર્યાજીના રક્તમાં સ્નાન કરનાર તેના સંસાર સુખના આરામનો વિધ્વંસ કરનાર, મત્સરગસ્ત બનાવીને વિશ્વાસઘાતને માટે ઉદ્યુક્ત કરવા તૈયાર થનાર, પદ્મિનીએજ નહિ પણ તેના કુળમાંના દરેક માણસે તેને

સન્માન આપવા છતાં ઇચ્છાવતીના ધારવા મુજબ જે દિવાનોના સરદાર અને બેવકૂફ હતો અને જેના મરણ માટે તે ગમે તે કરવા તૈયાર થઇ હતી તેજ અત્યારે તેને ઉગ્ર અને અળખામણા સ્વરૂપમાં દેખાતો નહોતો. કારણ કે વિષયવાસનાની વૃત્તિએ તેની નજરમાં અગ્નિ અને આકાશ જેટલો ફેરફાર કરી દીધેલો હોવાથી અત્યારે તેને તેનું સ્વરૂપ બદલાઇ ગયેલું જણાતું હતું. જે અળખામણો હતો તેજ અત્યારે પ્રિય લાગતો હતો. જેના મરણ માટે તે પ્રભુને પ્રાર્થના કરવા તૈયાર થઇ હતી તેની સંગતિનો અને સાન્નિધ્યનો ચિરકાળ લાભ મળે, તે માટે હવે તે પ્રભુને પ્રાર્થના કરતી હતી. ચંચળ, અસ્થિર અને વિષયાસકત મનની ઇચ્છાવતીમાં આવો ચમત્કારિક ફેરફાર થઇ જાય તેમાં કંઇ પણ કુદરતથી વિરૂદ્ધ નથી.

સૂર્ય પ્રકાશતો હોય, વાયુ શાંત થયો હોય, નભમંડળ સ્વચ્છ હોય અને પશુ-પક્ષીઓ પણ આનંદમાં વિહાર કરતાં હોય; પરંતુ એકાએક વાવાઝોડું શરૂ થતાં આકાશના એક ખુણે જણાતાં વાદળાંઓ જોતજોતામાં સમગ્ર આકાશને છાઇ નાખે છે. સૂર્યને પણ ઢાંકી દે છે. મેઘની ગર્જનાથી તથા વિજળીના પ્રકાશથી થોડાજ સમય પહેલાંના દેખાવને ફેરવી નાખે છે. એ ફેરફાર પૃથ્વીના વાતાવરણમાં જો એકાએક થઇ શકે છે તો પણ તે જેમ કુદરતી છે તેમ પળે પળે ફેરવાઇ ચિત્તવૃત્તિ પણ અનૈસર્ગિક નથી. તેમાં વિચિત્રતા પણ નથી. જેઓને અનાયાસે પ્રાપ્ત થનાર શરીર ભોગની ઉત્કટ લાલસા હોય છે, જેઓનાં ચિત્ત વિષયાસક્ત, લંપટ અને કામી હોય છે તેમનામાં આવાં રૂપાંતર હમેશાં થાય છેજ ! વિષયવિકારના શ્રાવણી મેઘમાં ઇચ્છાવતીનું હૃદય ક્લિષ્ટ થયું હતું તો પણ સદ્સદ્ વિવેકની વિજળી વચમાં વચમાં ચમકતી હતી. તેના ચમકારાનું પરિણામ તેની

તામસી વૃત્તિના અંધકારને ભીષણ બનાવવાનેજ માત્ર કારણભૂત થતું હતું. અનુતાપથી દગ્ધ થતી તે પોતેજ પોતાની મેળે કાંઇક બબડી રહી હતી.

---

## પ્રકરણ ૪૪ મું.

---

ચંચળ ચિત્તવાળા પુરૂષોની ચિત્તવૃત્તિઓ ક્ષણે ક્ષણે નવીન નવીન સ્વરૂપો ધારણ કરે છે, એજ રીતે થોડાજ સમયમાં ઇચ્છાવતીની ચિત્તવૃત્તિમાં આશ્ચર્યથી પામવા જેવો-ભયંકર-ફેરફાર થઇ ગયો. વનવાસીનો અને તેના ઉદ્દેશનો દ્વેષ કરનાર ઇચ્છાવતીના હૃદયમાં- મારા હૃદયનો અને સ્વાસ્થ્ય શાંતિનો ભંગ કરવા તું મારી સામે શા માટે આવ્યો? મેં પણ એના સૌન્દર્ય તરફ શા માટે જોયું? આજ સુધી હું સુખી હતી, તો મને દુઃખી કરવા તું મારી નજર આગળ ક્યાંથી આવ્યો? તું તારા અલભ્ય સૌંદર્યમય પ્રેમાનલમાં મને શા માટે બાળી નાંખે છે? પ્રભો! આ કરતાં તો જનરૂઢીને ધિક્કારીને હું અવિવાહિત રહી હોત તો આજનું મારૂં આ અધઃપતન અટકી ગયું હોત. કામાનલથી ભડભડી રહેલા આ કાળજાને કાપી કાઢીને નાખી દઉં કે? આ પ્રેમ મને ભ્રષ્ટ કરશે! પાપ-પાપ-આ પાપી કામનલમાં મારી આહુતિ પડશે! હું ભ્રષ્ટ થઇશ! હું પાપી બનીશ! પણ હું શું કરૂં? આ પ્રેમ શાથી દૂર થઇ શકે? હિમાલયના ઉંચામાં ઉંચા શિખરને, જો આ ભડભડી રહેલા દાવાનળ ઉપર મુકયું હોય તો પણ તેની શાન્તિ થાય તેમ નથી."

ધીમે ધીમે ઇચ્છાવતીની કામવાસના-વિષયલાલસા વધતી ગઇ. છેવટે તેની સદ્વૃત્તિઓને દબાવીને તે વાસનાએ તેને પોતાની ગુલામ

બનાવી. બની શકે તેટલા ઉપાયોથી તે વનવાસીનીજ આરાધના કરવા લાગી. તે પોતાની નજર સામે અને પાસેજ રહે, સહવાસમાં રહે, એવી પ્રબળ ઇચ્છા તેના હૃદયમાં રહી રહીને ઉત્પન્ન થવા લાગી અને તે પ્રમાણે તેના પ્રયત્ન પણ શરૂ થયા. તે પોતાના મનોરથને સફળ કરવા પોતાથી બનતી શકતી તમામ કોશીશો કરવા લાગી. તેને ઉપર મુજબના અનેક જાતના વિચારો થતા. પોતાના શિવાય બીજા કોઇનો પણ વનવાસીને સહવાસ ન થાય તો ઠીક, એવી એકાંતિક વિષયવાસનાની બુદ્ધિ પણ તેના હૃદયમાં ઉત્પન્ન થવા લાગી હતી.

ઠાકોર ચંપાજીએ જે વખત પદ્મિનીને ત્યાં લાવવાની વાત કાઢી તે વખતે પણ મત્સરથી ઇચ્છાવતીના શરીર અને હૃદયમાં અદેખાઇનો અગ્નિ ભડભડી રહ્યો હતો. પોતાના કરતાં પદ્મિની સુંદર છે, એવું તે જાણતી હતી. તે એ પણ સમજતી હતી કે મધુર સુવાસવાળા મનોહર ગુલાબના પુષ્પને છોડીને બાવળના સુવાસ વિનાના પુષ્પ ઉપર કોઇ પણ રસિક મધુકરનું મન વળતું નથી અને તેથીજ પદ્મિનીનું નામ સાંભળતાં તેને સંતાપ થતો હતો. એ વખતે અજય તેની પાસેજ હતો. સરળ પ્રકૃતિને લીધે તેણે પદ્મિનીને સહિસલામત લઇ આવવાનું જોખમ પોતાને માથે લીધું. તે વખતે ઇચ્છાવતીએ ઠાકોરને ઉદ્દેશીને કહ્યું:

" આ શું ? શું કામ તે ચીબાવલી છોકરીને અહિં બોલાવો છો ? તમે તે તમારો પોતાનો બચાવ કરશો કે અમો સ્ત્રીઓનું રક્ષણ કરવા બેસી રહેશો ? મને તો લાગે છે કે તેને અહિં બોલાવવા કરતાં તો આબુના પર્વત ઉપર મોકલવાનો સંદેશો કહાવો તો સારૂં. કારણ કે તે સ્થાન અહીં કરતાં વધારે નિર્ભય છે."

" વાહ, કાકી ! તમારૂં હૃદય તો ઘણુંજ કોમળ લાગે છેને શું ?

તમને આવા લડાઇના સ્થાનમાં રહેવા છતાં ભય લાગતો નથી અને આવા સ્થળમાં તમને રહેતાં કંઇ નુકશાન થાય તેમ નથી, તો પછી પદ્મિનીને માટેજ ભય શા માટે રાખો છો ? મારી બહેન, કાચાપોચા હૃદયની નથી. તેણે પણ રણદીક્ષા લીધેલા શૂરવીરોનાં દર્શનથી આનંદ થશે.” અજયે હસતાં હસતાં કહ્યું.

અજયનું આ કથન ઇચ્છાવતીને રૂચ્યું નહિ. મત્સરની અને ભયની સંમિશ્ર લાગણી તેને થઇ આવી. વનવાસી અને પદ્મિનીને એકમેકની સાન્નિધ્ય લાવવાં એટલે પોતાની આશાની ઉત્તરક્રિયાજ થઇ ચુકી સમજવી, એવું તેને લાગ્યું તેથી તે અજયના કથનનો નિષેધ કરતી બોલીઃ—

“ અજય, તું કહે છે તે ખરૂં માનીએ તો પણ તેના પરિણામનો તેં કંઇ વિચાર કર્યો છે ખરો કે ? પદ્મિનીના સૌન્દર્યથી મુગ્ધ બનેલા સારંગદત્ત અને ઉદ્ભંગને એ વાતની ખબર પડતાં, પદ્મિનીને મેળવવા તેઓ આકાશ–પાતાળને એક કરશે અને પોતાની સઘળી શક્તિ એકઠી કરી પાવાગઢ ઉપર હલ્લો કરશે, તે વખતે તું ગુજરાતનું–પાવાગઢનું–રક્ષણ કરીશ કે અમારૂં ? તમારા કામમાં હરકત ન આવે તેથી અમેજ અહિંથી જવાના વિચારમાં છીએ તો વળી પદ્મિનીને અહિં લાવવાનો તારે વિચાર પણ શા માટે કરવો જોઇએ છે ? તે હું સમજી શકતી નથી, પ્રભુ કૃપાથી તેને મોસાળમાં આશ્રય મળ્યો છે અને ત્યાં તેનું સંરક્ષણ કરનાર માણસો પણ છે તો પછી તેને હાથે કરીને અહિં સળગતા દાવાનળમાં શા માટે લાવવી જોઇએ ? ”

આ વાત ઇચ્છાવતીએ એવી ઢબથી કરી કે ચાંપાજીને તેનું કહેવું યથાર્થ લાગ્યું અને વનવાસીની સલાહ મળે તો આખુનો સુરક્ષિત માર્ગ લેવાનું તેમણે નક્કી કર્યું. તે વખતે પણ ઇચ્છાવતી

વચ્ચે પડી, પણ ઠાકોરના નિશ્ચય આગળ તેને હાર ખાવી પડી, તે ક્રોધમાં ને ક્રોધમાં ત્યાંથી ચાલી ગઇ અને વનવાસીને તેડી લાવવાનો હુકમ ઠાકોરે અજયને આપ્યો.

તે વખતે વનવાસી દૂર્ગના પશ્ચિમ બુરજ ઉપર સૂર્યાસ્તનો મનો-હર દેખાવ જોતો બેઠો હતો. સૂર્યબિંબે પશ્ચિમ દિશાની ઉંડી ગુફામાં ઉતરવાનો આરંભ કરી દીધો હતો અને તેની લાલાશ પણ ધીમે ધીમે અદ્રસ્ય થતી જતી હતી. આકાશના મધ્યભાગે નિશાનાથ ઉજ-વલતર ધવલતા–શ્વેતતા ધારણ કરતો ચાલ્યો આવતો હતો અને અદ્રસ્યનો નીલવર્ણો પડદો બાજુએ હઠાવી એકાદ ચાંદની નવકુળવધુની માફક રજનીપતિ તરફ લજવાતી લજવાતી લજ્જાથી ડોકીયાં કરી રહી હતી. વનવાસીની નજર રજનીપતિની લુપ્ત થતી લાલાશ તરફ લાગી રહી હતી અને અનિમિષ રીતે દૃષ્ટિ ખેંચવાથી, અથવા તો ગત વૈભવ થનારી પત્નીની કરૂણાને લીધે કે પછી બીજા અંતરના કરૂણ વિચારોનો ઉદ્દ્વેગ તેના અંતઃકરણમાં થઇ આવ્યો હોય, ગમે તે હો; પરંતુ જ્યારે વનવિહારી તેને શોધતો ખોળતો તેની પાછળ આવીને ઉભો રહ્યો તે વખતે વનવાસી આંખોમાંથી ટપકતાં અશ્રુ-બિન્દુઓ તેની દૃષ્ટિએ પડયા અને તેની પાછળજ એક લાંબો અને જડ નિસાસો પણ તેના કંઠમાંથી નીકળતો તે સાંભળી શક્યો. તે જોઇ–સાંભળી–સાક્ષાત્ દયા અને પ્રેમની મૂર્તિતુલ્ય વનવાસીનું હૃદય દ્રવી ગયું. વનવાસીની કરૂણાવસ્થા જોઇને તેનો જીવ ગભરાઇ ગયો અને તેની સાથેજ તેના કંઠમાંથી પણ જડ નિશ્વાસ નીકળી ગયો.

વનવિહારીના નિસાસાથી વનવાસીની કરૂણાવસ્થા વિચલિત થઇ ગઇ અને પાછા વળીને તેણે પૂછ્યું:—

# પ્રકરણ ૪૫ મું.

" કોણ ? "

" હું વનવિહારી છું ! " તમે ક્યાંએ પણ ન જણાયા એટલે શોધતો શોધતો હું અહીં તમારી પાસે ક્યારનો આવી ઉભો છું, પણ કહો, કહો, તમારા નેત્રોમાંથી આંસુ શા માટે ટપકી રહ્યાં છે ? તમારા કંઠમાંથી લાંબા નિસાસા શા માટે મુકાઇ જાય છે ? વનવાસી આપને શું દુઃખ થાય છે, તે મને કહો. શું આપનો જીવ દુભાય એવું કંઇ અનિષ્ઠ બન્યું છે ? " યુવકે પૂછ્યું.

એ શબ્દોથી વનવાસીના હૃદયને વધારે દુઃખ થયું; તે દુઃખી નજરે તેની તરફ જોઇ તેનો હાથ પકડી પાસે બેસાડતાં તેણે કહ્યું:—

" પ્યારા બંધુ ! તું ધારે છે તેવું નવીન કશુંએ બન્યું નથી પણ સંસારમાં ગત વાતની સ્મૃતિ એ પણ એક વસ્તુ છે. તેની ધાર કટારીની ધાર કરતાં પણ અધિક તીક્ષ્ણ છે. તે સ્મૃતિની તીક્ષ્ણ ધાર આજે મારા હૃદયમાં રહી રહીને ભોંકાય છે."

" કઇ જાતની સ્મૃતિ તમને દુઃખકર થઇ પડી છે ? વૃદ્ધ પુરૂષો તો હમેશાં કહે છે કે ગત ચરિત્રમાંની સુંદર વાતોના સ્મૃતિ એ એક દિવ્ય ઔષધ છે. એ પ્રમાણે જોતાં તો તમારૂં આખું ચરિત્ર મંગલમય અને કલ્યાણમય છે. તમે હજારો લોકોનું પાલન અને રક્ષણ કર્યું છે અને મને તો લાગે છે કે જો જગતમાં સુખી હોવાનો ખરો અધિકાર કોઇને પણ હોય તો તે માત્ર તમનેજ છે. " વનવિહારીએ સરળ ભાવે કહ્યું.

આ વાત સાંભળી વનવાસીના નેત્રોમાં એ વખતે ફરીથી આંસુ ચમકવા લાગ્યાં. તેના મુખમંડળ ઉપર ખેલી રહેલી મંદહાસ્યની

રેખા ધીમે ધીમે અદ્રશ્ય થઇ. ગંભીર સ્વરે તેણે કહ્યું:—

"બંધુ ! જે સમયે હાથમાં લીધેલી આ કાર્યની સુખદ સમાપ્તિનો વિચાર મારા મનમાં આવે છે તે વખતે મારા સરખો ભાગ્યવાન, મારા જેવો સુખી, સંસારમાં એક માત્ર હુંજ છું, એવું મને લાગે છે અને તે માટે મને આનંદ સાથે અભિમાન પણ થાય છે. ભાઇ, આવા એકાંત સ્થળમાં મારો તે સાર્વત્રિક આનંદ થોડા વખત માટે વિલય પામી જાય છે, મારૂં અંતઃકરણ શોકથી વિકલ થઇ જાય છે, મારો પોતાનો સંસાર એ સમયે મારી નજર સામે તરવરી રહે છે અને તે વખતે એમ થાય છે કે જો દુશ્મનની તરવાર વચ્ચે આવી ન હોત તો બાપુ ! પરમેશ્વરની કૃપાથી તારા જેવડા પુત્રનું પિતૃપદ મને પ્રાપ્ત થયું હોત ! મારા હાથમાં તે દિવ્ય પ્રેમફળ અર્પણ કરવા પહેલાંજ મારી દેવી વિમલે અનંત ચુમ્બનદાનોથી તેના ગુલાબી અને ગોરા ગાલો ભિંજવી નાંખ્યા હોત ! ભાઇ, મારી વિમલને અને મારા વંશપ્રદીપને દુશ્મને ઘરમાંથી જબરદસ્તીથી કાઢી તેમનો વિશ્વમાંથી વિધ્વંસ કરી નાખ્યો. તેજ સ્મૃતિ કોઇ કોઇ વખતે મને વિકલ કરીને મારી આંખોમાંથી પાણી વહેવડાવે છે. એ સ્મૃતિ મને પૌરૂષત્વહીન બનાવી દે છે, એવું તુ માની લઇશ નહિ. કારણ ? મોટા મોટા વિરકત અને વિભુતિપદે પહોંચેલા સંત પુરૂષના નેત્રોમાં પણ એવી રીતે આંસુ દેખાઇ આવે છે તો પછી મારા જેવા આસકત, તુચ્છ સંસારીની આંખમાં આંસુ ભરાઇ આવે તો તેમાં કંઇ નવાઇ છે ?"

આ વખતે વનવિહારી અને વનવાસી બન્નેનાં અંતઃકરણ અંતઃકરણને મળ્યાં હતાં. આત્મે-આત્મા એકરૂપ બની ગયા હતા. એકનું દુઃખ તે બીજાનું દુઃખ એવી સ્થિતિ થઇ હતી. વનવાસી વનવિહારીની પાસે લંબાણ ખુલાસો કર્યા પછી દુઃખાક્રાન્ત બનીને

સ્તબ્ધ થઇ ગયો. તે જોઇને વનવિહારીને લાગી આવ્યું અને આંખોમાં આંસુ સાથે તેણે શાન્ત બેઠેલા વનવાસીને કહ્યું: "મારા જેટલી બીજા કોઇ પણ ગુર્જર પુત્રની તમારા ઉપર પ્રીતિ નથી અને અત્યારે હું તમને ખાત્રી આપું છું કે તમે નિઃસંતાન છો, એ વાતની સ્મૃતિ પણ હું મારા વર્તનથી તમને થવા દઇશ નહિ. સાધ્વી વિમલદેવી શિવાય બીજાં બધાનું સ્થાન હું પૂરી આપીશ અને મહાભાગ! આપણું આ અવતારનું કાર્ય પૂર્ણ થયા પછી સ્વર્ગમાં આપણા બધાનું મિલન—અક્ષય મિલન થશે."

તે સાંભળી વનવાસી વનવિહારી તરફ સ્નિગ્ધ, શાંત અને વાત્સલ્ય પૂર્ણ નજરે જોઇને કહ્યું:

"કદી કદી બાળકોના શબ્દ પણ મહાન્ તત્વવેત્તાઓનાં વચનોને પાછા પાડી દે છે, એવું કહેવાય છે, તે ખોટું નથી. બાપુ! તારૂં આજનું પ્રેમદાન હું આભાર સાથે અંતઃકરણથી સ્વીકારૂં છું. જે જે વખતે બાહ્ય જગતથી મારો આત્મા વિરમીને અંતર્મુખ થશે તે તે સમયે તારો વિશુદ્ધ સ્નેહ—પ્રેમ—જ મારા દુઃખી હૃદયનું સાંત્વન કરશે."

"તો પછી અનુજની કહો કે પુત્રની પદવી ઉપર હું આજથી ખાસ વિરાજમાન થાઉં છું." તમારા હૃદયમાં માત્ર મને સ્થાન આપો એટલે પછી જગતમાં વત્સલતાનો કે બંધુત્વનો કોઇ પણ પ્રકારનો પ્રેમપાશ મારા પ્રેમસિંહાસનને લેશ માત્ર પણ ડગમગાવી શકશે નહિ." વનવિહારીએ અનહદ આનંદમાં આવી જઇ કહ્યું.

આકાશમાંની એક દિવ્યપ્રભાથી ચમક ચમક ચમકતી ચાંદની તરફ અનિમિષ નજરે જોતાં અત્યંત શાંતપણે અને પ્રેમથી ગદ્‌ગદ્ બનેલા સ્વરે જોઇને વનવાસીએ કહ્યું:—

"બંધુ! પેલા દેવી તારાને–મારા એ પ્રેમ દેવતાને અર્પણ કર્યા પછી જે પ્રેમ બાકી રહેશે તેનું અધિષ્ઠાન, પ્રિય હૃદય! હવે તુંજ છે. એ પ્રેમ કરતાં પણ જે વધુ દિવ્ય છે એવા મારા આત્માના ચૈતન્ય, હવે તો તે મારી માનીતી ચાંદણીનુંએ નથી કે તું પણ નથી. પરંતુ તે ચૈતન્ય તો હવે આપણી માતૃભૂમિ ગુજરાતનું છે! તે જન્મભૂમિ જો મારી આંખો આગળ ન હોત તો અત્યારે હું જીવતો પણ રહ્યો નહોત! બાલુડા! તું નાનો અને બિનઅનુભવી હોવાથી મારા હૃદયમાં ચાલી રહેલા વિચારના કોલાહલની કલ્પના પણ તને થઇ શકે તેમ નથી."

"આટલા દિવસ સુધી સાધ્વી વિમલદેવીને તમે જે અર્પણ કર્યું હતું તે હવે તમે ગુર્જર ભૂમિને અર્પણ કર્યું છે, અને જો માતૃ-ભૂમિએ તમારા હૃદયમાં વાસ કર્યો નહોત તો દેવીના વિયોગથી તમે ઝુરી ઝુરીને દેહ ત્યાગ્યો હોત એમજને?"

"બનવાજોગ છે–એમ પણ હોય! વનના વિહારી તું મારી જેમ પ્રેમથી પાગલ બનીશ નહિ હો! જે વખતે ગુજરાત ગુલામીની સ્થિતિમાં સિઝાઇ જતી હતી તે વખતે હું આનંદથી બેહોશ બની ગયો હતો. મારી આશાઓ અને આકાંક્ષાઓ, મારૂં જીવન–સર્વસ્વ એ તમામ વિમલમાંજ લીન થયું હતું. વિમલના સુખદ સ્નેહમાં હું ગુલામગીરીનું સ્મરણ પણ વિસરી ગયો હતો. પણ ગુજરાતનું–માતૃ-ભૂમિનું મને સ્મરણ થાય તે માટે પરમાત્માએ તેને મારા દુશ્મનના હાથે મારા હાથમાંથી છીનાવી લીધી. ભાઇ, મારૂં આ દ્રષ્ટાંત તું તારી નજર સામે રાખજે અને મેં જેટલી ઉત્કટતાથી પ્રેમ કર્યો હતો તેટલી ઉત્કટતાથી તું કોઇના પણ ઉપર પ્રેમ કરીશ નહિ તોજ એવા દુઃખ-રૂપી વિષનો પ્યાલો પ્રાશન કરવાનો સમય ન આવતાં તું એક મહાન્ દેશભક્ત બની શકીશ."

" તમારા શિવાય બીજા કોઇના ઉપર પણ મારો પ્રેમ નથી અને તમારા ઉપર પ્રેમ કરવો, એ શું કોઇ અપરાધ છે? "

આ વખતે વનવાસી હૃદય ઢીલું પડી ગયું અને દૃષ્ટિ સજલ થઇ ગઇ એ સ્થિતિમાં તેણે વનવાસી તરફ જોઇને મમતાથી કહ્યું:—

## પ્રકરણ ૪૬ મું.

" નિર્મળ, શુદ્ધ અને પવિત્ર પ્રેમ એ કાંઇ અપરાધ નથી. તેમાં આસક્ત થઇને આપણે આપણાં કર્તવ્યો વિસરી જવાં, તેટલો તેને વધવા ન દેવો, એટલે થયું. પ્રેમની હું હદ ઓળંગી ગયો અને તેથી માતૃભૂમિ તરફ હરામી બનવાનો મેં ભયાનક અપરાધ કર્યો. પરમકૃપાળુ પરમાત્માએ મારા તે અપરાધનો યોગ્ય ન્યાય કરીને મને તેની શિક્ષા આપી છે અને તેનાજ ફળ હું અત્યારે ભોગવી રહ્યો છું. બંધુ! દાસ્યવિમોચનનું ખરૂં કાર્ય પૂર્ણ થશે એટલે ભૂમિ માતાએ આપેલો આ જડ દેહ તેને સ્વાધીન કરી હું મારી પ્રિય વિમલને મળવા સ્વર્ગમાં ચાલ્યો જઇશ અને સ્વતંત્રતાના વૈભવથી યુક્ત બનેલી ગુજરાતની આનંદદાયક બાતમી મારી વિમલને નિવેદન કરી તેના અખંડ આનંદમાં વિલીન થઇ જઇશ."

તે પછી ક્ષણભર બન્ને સ્તબ્ધ બની ગયા. ઉભયનાં અંતઃકરણ હવે ઉઘડી જઇ ખુલ્લાં થઇ ગયાં હતાં. એટલામાં દુર્ગમાં ચોઘડીઆં વાગવાં શરૂ થયાં. તે સાંભળી બન્ને જણ ચમકી ઉઠયા અને વનવાસીએ વનવિહારીનો હાથ પકડીને કહ્યું: " વ્હાલા ભાઇ! ચાલ ઉઠ!! "

બન્ને બુરજ ઉપરથી નીચે ઉતરી આવ્યા તેઓ પાંચ દશ ડગલાં

આગળ ગયા એટલામાં અજય તેમની સમક્ષ આવીને બોલ્યોઃ "હું તમને કેટલાએ વખતથી શોધું છું. ચાલો, ચાલો! તમારૂં ઘણુંજ જરૂરનું કામ છે. ઘરમાં પરસ્પરમાં જાગેલા કલહથી ઘણો ગંભીર પ્રસંગ ઉપસ્થિત થયો છે."

"અજય! તારી હસતી મુખમુદ્રા ઉપરથી અને વિનોદની ભાવના ઉપરથીજ કંઇ પણ ચિંતા કરવા જેવો પ્રસંગ ઉપસ્થિત થયો નથી, એ સમજી શકાય છે; સમજ્યો અજય?" વનવાસીએ હસતાં હસતાં અજયનો ખભો પકડીને કહ્યું.

"બહુજ ગંભીર પ્રસંગ ઉપસ્થિત થયો છે, એવું કદાચ કહી ન શકાય તો પણ મારાં કાકી સાહેબના વિચારની લહેર વૃક્ષનાં પાંદડાં જેમ ફરી ગઇ છે તે માટે તમને ત્યાં બોલાવવામાં આવ્યા છે. હવે થયું." અજયે છેવટે ખરેખરી વાત કહી.

ઇચ્છાવતીની ચિત્તની વૃત્તિ ખચિતજ ઉચ્છૃંખલપણું ધારણ કરવા લાગી હતી. અજયે કહ્યું તેના કરતાં પણ પ્રસંગ ઘણો ગંભીર હતો. ઇચ્છાવતી ઠાકોર આગળથી ગુસ્સાના આવેશમાં નીકળી ગઇ હતી પરંતુ તેથી તેને નિરાંત નહોતી થઇ. કારણ કે એની આગળ કહેવા પ્રમાણે ચાંપાજી ખરેખરી રીતેજ વનવાસીની સલાહ લેશે અને ઉદાર મનનો તે કદાચિત્ તે જવાબદારી પોતાના ઉપરજ લેશે, એવું તેના વિષયલોલુપ મનને લાગ્યું હતું તેથી તેમ થઇ ન શકે, તે માટે બોલાવવા નીકળેલા અજયને તેણે પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું:—

"આપણા વ્યક્તિગત વ્યવહારમાં એમને તસ્દી આપવી, એ આપણને યોગ્ય નથી. તેમના બુદ્ધિબળ અને ભુજબળ ઉપર ગુજરાતનું ભવિષ્ય અવલંબેલ હોવાથી તેમના ઉપર આપણો એકલાનોજ હક્ક

નથી. તે ઉદાર અને દયાવાન છે. તેથી ઠાકોરનો શબ્દ તે ઉથાપશે નહિ, પણ દેશના નેતાને એવી જાતના ક્ષુલ્લક કામમાં રોકી તેમનાં સમય અને શક્તિનો અપવ્યય કરવો, એ મને તો યોગ્ય લાગતું નથી. મને લાગે છે કે મારૂં કહેવું તને પણ વાજબી લાગશે. વળી આપણા ઉપર તેમણે અનેક ઉપકાર કર્યા છે. હવે તે ભારમાં વધારો કરવો એ ઠીક નથી તેથી હું તને કહું છું કે, પદ્મિનીની વ્યવસ્થા માટે તેમને કાને આપણે એક અક્ષરે પડવા દેવો જોઈતો નથી."

આ રીતે મોટાઈના દંભ નીચે અજયને બારોબાર મોકલી દેવાનો તેણે રચેલો દાવ પણ અજયે ઉડાવી દીધો એટલે તે ત્યાંથી ગુલાંટ ખાઈ વળી ચાંપાજી પાસે ગઈ. ત્યાં જીવનદાસ અને કેસરીસિંહ તુરતનાજ આવીને બેઠા હતા. ઇચ્છાવતી આવી ત્યારે તે નીચે મુજબની વાતચિત કરતા હતા:—

"ઠાકોર, આપની સરદારી નીચે પાવાપઢના સંરક્ષણની જવાબદારી મારા ઉપર આવેલી છે."

બરાબર એજ વખતે તે તેમની સામે જઈને બોલી ઉઠી:—
"અને એ જવાબદારીની જોખમદારી, તમે સ્વીકારી શકશો ?"

"ના. જ્યાં સુધી શસ્ત્ર ધારણ કરવાનું સામર્થ્ય મારા શરીરમાં આવ્યું નથી ત્યાં સુધી ગમે તેટલા સન્માન અને જોખમદારીનું સ્થાન મને મળે તો પણ મારાથી તે સ્વીકારી શકાશે નહિ અને એવી, આવી પડતી જવાબદારીનો માન ભરી રીતે અસ્વીકાર કરી, સ્વેચ્છાથી હું જીવનદાસ સરખા વીરાગ્રણીના હુકમમાં અને નિર્ભય આશ્રયમાં રહેવા તૈયાર થઈશ."

"પણ વનવાસી વિના નિર્ભયતા છે ક્યાં ? નાથ તમારૂં અને તમારી સ્ત્રીનું રક્ષણ કોણ કરશે ? ઉસ્કેરાયલા નામના દંશથી કયા વીર પુરૂષનું મંત્રબળ તમારૂં સંરક્ષણ કરશે ?" ઇચ્છાવતી વચ-

માંજ બોલી ઉઠી.

ઇચ્છાવતીનો તે આવેશ અને અભિનય જોતાં જીવનદાસને પોતાનું અપમાન થવા જેવું લાગ્યું. કારણ કે તેના શબ્દો તેના બીદને હીનપણું આપનારા હતા. ઠાકોર ચાંપાજી તે વાત કળી ગયા અને પોતાની પત્નીના બોલવાથી થયેલી અસર દૂર કરવાના ઇરાદાથી બોલ્યાઃ

" જીવનદાસ પણ વનવાસીના શૌર્યનું એક દિવ્ય પ્રતિબિંબ છે, સમજી ? "

" માતાજી, આ દેહના રાઇ રાઇ જેટલા કુકડા થઇ જશે ત્યારેજ આપના શરીરને દુશ્મન ઇજા કરી શકશે ત્યાર પહેલાં નહિ ! !" જીવનદાસે કહ્યું.

તો પણ જીવનદાસના આશ્વાસન તરફ ધ્યાન ન આપતાં વનવાસીનેજ ત્યાં રાખવા ઇચ્છાવતીએ વલણ બતાવી. તે જોઇને લશ્કરીવૃત્તિના કેસરીસિંહનું લોહી ઉકળી આવ્યું અને કંઇક કર્કશ અવાજે તેણે કહ્યુંઃ—

" બાઇસાહેબ ! કેવળ વિરાટરાજાના અંતઃપુરમાં નૃત્ય શિખવવા માટેજ ધનુર્ધારી અર્જુનને પરમેશ્વરે સર્જાવ્યો નહોતો. તેના હાથે તો અગિઆર અક્ષૌહિણી કૌરવોનો સંહાર કરાવાનો હતો. તેજ પ્રમાણે વનવાસીના ઉપર તમારા રક્ષણ કરતાં ગુજરાતના રક્ષણનાં મહત્વ ભર્યાં કાર્યો અવલંબી રહેલાં છે અને એ વાત તેઓ તમારા કરતાં વધારે સારી રીતે સમજે પણ છે."

કેસરીસિંહના બોલવાથી ચાંપાજીને કંઇક લાગી આવ્યું અને જો ઇચ્છાવતી વચ્ચે બોલી ઉઠી ન હોત તો તે કેસરીને ઉત્તર પણ આપવા જતા હતા પરંતુ તેણે પ્રાચીન કવિઓએ વર્ણવેલાં સ્ત્રી ચરિત્ર કરતાં આંખો લુછતાં લુછતાં કહ્યુંઃ—

# પ્રકરણ ૪૭ મું.

" એમના વિના અમારી શી સ્થિતિ થશે તેનું દુઃસ્વપ્ન અ-ત્યારેજ મારી આંખો સમક્ષ દેખાય છે. જો તેઓ અહીં હોત તો આ રીતે મારૂં પાણી ઉતરવા દેત નહિ સમજ્યા ? "

એજ વખતે અજય વનવાસીને લઇને ત્યાં આવી ચઢયો. ઇચ્છા-વતીનાં ડુચકાં હજી ચાલુ હતાં અને વનવાસીની મુખમુદ્રા ઉપર સલીલ હાસ્યની રેખાઓ ચમકી રહી હતી. તેને જોતાંજ ઇચ્છાવતી પોતાના પતિ દેવની પીઠ પાછળ જઇને ઉભી રહી. ડુસકાં લેતાં દયા-મય સ્વરે તેણે કહ્યું—

" ઠાકોર, પાવાગઢમાં અમને રઝળતાં મુકીને તમે જવાના છો, એવું જીવનદાસજી કહે છે શું તે ખરૂં છે ? "

" રઝળતાં મૂકીને ? નહિ નહિ ! જીવનદાસના શૌર્યસુદર્શનના આશ્રય નીચે તમને મુકીશ એટલે તો તમને નિર્ભયતા છે ને ? " વનવાસીએ કહ્યું.

" ના—ના ! તમારા વિના મને કોઇ સ્થળે નિર્ભયતા જણાતી નથી. અમારા રક્ષણની જવાબદારી તમે તમારી જાતેજ તમારા શીરે લીધી છે અને મારી તમને છે પ્રાર્થના પણ છે કે અમારૂં વૃદ્ધા-વસ્થામાં મરણ થાય ત્યાં સુધી તમે માથે લીધેલી એ જવાબદારી એવીજ રીતે સંભાળો." ઇચ્છાવતીએ કહ્યું—

તે સાંભળી ચાંપાજી સંતાપ અને તિરસ્કારથી વચ્ચે બોલી ઉઠયાઃ—" ઓ સ્ત્રી ! તું શુદ્ધિમાં છે કે નહિ ? તું શું બકી રહી છે એ પણ તું સમજે છે કે નહિ ? આપણા રક્ષણની જવાબદારી કરતાં દેશના પુનરૂદ્ધારની અનંતગણા મહત્વની જવાબદારી તેમના ઉપર છે.

તેમણે તે માટે રણભૂમિ ઉપર જવુંજ જોઇએ અને જો આપણે આપણા પોતાના સુખની ખાતર તેમને અટકાવી રાખીએ તો તે દેશ-કાર્ય સાથે દગાબાજી કરેલી ગણાય.”

તે કઠોર વાક્યો સાંભળી સાડીના પાલવ નીચે નયનદ્વયને છુપાવી જોરથી ડુસકાં ખાતાં ઇચ્છાવતી ફરી બોલી:—

“નિર્દયનાથ! પોતાના સૌભાગ્ય માટે સ્ત્રીઓના અંતઃકરણમાં શું શું થાય છે, તેની તમો પુરૂષોને કલ્પના પણ ક્યાંથી થઇ શકે? પણ નાથ! કેસરીસિંહની જેમ તમારે મારૂં અપમાન કરવું જોઇતું નહોતું.”

પછી વનવાસી તરફ જોઇને તેણે કહ્યું: “વનવાસી, મને મારા સૌભાગ્યનું દાન આપો એટલીજ મારી તમને નમ્ર પ્રાર્થના છે.”

તે સાંભળી આખું મંડળ સ્તબ્ધ બની ગયું. માત્ર ઇચ્છા-વતીનું દાંભિક રૂદન ચાલતું હતું. તેની પ્રાર્થનાનું છેવટનું વાક્ય કાને પડતાંજ ઉદાર અને કોમળ હૃદયી વનવાસીનું હૃદય પીગળી ગયું. તેનાથી ઇચ્છાવતીનું રૂદન સહન થઇ શક્યું નહિ. તે મૌન ત્યાગીને બોલ્યો:—

“માતાજી, તમારી શી ઇચ્છા છે? તમારી ઇચ્છા પ્રમાણે મારાથી પાંચ છ દિવસ સુધી કામ કરી શકાય તેમ છે. માટે તે દરમિયાન જ્યાં જવાની આપની ઇચ્છા હશે તે સ્થળે હું આપને પહોંચાડી દેવા તૈયાર છું.”

વિષયાસક્તચિત્તને પોતાના લંપટ મનોરથોની ઇમારતનો પાયો ચણવા માટે એનાથી બીજી વધારે સારી તક કઇ મળવાની હતી? મહાન્ તપસ્વીઓને પણ માનુનીઓની માયામય મોહિનીએ દિવાના બનાવ્યા છે. તેજ સૌન્દર્યરૂપી મોહિની અસ્ત્ર પોતાની પાસે

હોવાથી અને તેને માટે જોઇતો શિકાર એવી રીતે એકાએક પોતાનાજ હાથમાં આવી પડનાર હોવાથી તેને પછાડી દેવામાં વાર લાગવાની નથી. એવું તેના મનને થતાં તેણે કહ્યું:—

"અમને કનકાવતીમાં પહોંચાડો. તે સ્થાન અમારા માટે નિર્ભય છે."

તે વાતનો વનવાસીએ સ્વીકાર કરતાંજ ચાંપાજીએ કહ્યું:—

"વનવાસી ! મારી આવી નિર્બળ સ્થિતિમાં તમને મારા તરફથી મદદ મળવાને બદલે ઉલટો હું તેમને બારરૂપ થઇ પડું, એમ હોવાથી મને પણ કનકાવતી જવાની પરવાનગી આપો."

છેવટે તે વાત નક્કી થઇ અને બીજે દિવસે અજય સાથે વનવાસી પચાસ શૂરવીર યોદ્ધાઓ લઇ—ચાંપાજીને તથા ઇચ્છાવતીને સાથે લઇ પાવાગઢથી નિકળ્યો. તેઓ વગર અડચણે કનકાવતી પહોંચી ગયાં. નગરમાં પ્રવેશ થતાંજ ઇચ્છાવતીને અતિશય આનંદ થયો. ઠાકોર નાની મ્યાના જોડેજ ચાલતા વનવાસી તરફ આખા રસ્તે વિષયાસક્ત અને અવિરત નજરે તે જોઇ રહી હતી તોપણ તેના મનનું સમાધાન—સાંત્વન—થયું નહિ, એથી તો ઉલટું પાપી કામવાસના—અરણ્યમાં લાગેલા દાવાનળની જેમ—તેના હૃદયારણ્યમાં વધુને વધુ સળગતી જતી હતી.

કનકાવતીમાં પ્રવેશ થતાંજ તેને લાગ્યું કે હવે મારા મનની અભિલાષા અહીં અવશ્ય પૂર્ણ થશેજ !

કનકાવતીમાં પ્રવેશ કરતી વખતે પોતાની અભિલાષા પૂર્ણ કરવા માટે ઇચ્છાવતી વનવાસીને આગળ ને આગળ રાખીને તેને ઘેરવાનો પ્રયત્ન કરવા લાગી. તે સવારમાં ઉઠીને દાતણ પાણી કરે ત્યાંથી છેક રાત્રે સુવા જાય ત્યાં સુધીનાં તેને માટેનાં સઘળાં કાર્યોની વ્યવસ્થા તે પોતાની જાતે કરવા લાગી. તેમાં તેનો એટલોજ ઉદ્દેશ

હતો કે વનવાસી કોઇપણ રીતે પોતાની ઇચ્છા વનવાસી સમજી જાય–કોઇપણ પ્રકારે પોતાના પ્રેમની તેને ખાત્રી થાય પણ તેની એ ધારણા ભૂલભરી નિવડી. સાદા–સરળ સ્વભાવના વનવાસીના મનમાં તેનો એ ઉદ્દેશ પ્રવેશ કરી શકયો નહિ! અને પોતાને માટે બીજાને વગર કારણે ત્રાસ થાય તે ઠીક નહિ, એવી ઇચ્છાથી તે બને ત્યાં સુધી તેનાથી દૂર ને દુર રહેવા લાગ્યો. ઇચ્છાવતી જેમ બને તેમ તેના વધારે ને વધારે નિકટ સહવાસમાં આવવાના પ્રયત્ન કરવા લાગી. લગભગ સાયંકાળને સમય વનવાસીને માટે ભોજનની સામગ્રી લઇને તે તેને માટે નિયત કરેલા ખંડમાં ગઇ અને તેને જમવાનો આગ્રહ કરવા લાગી. વનવાસીને તે દિવસે જમવું નહોતું તેને ભુખ નહોતી તેથી સરળ સ્વભાવે તેણે એ વાત તેને કહી દીધી. એટલે ઇચ્છાવતીનો આગ્રહ વધતો ગયો અને આંખમાં આંસુ લાવીને નિસાસા નાંખતા બોલી:–

"એમણે પણ અત્યારે જમવાની ના પાડી. એથી ત્યાં પણ મારૂં અપમાન થયું અને તમે પણ જમવાની ના પાડી મારૂં અપમાન કરો છો."

એ રીતે તેણે સ્ત્રી ચરિત્ર કરવાથી વનવાસીને શરમ આવી. ન છુટકે એક બે ગ્રાસ તેણે લીધા. એથી તેને આનંદ થયો અને કામ વિવશતાથી સારાસારનું જ્ઞાન ભાન ભૂલેલી ભામિનીએ કહ્યું:–

---

## પ્રકરણ ૪૮ મું.

---

"આમ દરેક વાતમાં મને તમે સંતોષ આપશો? મારી ઇચ્છાઓ પૂર્ણ કરશો?"

એ શબ્દની સાથેજ વનવાસીની મુખમુદ્રા ઉપર તરી આવતા જોઇતા વિકાર માટે તે બારીક નજરે કેટલીકવાર સુધી જોઇ રહી; પરંતુ તે જે વિકાર જોવાની ઇચ્છા રાખતી હતી તેવા વિકારનું કંઇ પણ ચિહ્ન વનવાસીની મુખમુદ્રા ઉપર જણાયું નહિ. વનવાસીની ધીરગંભીર મૂર્તિ અત્યારે પણ તેવીજ રીતે શાંત, નિરવિકાર અને નિશ્ચળ રહેલી જોઇને તેને પોતાની જાત ઉપર ક્રોધ ચડયો. તેની વૃત્તિઓ તે વખતે લગામ વિનાના અશ્વની માફક કુદાકુદ કરવા લાગી ગઇ. તે સમયે ક્ષણે ક્ષણે મુખના રંગ બદલતી ભામિનીના મુખ તરફ જો વનવાસીનું ધ્યાન ગયું હોત તો તે જોઇ શકયો હોત કે ઇચ્છાવતીની મુખમુદ્રા ક્ષણે ક્ષણે જુદા જુદા પણ ખરાબ વિચારો—વિકારો ધારણ કરતી હતી. તે ક્ષણમાં કામાસક્ત, ક્ષણમાં નિરાશાયુક્ત, ક્ષણમાં કોપયુક્ત બની જતી હતી પણ વનવાસીએ તો તે તરફ જોયુંજ નહિ ! એ સ્થિતિમાં તેને ત્યાંને ત્યાંજ મુકીને વનવાસી કનકસાગર સરોવર ઉપર સહેલ કરવા નીકળી પડયો.

ઇચ્છાવતી બહુજ ઉતાવળી હતી. ગમે તે રીતે પણ પોતાની ઇચ્છા પૂરી કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો. સુંદર વસ્ત્રાભૂષણોથી પોતાના દેહને શણગારી તે પણ વનવાસીની પાછળ પાછળ કનકસાગર તરફ ગઇ.

સમય સંધ્યાનો હતો. આકાશ—સરમાં ચંદ્રરાજ પોતાની પ્રિય ચંદનીઓ સાથે તેમાં વિહાર કરવા ક્રીડા કરવા માટે નીકળી પડયો હતો. તે દેખાવ કનકસાગરના ઇચ્છાવતી તરંગવશ હૃદય જેવા તરંગવશ જલપટ ઉપર પ્રતિબિમ્બીત થઇ રહ્યું હતું. સરોવરને કાંઠે આવેલા વૃક્ષો મૃદુ પવનની ધીમી લહરીમાં ડોલી રહ્યાં હતાં. વચ્ચે વચ્ચે જલવિહારી સારસ અથવા તો સુંદર શરીર છતાં કલુષિત હૃદયવાળાં બગલાઓ જલતરંગને સ્પર્શ કરતાં ન કરતાં સુમંદ તરંગભંગ

ફરી ગગન પટમાં ઉડ્ડયન કરી જતાં હતાં. જલમગ્ન માછલીઓ સ્થળે સ્થળે ઉછળી ઉછળી સરોવરનાં હ્રદયમાં અનન્ત વર્તુળ આકારો ઉત્પન્ન કરી ફરીથી જલમગ્ન બની જતી હતી. સરોવરમાં ઘડી પહેલાં ખિલી રહેલાં પરંતુ દિવાકરના વિયોગે વિલાઇ જઇ નમી પડેલા મુખવાળા કમળો વાયુની મંદ લહરીથી ડોલતાં ડોલતાં પોતાનો સૌરભયુક્ત પરાગ જલાશય ઉપર પ્રસારી સહેલાણીઓના શ્રમને હરતાં હતાં. માર્મિક મકરંદ ઉન્મત્ત થઇને બીડાતી કમલરાજી ઉપર ગુંજારવ કરી રહ્યા હતા, પરંતુ સંધ્યા સમય થવાથી, બીડાતાં પદ્મ પત્રોમાં બીડાઇ આખી રાત ગુંગળાઇ મરીશ, એવું તેઓના કર્ણહૃદયમાં અનિલરાજ પોતાની ભાષામાં લવી જતો; છતાં સૌરભરૂપી પ્રેમમાં મસ્ત બનેલા હઠીલા તે ત્યાંથી ખસતા નહિ! વાયુ તે મદમત્ત મધુકરોને પોતાના કોમળ કર વડે કમળ કુસુમ ઉપરથી ધકેલી દેતો હતો છતાંએ હઠીલા અને પરિણામથી અજાણ્યા અથવા તો બેદરકારક ભમરો ફરી ફરીથી હઠીલાઇ કરી કોમળ કમળના કુસુમ ઉપર જઇ બેસતા અને તેની બીડાઇ જતી કોમળ પાંદડીઓમાં સપડાઇ જતા. એવી રીતે સપડાતો એક મધુકર સરોવર કાંઠે ઉભેલી ઇચ્છાવતીની દૃષ્ટિએ પડયો. તે જોઇ તેને કમળ તથા ભ્રમર માટે કૌતુક થયું અને તે સ્વગત બબડીઃ—

"બ્હેન કમલિની! જેમ તારા પ્રિયકરને હ્રદયમાં પુરી દેવાના કાર્યમાં તને વિજય મળ્યો તેમ મને પણ મળશે ખરો કે? મારા મધુકરને મારા હ્રદય પિંજરમાં કાયમને માટે હું પુરી શકીશ ખરી કે? બ્હેન! તું ભાગ્યવાન તો ખરીજ! કેમકે તારા પ્રેમીઓ જાતે ચાલી ચલાવીને તારી પાસે આવે છે અને હું તો તેની પાછળ પાછળ દિવાની બનીને ભટકું છું. ઓ રજનિનાથ! અને ઓ બ્હેન કમલિની! તારા વિજયના આજના શુભ અને મંગળ શુકન મારા આ અભિસારીકાના વેષને

ફળદાયી થાઓ. મારા મનના મનોરથો સફળ થાઓ!"

કામના અગ્નિથી બળતા હૃદયમાંથી દુઃખનો નિઃશ્વાસ નાંખી, ઇચ્છાવતી કુલવધુના આચારને તિલાંજલી આપીને વનવાસીની માર્ગપ્રતીક્ષા કરતી બેઠી. પોતાને બેસવા માટે તેણે એવી નાકાની જગા પસંદ કરી હતી કે, વનવાસીને તે રસ્તેથી જવા શિવાય ચાલે તેમ હતુંજ નહિ અને તે ત્યાં આવે કે તરત સરોવરમાં કમલિની પ્રમાણે પોતે પણ સૌન્દર્યના પરાગથી તેને ભૂલવીને પ્રેમરૂપી પાંદડીઓમાં પુરી રાખવાનો તેણે વિચાર કરી રાખ્યો હતો. તે સમયે તે પોતેજ પોતાના તાનમાં ગુલતાન બની સામેથી સહેલ કરતા આવતા વનવાસી તરફ ઇચ્છાવતીની દૃષ્ટિ સ્થિર થઇ ગઇ હતી. બિચારો વનવાસી સરલ હૃદયે તે તરફ આવી રહ્યો હતો.

આ સમયે ઇચ્છાવતી જલદેવી જેવીજ બની રહી હતી. તેની ગુલાબી રંગની કાયા ઉપર જલરંગ સમાન રંગની સાડી શોભી રહી હતી. ગળામાંનો મુક્તાહાર અને મોહનમાળા તેના વક્ષઃસ્થળ ઉપર ઝુલી રહી ચંદ્રના ધવળ કિરણોમાં ઘનશ્યામવર્ણીય સાડીને લીધે ઘણાજ મનોહર લાગતા હતા. ખરેખર તે અત્યારે સાક્ષાત્ સૌંદર્યસુંદરી જેવી બની હતી. પાણીમાં વિહાર કરતા ચંદ્રના પ્રતિબિંબનાં કિરણોના ફેરફાર તેના મુખમંડળ ઉપર પાડતાં હતાં તેથી તેનું ગોરૂ ગાત્ર અને મધુરૂં મુખ વધુ ચમકી રહ્યું હતું, પણ તે બધાની નીચે છુપાઇ રહેલું તેનું કલુષિત હૃદય અતિ શ્યામવર્ણનું હતું. વનવાસી રૂપ કરતાં ગુણને વધુ ચાહતો હતો. પણ તે ઇચ્છાવતી મદોન્મત સૌન્દર્યને ધિક્કારી શકશે? સામેથી ચાલ્યા આવતા વનવાસીનું તે સૌન્દર્ય તરફ લક્ષજ નહોતું. તેની વૃત્તિ અંતર્મુખ હોવાથી તેને તે જોઇ પણ શક્યો નહોતો. તે પાસે આવ્યો તે વખતે ઇચ્છાવતીની તોફાની

વૃત્તિઓ તનમનાટ કરી કુદાકુદ કરી ઉઠી. અરે! પવિત્રપણાને લાત મારી જ્વાલામુખી પ્રમાણે તે એકદમ સ્ફોટ કરીને ભડભડી રહી અને પાસે આવવા છતાં પણ પોતાની સામે દૃષ્ટિપાત પણ કર્યા વિના વનવાસીને ચાલ્યો જતો જોઇ તે સ્મિત હાસ્યવાળા મુખ સાથે નુપુરનો ઝંકાર કરતી વીણા વીણા વિનિંદિત સ્વરે હાથનો લ્હેંકો કરી બોલી ઉઠી:–

## પ્રકરણ ૪૯ મું.

"ઓહોહો! અહો હો! આવા તે શાના વિચાર કરી રહ્યા છો?"

એ શબ્દધ્વનિ વનવાસીએ સાંભળતાંજ તે એકદમ અટકી ગયો. સ્થમ્ભિત થઇને ઉભો રહ્યો અને પાછું વળી તેની તરફ જોવા લાગ્યો. વિષય વાસનાથી કલુષિત હૃદયની બનેલી ઇચ્છાવતીને તે વાતનો અર્થ જુદોજ લાગ્યો. તેને લાગ્યું કે સુંદર સરોવર તટે, સુંદર ચંદ્રિકાના પ્રકાશમાં, પોતાના અભિનવ અને લલિત સૌન્દર્યનું થવું જોઇએ તેવુંજ પરિણામ વનવાસીના હૃદય ઉપર થયું છે. પોતાના સૌન્દર્યશરથી તેનું હૃદય વિંધાઇ ગયું છે અને પોતે ધારેલો શિકાર પોતાની જાળમાં સપડાયો છે. તેથી પ્રેમાકુલ નજરે તેની તરફ જોઇને તે બોલી:—

"આપ કઇ તરફ જવા ધારો છો–કઇ બાજુએ જવાનો આપનો વિચાર છે?"

"ક્યાંએ નહિ. મારે કંઇ પણ કામ નહિ હોવાથી સહજ આનંદની ખાતર આ તરફ આવ્યો હતો અને અહિંની રમણીય

શોભા જોઇ મઝા પડતી હોવાથી માત્ર મોજની ખાતર જ્યાં પગ લઇ જાય ત્યાં ચાલ્યો–જાઉં છું–જતો હતો."

"ખચિત, અહીંની શોભા જેટલી રમણીય છે તેટલી પ્રેમાળ પણ છે નહિ વારુ ?" તેના મુખ તરફ અવિરત નજરે જોતાં તેણે આગળ કહ્યું: "આ પશ્ચિમ દિશાએ ભગવાન ભાસ્કરરાજને પોતાના મંદિરમાં ખેંચી લીધા છે. આ સરોવરે નિશાનાથને પોતાના અંતઃકરણના સિંહાસન ઉપર વિરાજીત કરી પ્રીતિના પંચામૃતથી તેની પ્રેમ પુજા પ્રારંભી છે. મહાભાગ ! પેલી સામે જણાતી કમલિનીએ પણ પોતાની પાંખડીઓના સંપુષ્ટમાં મધુકર સાથે પ્રેમ ભરી વાતો કરવા માંડી છે. આ શોભા કેટલી રમણીય અને કેટલી પ્રેમમયી છે ?"

"બા સાહેબ, અમો લડવૈયાઓ કવિજનોની કલ્પનાઓ સમજી શકતા નથી અને અમને તેની વાતોમાં આનંદ પણ આવતો નથી. ધારો કદાચિત્ સમજી શકતા હોઇએ તો પણ તમારા જેવી કોમળ ભાષામાં તે કહી બતાવતાં અમને આવડે પણ નહિ." વનવાસીએ કહ્યું:–

પણ અભિસારિકાનો વેશ ધારણ કરેલી ઇચ્છાવતી ઉસ્તાદ હતી. વનવાસીના મર્મભર્યા ભાષણનો મર્મ સમજવા છતાં પણ જાણે કંઇ સમજીજ ન હોય, તેમ બતાવવા માટે હસતાં હસતાં તેણે કહ્યું:-

"વનનાવાસી ! આ સરોવર જેટલું પ્રેમપૂર્ણ જણાય છે તેટલું નથી નહિ ? એને કનકસાગર નામ આપવા કરતાં 'કામિનીસાગર' નામ આપ્યું હોત તો તે યથાર્થ હતું; કેમ ખરૂં ને ?"

"કેમ ભલા ? એ સરોવરે શું કાંઇ અપરાધ કર્યો છે ?"

"શું અપરાધ કર્યો છે ?"

"દશ વર્ષ પહેલાં એક તરૂણીએ તેમાં પોતાના પ્રાણનું વિસર્જન

કર્યું હતું!" જાણે પ્રત્યેક શબ્દ તોળી તોળીને બોલતી હોય તેમ માર્દવતાથી ઇચ્છાવતી કહ્યું.

"શા માટે?"

"જેના ઉપર તેનો અનહદ પ્રેમ હતો તેણે તેના પ્રેમ-સ્નેહ-નો તિરસ્કાર કર્યો હતો એટલા માટે!"

"બિચારી અભાગિની!"

"શું તમને તેની દયા આવે છે?"

"પોતાના ઉપર એકનિષ્ઠ સ્નેહ કરનાર ગૃહલક્ષ્મીનો તિરસ્કાર કરનાર પુરૂષજ ન કહેવાય." વનવાસીએ તેના પ્રશ્નની પરવાહ કર્યા વિના કહ્યું.

"ત્યારે જો એને સ્થળે તમે હોત તો તેને મરવા દેત કે નહિ?"

સ્વાર્થ સાધવાની વૃત્તિથી ઇચ્છાવતીએ આ ટકોર કરી. તેના અવાજમાં એટલું લંપટપણું અને પ્રેમવ્યાકુળતા હતાં કે તેના પ્રશ્નાર્થક ઉદ્ગાર સાંભળતાંજ વનવાસી ચમકી ગયો. તેણે તેના તરફ નજર કરી. પળવારમાં ઉભયનાં નયનનોનું મિલન થયું. તે એકજ દ્રષ્ટાન્ત ઉપરથી વનવાસી આખા બનાવની હકીકત સમજી ગયો. તરતજ ઇચ્છાવતીએ માથું નીચું નમાવી દીધું. તો પણ વિષય વાસનાના ઉછાળાથી રક્ત ઉકળી આવવાથી તેના મુખમંડળ ઉપર શરમની લાલી છવાઇ ગઇ. હજી પણ તેનું ઉદાર અને નિર્મળ મન તેના બોલવાનો વિચિત્ર અર્થ કરવાની હિંમત કરી શક્યું નહિ. કદાચ દ્રષ્ટિ, કાન અને મનની ભાવનાઓનો એ અત્યાચારી પ્રમાદ હશે, એ સંબંધે અમે કાંઇ જાણતા નથી; પરંતુ ગમે તે બાનું કાઢીને વનવાસી ત્યાંથી છટકવા જતો હતો એટલામાં તે તેને આડી ઉભી રહી. તેનો

હાથ પકડીને અશ્રુપુરિત નયને તેની તરફ જોઇ બોલવાનો પ્રયત્ન કરવા લાગી. આ વખતે તેનો કંઠ ઉંડો ઉતરી ગયો હતો તથા કામ વાસનાની તીવ્રતાથી તેનું સર્વાંગ કંપી રહ્યું હતું. થોડા વખત પછી તેનાથી ઉભું પણ ન રહેવાયું એટલે તે બેશી ગઇ અને વનવાસીના પગ પકડયા. આવો બનાવ જોઇને વનવાસી સ્તબ્ધ થઇ ગયો. તેની બુદ્ધિ ભ્રમિત થઇ ગઇ હોય, એવું તેને લાગ્યું. તે એક પુતળાની માફક ચેતનહીન થઇને ઉભો રહ્યો. તેના પગને અશ્રુના અભિષેકથી ભિંજાવતી ઇચ્છાવતી અત્યંત દીનપણે વ્યાકુળતાથી બોલીઃ-

## પ્રકરણ ૫૦ મું.

"વનવાસી-વ્હાલા વનવાસી! આ સરોવરમાં પ્રાણ વિસર્જન કરનારી અભાગિની હું પોતેજ છું, એમ સમજી લ્યો!"

મર્મસ્થળ ઉપર ઘા થતાં આંખે જેમ અંધારાં આવી જાય છે, આખું જગત એકદમ ચક્કર ચક્કર ફરતું હોવાનો ભાસ થાય છે, તેવીજ હાલત ઇચ્છાવતીની વાત સાંભળતાં વનવાસીની થઇ. ત્રિભુવનમાં એકદમ ઘણુંઘણુ ઘણ કરતો અવાજ શરૂ થયો છે કે પોતાના કાનના ધ્વનિનાદક પડદા ઝણઝણી રહ્યા છે, તેનું પણ તે વખતે તેને ભાન રહ્યું નહોતું. આખું વિશ્વ ભડભડી રહી સળગી ઉઠયું છે કે પોતાને પોતાના નેત્ર બળતાં હોવાથી એવો ભાસ થાય છે। એકદમ અંધકાર-ગાઢ અંધકાર-દેખાય છે તે વિશ્વનું છે કે પોતાની આંખોજ પોતાને છોડી ગઇ છે, એ વાત તે કળી શકતો નહોતો. પોતાના પગ ઉપર હીમનો ડુંગર લાવીને મુકવામાં આવ્યો છે અને તેથી પગમાંનું રક્ત ઠરી

જઇને નાડીઓ બંધ પડી જાય છે કે શું, એવા એવા અનેક અવનવા વીચાર તે વખતે વનવાસીને થતા હતા.

તેની આ હાલતની ઇચ્છાવતીની ઉપર કંઇ પણ અસર ન થઇ. તેને મૌન રહેલો જોઇ તે ઉઠી અને તેની પાસે જઇ તેના બન્ને હાથ પકડી, તેની તરફ વિહ્વલ દ્દષ્ટીથી જોતી તે બોલી:–

" કઠોર હૃદયના વનવાસી ! આમ નિષ્ઠુર શા માટે થાયછે ? તારૂં હૃદય પાષાણનું તો નથી ને ? મારી અભિલાષા હજી તારાથી શું સમજી શકાતી નથી ? તારાં સૌન્દર્ય અને નિષ્ઠુરતાએ ચલાવેલી આ વિટંબના જોઇને પણ તને શું મારી દયા આવતી નથી ? હાય–હાય શું તું મારો તીરસ્કાર કરે છે ? કઠોરહૃદયી ! મારી ઇચ્છા જો તું પૂર્ણ નહિ કરે તો તે અભાગિનીની માફક જ આ પ્રાણ પણ સામેના સરોવરમાં ફેંકી દઇને આ તિરસ્કાર પામેલ જીવનનો હું અંત લાવી દઇશ ! બોલ, બોલ! હવે તું મને શું જવાબ આપે છે !"

હવે વનવાસી શુદ્ધિમાં આવ્યો. તેને લાગ્યું કે હજુ જો હું મૌન ધારી રાખીશ તો વાત વંઠી જશે, તે ભયથી તે દયાર્દ્ર સ્વરે બોલ્યો:—

## પ્રકરણ ૫૧ મું.

"બાઇ ! તમારા પતિ મારા વડિલને સ્થાને છે. જો કદાચ હું વિષયલોલુપ હોત તો પણ જેને મેં મારા પિતૃપદનું માન આપ્યું છે તેની સાથે આવું નીચ કામ કરી મારા હાથે તેને હું કદી પણ કષ્ટ આપી શકીશ નહિ! મારા હૃદયમાં મિત્રસ્નેહ કરતાં અધિક નાજુકવૃત્તિને હવે આ હૃદયમાં સ્થાન નથી. હવે તો જગતમાંની કોઇ પણ

આ તરફ મારા નયનો પ્રેમાસક્તતાથી જોનાર નથી. મારા નેત્રોમાંથી પ્રેમજળ સઘળું ખૂટી ગયું છે. ઇચ્છાવતી! મારા હૃદયસાગરમાંથી પ્રેમનો ઝરો શોષાઇ જઇ હવે તો આ હૃદય ખાલીખમ થઇ જઈ જળ વિનાના શુષ્ક કુવા જેવું થઇ ગયું છે?"

"એમ કેમ કહી શકાય! આમ કહી મારી ઉમર અને મારી યુવાની તરફ તમે દુર્લક્ષ્ય કરો છો. વનવાસી સાચા પ્રેમનું મધુબિંદુ આખા આયુષ્યમાં આજેજ મને ચાખવા મળે છે. હું અભાગિની હોવાથી મારા પિતૃસ્થાને શોભે એવા ઘરડા માણુસ સાથે મારૂં નશીબ જોડી દેવામાં આવ્યું છે. હું તરૂણ અને એ વૃદ્ધ! તેમના અને મારા વચ્ચે સાચા પ્રેમનો ઉદય શી રીતે થઇ શકે, તે તમેજ મને કહો? તમારા પ્રેમનો ચટકો મને લાગ્યો છે. તમારા પ્રેમની હું ભીખારણુ છું માટે બીજું કંઇ નહિ તો આશાનું અન્ન આપીને પણ મારા મનનું સાંત્વન કરવા કૃપાવંત થાઓ!"

ઇચ્છાવતીની વાત સાંભળી વનવાસીને ભય લાગવા માંડયો તો પણ નિશ્ચય રાખી તેણે કહ્યું:—

"બાઇ! તમને પતિધર્મના કર્ત્તવ્યથી પરાઙ્મુખ કરે એવો એક પણ શબ્દ મારી જીભથી હું ઉચ્ચારી શકીશ નહિ. તમારો આ અવિચાર તમને નરકભૂમિ પ્રત્યે લઇ જનાર છે. તેનાથી તમે દુર થાઓ—બનેલી વાત ભૂલી જાઓ! તમારા કુળ, કીર્તિ અને ધર્મને કલંક લગાડનાર આ આચરણ વિષે મારે મોઢેથી કોઇ પણ સ્થળે કદીએ એક શબ્દ પણ પ્રકટ નહિ થાય, એની તમે ખાત્રી રાખજો; એટલુંજ નહિ પણ આજ સુધી હું આપને માતા તરીકે જે માન આપતો આવ્યો છું તેજ હું ભવિષ્યમાં પણ તમને આપીશ, એવું હું તમને વચન આપું છું. પણ આ માર્ગથી તમે દુર થાઓ—આઘાં જાઓ!"

"પ્રેમનું ખંજર ભોંકી જખમી કરેલ મારા હૃદયને આમ બોલી તમે વધારે દુઃખી કરો છો."

"આ દુઃખ નથી, પણ તમારા જખમી મનને સારૂં કરી તમને અમરપદે પહોંચાડનાર દિવ્ય ઔષધિ છે–દિવ્યમંત્ર છે!" એમ કહી તેણે ક્ષણભર થોભીને આગળ ચલાવ્યું:–

"સર્વ સાધારણ પુરૂષજાતિમનો એક માણસ આપની સમક્ષ બોલતો નથી, પરંતુ જેનું અંતઃકરણ કાળા પત્થર જેવું કઠિન અને કામવિકાર શૂન્ય બનેલું છે એવો એક મનુષ્ય તમારી સાથે વાત કરે છે તે ધ્યાનમાં રાખજો. બાઇ, મારી પ્રિયતમ પત્નીની તાજી સંસ્મૃતિ, વિયોગ થતી વખતે તેણે આપેલ પવિત્ર અધરામૃત આદિક દૈવી સુખો મારા હૃદયને ઉન્નત બનાવે છે. તે અમૃતની મધુરતા હજી મારી જીભ ઉપર તાજી છે. પતિવ્રતનું અસિધારાવ્રત આચરીને કેવળ મારા સંરક્ષણ માટે આત્મદાન કરનાર તેના પ્રેમને, તેના ઉપકારને, તેના નિષ્કલંક વ્રતને હું કદી પણ ભૂલી શકું તેમ નથી. મને પ્રેમલુબ્ધ કરવાનું સામર્થ્ય આ જગતમાં તો માત્ર વિમલમાંજ હતું. મારી તે દેવી વિમલ ગઇ અને મારો પ્રેમ પણ પોતાની સાથેજ લેતી ગઇ."

"વનવાસી! હું તમારી થઇશ. તમારૂંજ આરાધન કરીશ અને તમારી સેવા કરીશ. મારા પ્રેમથી તમને વિમલનું સ્મરણ પણ હું થવા નહિ દઉં." વનવાસીના બોલવાની પોતાના ઉપર કંઇપણ અસર ન થઇ હોય તેવી રીતે કામાંધ કામિનીએ કહ્યું.

"ઇચ્છાવતી! તું આમ બોલીને તારો અધઃપાત કરે છે. અક્ષય શાંતિ, આબરૂ, પવિત્રતા અને તારા માટેનો આદર એ બધાનો તું મિથ્યા મૃગજળની પાછળ પડીને સંહાર કરે છે. હું મરી ગયો છું. એવું સ્ત્રી જાતિને હું વારંવાર કહું છું. પ્રેમના શબ્દ, મેલા જંત્ર

તંત્રના મંત્ર પ્રમાણે મને અપશુકન ભર્યાં અને ભયંકર લાગે છે, બાઇ, તમે કુલવધુના ધર્મને પગ નીચે ખુંદી રૈરવનરકના અધિકારી બનો છો, તે તરફ ધ્યાન આપો ! અને તમારી જાતેજ તમારો અધઃપાત કરતાં બચો."

એમ કહી તેનો હાથ છટકાવી નાંખી તે ત્યાંથી ચાલ્યો. તેને ફરીથી અટકાવવાની શક્તિ દુષ્ટ હૃદયની સ્ત્રીમાં રહી નહિ. ત્યાંથી વનવાસી ઉતારે ગયો. તેજ વખતે એક ઘોડેસ્વારને ઘરમાંથી લઇને અજય નિકળ્યો. ઉભયની મુદ્રાઓ સંતપ્ત અને ગભરાયલી લાગતી હતી, તેમના સર્વાંગમાં અસ્થિરતા રમી રહી હતી. તેઓને જોતાંજ વનવાસીએ પોતાના મનની અસ્વસ્થતા ઉપર એકદમ અંકુશ મુકી ગંભીરપણે પૂછ્યુંઃ—

## પ્રકરણ ૫૨ મું.

" અજય, શું થયું છે તું આમ કેમ કરે છે ? "

" પ્રભાસથી આવેલો દૂત અત્યંત ખેદજનક સમાચાર લાવ્યો છે. કેટલાક સરદારોને વિશ્વાસઘાતથી કેદ કરીને શુળી ઉપર ચઢાવવાનો ઉદ્યોગ દુશ્મન તરફથી ત્યાં શરૂ થયો છે." અજય એકદમ બોલી ઉઠયો.

" સમજ્યો. ઉદ્ભંગે પોતાના રાક્ષસી કૃત્યની મર્યાદા ઓળંગવા માંડી છે એ સજ્જનનું નામ ? " વનવાસીએ પૂછ્યું.

" આમનું નામ ગિરીંદ્રસિંહ, ઠાકોર ધર્નાસિંહના આ એકના એક પુત્ર છે. તેઓ પોતેજ તે સમાચાર લઇને આવ્યા છે."

વનવાસીને દૂતનો પરિચય કરાવતાં અજયે કહ્યું.

"મહાભાગ, મારા વડિલને મુક્ત કરાવવા માટે તમારી વિજયી તરવારને આમંત્રણ આપવા હું આવ્યો છું. ત્યાં અનેક સામંતો અને ઠાકોર દુશ્મનોના ભક્ષ્ય સ્થાને પડ્યા છે અને બીજા ચાર પાંચ મૃત્યુની વાટ જોઇ રહ્યા છે." ગિરીંદ્રસિંહે વનવાસીને ઓળખતાંજ કહ્યું.

ગિરીંદ્રસિંહે તે પછી ટુંકામાં નીચેની હકીકત કહેવા માંડીઃ—

"અમે પંચાસરથી પાછા આવતાં જે દિવસે પ્રભાસમાં મુકામ કર્યો તેજ દિવસે સાયંકાળે ઉડુભંગ ત્યાં નાસી આવ્યો. ત્યાં સુધી પ્રભાસની પ્રજાને પાવાગઢની વાતની ખબર નહોતી અને ઉડુભંગને, લોકોને તે સમજવા દેવી નહોતી. પણ તેની સાથે આવેલા થોડાક ખુશામતીઆઓના મોઢેથી માત્ર પાવાગઢના પરાજયની ખબર જરા જરા પ્રકટ થઇ ગઇ અને તે સાથેજ એક ક્ષણમાં તો આખા પ્રભાસમાં દરેક જણને મુખેથી એજ વિષયની વાતો થવા લાગી. તથા ચારે તરફથી 'અન્તે પરમેશ્વરને ગુજરાતની દયા આવી ખરી!" એવા ધન્યોદ્ગાર નીકળવા માંડ્યા. તેજ વખતે પ્રભાસના કિલ્લેદાર દંતિદેવ અને તિરૂમલ્લે બીજે દિવસે સહવારમાં દરબાર ભરવાની દાંડી પીટાવી. એટલે દરબારમાં જવું કે નહિ, તે વિચાર પ્રભાસની પ્રજા કરવા લાગી.

"બીજે દિવસે સહવારે પીટાએલી દાંડી પ્રમાણે દરબાર ભરાયો અને અનિચ્છા છતાં પણ મિત્રપણાનો ડોળ કરીને સઘળા સામંતો તેમાં હાજર થયા. ભર દરબારમાં—'એકઠા થયેલા સામંતોએ પોતાની જાગીરી અને લશ્કરી દ્રષ્ટીએ મહત્વના કિલ્લાઓ છોડી દઇ તે તમામ સામ્રાજ્ય સરકારને સ્વાધીન કરવા; એવું ફરમાન સમ્રાટ્ ભુવડના નામથી કરવામાં આવ્યું. હું પોતે તો દરબારમાં હાજર નહોતો પણ હાજર રહેલા સામંતોમાંથી કોઇ પણ આ અપમાનાસ્પદ ફરમાન

ઉઠાવવા તૈયાર ન હોવાથી સબળાઓને રાજદ્રોહી કહીને સમ્રાટ્‌ના નામથી કેદ કરવામાં આવ્યા. મારા મનમાં દરબારમાં હાજર થવાની ઇચ્છા ન હતી, પરંતુ હું મારા પિતાજી સાથે પ્રભાસ શહેરમાં હોવાથી, મારા પિતાજી જાણી જોઇને દરબારમાં હાજર ન થયા એવો વિપર્યાસ થશે, એમ ધારીનેજ હું પાછળ રહ્યો પણ જે થવાનું હતું તે તો થયું. હું ઘેર આવું છું, તેજ વખતે મારા પિતાજીને કેદ કરીને લઈ જતા મેં જોયા. હું તે વખતે બેફામ થઇને આગળ ધસ્યો પણ મારા નોકરોએ મને પકડી રાખ્યો. એવું અવિચારી પગલું ભરી દુશ્મનના ભોગ થવા કરતાં પિતાજીનો સંદેશો લઇ આપની પાસે આવવાની તેમને મને શિખામણ આપી. મને તે ઠીક લાગી અને મારા પિતાજીનો સંદેશો લઇ હું તરતજ ત્યાંથી આ તરફ આવવા રવાના થયો. એક બીજી આપત્તિ મારી આગળ તૈયાર હતી. એક ગુર્જરવીર અને સ્ત્રી ઉપર પાંચ-છ શત્રુઓ ધસી ગયેલા મારી નજરે પડયા. પણ હું તેમની મદદે જાઉં તેટલામાં ગુર્જર સ્ત્રી તેમના વચ્ચેથી માર્ગ કરાવી નીકળી ગઇ. વીર ગુજરાતી હથિયાર છોડી દઇ કેદ થય. તે જોઇ હું ખિન્ન બન્યો એટલામાં એક બીજો દૂત આવી પહોંચ્યો અને મને પિતાજીનો " વનવાસી પાસે જા અને તેમની મદદ લઇ આવી ગુજરાતનું વ્યર્થ રક્ત વહેવડાવનાર પાસેથી વૈરનો બદલો લેવાની કોશીશ કરજે. ગુજરાતનું નશીબ વનવાસી આવી પહોંચવા ઉપરજ અવલંબીત છે એવું તેમને કહેજે." એવો સંદેશો હું લઇને હું અહીં આવ્યો છું. તે સંદેશો હું આપને પહોંચાડું છું અને ફરી દીનતાથી પ્રાર્થના કરીને કહું છું કે હે મહાભાગ, મારી મદદે—મારી સાથે—ચાલો, જો ઉત્તર ગુજરાતના સામર્થ્યનો નાશ થશે તો ગુજરાત ક્ષીણબળ થશે અને ભુવડ સાથે ઝુંઝવાની તેની શક્તિ નષ્ટ થશે !"

" ગિરીન્દ્રસિંહજી! પાવાગઢનું સૈન્ય લાવવા માટે હું હમણાંજ નીકળું છું. પ્રભુજ હવે અમારા પગને ગતિ આપશે. ગુજરાતના દરેક સરદાર ઉપર ગુજરાતને કેટલો એકનિષ્ઠ પ્રેમ છે, એ દુશ્મન હવે સારી રીતે જાણી શકશે. " વનવાસીએ તેને ધીરજ આપતાં કહ્યું.

" દેવતુલ્ય વનવાસી ! આપની સત્તા મેં હાથમાં લીધી તે માટે મને ક્ષમા કરશો, પણ આપની ઉદારતાથી હું પરિચિત હોવા સબબ તથા પ્રસંગ કટોકટીનો હોવાથી બધાઓને પાછળથી આવવાનો હુકમ આપીનેજ હું આપની પાસે આવ્યો છું. એટલે કદાચ તેઓ ગામની ભાગોળે આવી પહોંચ્યા હશે અથવા તો આવવાની તૈયારીમાં હશે." અજયે પોતાના જોખમે કરેલા કાર્યની ક્ષમા યાચતાં કહ્યું.

" ભલે ! શાબાસ ! અજય ! તેં સમયસૂચકતા વાપરવામાં બુદ્ધિનું સામર્થ્યજ બતાવ્યું છે. " વનવાસીએ તે પછી ગિરીન્દ્ર તરફ વળીને કહ્યું:–" ઠાકોર ! આવા સહાયકો મને વધારે મળે તો કેટલું ઉત્તમ ! " અને અજયને ઉદ્દેશીને તે બોલ્યો:–

" અજય! ગુજરાતનું આક્રંદ સાંભળ્યા પછી હવે મારાથી શાન્ત પણે બેસી રહેવાશે નહિ. હું અહિંથીજ બારોબાર જાઉં છું. તું આ બધી વાત ઠાકોર ચાંપાજીને કહેજે અને એમનો મંગળ આશીર્વાદ લઇને તું પાછળથી આવજે. "

એટલું કહીને ગિરિન્દ્રસિંહને સાથે લઇને તે એક ક્ષણ પણ ગુમાવ્યા વિના ત્યાંથીજ પ્રભાસમાં પકડાયલા સરદારોની વ્હારે નિકળી પડયો. બન્ને જણ ગામની ભાગોળે આવી પહોંચ્યા. તેજ વખતે પાવાગઢથી લશ્કર આવી પહોંચ્યું. તેમને પણ મુકામ કરવાનો હુકમ ન આપતાં વનવાસીએ બારોબાર કુચ કરવાનો હુકમ આપ્યો. વન-

વાસીની સરદારી નીચે ગુજરાતના બહાદુર યોદ્ધાઓ પણ માતૃભૂમિની મુક્તિ માટે પ્રભાસ તરફ કૂચ કરવા લાગ્યા અને અજય ?

અજય-કીર્તિ લોભી અને શૌર્ય લોભી અજય-પણ પાછળ કેમ રહી શકે ? ઠાકોરને બધી હકીકત કહી સંભળાવી તરતજ તે પણ પ્રભાસના પંથે પડયો અને બીજાજ મુકામે તે વનવાસીને જઇ મળ્યો. લશ્કરને મોખરેજ વનવાસી, વનવિહારી, ગિરિન્દ્ર અને અજય ચાલતા હતા. તથા પાછળ દુશ્મનને દબાવતા હર્ષાવેશમાં ગુર્જર સુભટો ચાલતા હતા. આમ માર્ગક્રમણ ત્રણ દિવસ ચાલ્યું-એટલામાં એક દૂત તેમને આવી મળ્યો. ગિરિન્દ્રે તત્કાળ તેને ઓળખ્યો અને તેના હાથમાંનો બંધ પત્ર લઇ વનવાસીના હાથમાં મૂકયો. તે પત્ર ફોડીને વાંચતાંજ વનવાસીના મુખમંડળ ઉપર ભયંકર દ્વેષ અને સંતાપ ફરકી ઉઠયાં. તે પત્રમાં એવું તે શું હતું ? શા ખબર હતા ?

## પ્રકરણ ૫૩ મું.

સમ્રાટ્ ! ભુવડના સત્તાધિકારી અમલદારો માનતા હતા કે-રાક્ષસી ક્રૂરતા આગળ શક્તિહીન ગુજરાત નમી જશે અને એજ પ્રમાણે ભૂતકાળના અને વર્તમાનકાળના સામ્રાજ્યવાદીઓ માનતા આવ્યા છે; પરંતુ એ એક જાતની ભ્રમણાજ છે-કેવળ ભૂલ માત્ર છે. તેની સત્યતાનું પ્રમાણ ભૂતળ ઉપરના દરેક દેશનો ઇતિહાસ પોતાનું હૃદય વિદારીને એ સામ્રાજ્યવાદીઓને કહેતો આવ્યો છે. ઇતિહાસરૂપ દુરબીન આંખે ચડાવી આગળ આવનારા ખડક, ખાડાઓને એક તરફ ખસેડીને હું રસ્તો કાઢીશ, એવો દરેક સામ્રાજ્યવાદીને ગર્વ

હોય છે. આવા પ્રકારના અભિમાનમાં જુવડના અધિકારીઓ ગુલતાન હતા અને એજ કારણથી તેઓની માન્યતા ઉપર પ્રમાણેની થઇ હતી. માનના મદમાં મદમત્ત મસ્ત માતંગ સ્વરૂપ સામ્રાજ્યવાદીઓ ઇતિહાસને બગલમાં રાખી આગળ પગલું ભરે છે ત્યારે ઇતિહાસ પણ પોતાના ત્રિકાલાબાધિત સત્યોને સિદ્ધ કરવા માટે નૃસિંહ સ્વરૂપ ધારણ કરી દેખાડે છે અને તેવા સામ્રાજ્યવાદીઓને ઇશારત આપે છે; પણ તે ઇશારતને તેઓ ગણકારતા પણ નથી. કારણ કે–સત્તાના મદમાં તેમના મસ્તકો બધિર જેવાં થઇ ગએલાં હોય છે. ઉદયોન્મુખ અને ખાસ કરીને સ્વતંત્રતાના શિખર પ્રત્યે પહોંચવા ઉત્સુક થએલા દેશને માટે ઉપર પ્રમાણેની સામ્રાજ્યવાદીઓ માન્યતા તેને બળહીન બનાવવા કરતાં બળવાન બનાવે છે. તે જુલમના જખમો દેશની નિર્બળ બાજુને સામર્થ્યવાન કરી તેને શક્તિ અને યુક્તિ પ્રદાન કરી દે છે. જેમ જેમ જુલમની મર્યાદા ત્યજી દેવાય છે તેમ તેમ તેનો દૃઢ મનોનિગ્રહથી વિરોધ કરવાની હિલચાલ પ્રજામાં બહુજ જોશબંધ પ્રકટી નિકળી છે–શરૂ થાય છે. આ તમામનું અંતિમ પરિણામ એ આવે છે કે–તે દેશ ધીમે ધીમે શક્તિવાન્ અને સહનશીલ બને છે અને જુલમને લીધેજ તેનામાં સબળતા અને સાહસ ઉત્પન્ન થાય છે. પછી તે જુલમના ઝરાને શોષી લે છે અને ઑડકાર ખાય છે. આ સિદ્ધાન્ત ઇતિહાસે અનાદિ કાળથી સ્થાપન કરેલ છે. અમર્યાદિત જુલમનો અન્ત ક્રાન્તિજ થવી જોઇએ, એ રાજકારણ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે, એમ કહેવામાં આવે તો તેમાં જરાએ અતિશયોક્તિ કરી કહેવાશે નહિ. ગુજરાત જુલમના અતિરેકમાં અને ક્રાન્તિના ઉત્તર રંગમાં હોવાથી અત્યાચાર કે જુલમથી હવે તે ડરી જાય તેમ નહોતું. કલ્યાણપતિના અધિકારીઓના જુલમ, અત્યાચાર અને અનાચાર રૂપ વાયુએ

ગુજરાતમાં પ્રકટેલા રાજ્યક્રાન્તિરૂપ અગ્નિને વધારે સળગાવી દીધો. પ્રભાસમાં તેના અધિકારીઓએ કરેલા જુલમમાં જે વીર પુરૂષો મરાયા હતા તેમનાજ ભાઇભાંડુઓ ક્રોધથી અને દ્વેષથી દાંત—હોઠ કરડતા, પોતાની રણચંડિકા જેવી સમશેરો ઘુમાવતા—ફેરવતા પ્રભાસ તરફ ચાલવા લાગ્યા. પરચક્રના વાઘથી ડરી જઇ પોતાનું સ્વરૂપ ભૂલી જઇ ઘેટાંઓના ટોળામાં રહેનારા સિંહના બાળકની જેમ ગુજરાતી વીરોને પોતાના સ્વરૂપ, શૌર્ય અને કર્તવ્યની પ્રતિમા નજરે પડતાંજ તેમની શિથિલતા નષ્ટ થઇ તેઓ આગળ આવ્યા. આમ આખા ગુજરાતના શરીરમાં શૌર્યનો સમ્પૂર્ણપણે સંચાર થયો.

ગુજરાતની રાજધાની પંચાસરની આગળ ફક્ત એકજ મહિના જેટલા સમયમાં વનરાસી પોતાના ત્રીસ હજાર શૂરવીર યોદ્ધાઓ સાથે હાજર થયો. સત્તાના મદમાં અને વિષયાસક્તિની જાળમાં મદમસ્ત થઇ અંધ બનેલા ઉડુભંગ અને તિરૂમલ જેવા અધિકારીઓની આંખો ઉપરથી ઉક્ત પ્રકારનો ઉન્માદ—મદ એકદમ ઉતરી ગયો. તેમના જુલમરૂપ ફળમાં સૂક્ષ્મકીટક રૂપે જન્મ પામી ઉત્પન્ન થએલા આ રાજક્રાન્તિરૂપ મહાભયાનક તક્ષક આપણી સત્તાના મંદિરમાં આપણનેજ કરડવા આવી પહોંચ્યો છે, એમ તે અમલદારોને લાગ્યું. ત્રીસ હજાર યોદ્ધાઓ પોતાને માટે મૃત્યુનાં સાધનો લઇ આવેલા જોતાંજ તિરૂમલ અને ઉડુભંગ તો શું પણ ભુવડની તમામ સેના જરા જરા ગભરાઇ ગઇ. પંચાસરના બહારના કોટ ઉપરની શિબંદીના સૈનિકો ભય પામી કિલ્લામાં પેસી ગયા. તેજ સૈનિકોને ઉડુભંગ અને તિરૂમલે ઉત્સાહિત કરી પોતાના મરણસ્થાન ઉપર લાવીને ઉભા રાખ્યા.

ગુજરાતી યોદ્ધાઓ—વનવાસીના શૂરવીરો—ધનુષ્ય—બાણ લઇ સજ્જ થયા. તમામ સૈન્ય યુદ્ધને માટે—ખૂબ તૈયાર થઇ લડવા માટે—હજું

રહ્યું. એટલામાંજ વનવાસીના હાથમાં બંધ કરેલા બે પત્રો આવી પહોંચ્યા. યુદ્ધનો પોકાર ન કરતાં વનવાસીએ તેમાંનો એક પત્ર ફોડયો. તેમાં નીચે જણાવેલી હકીકત હતીઃ—

## પ્રકરણ ૫૪ મું.

"દેશભક્ત વનવાસી!

"કલ્યાણપતિ ભુવડ તરફથી ઉદ્ધુભંગને કમી કરી મીર નામક સરદારની નિમણુંક ગુજરાતમાં કરવામાં આવી છે. અનુમાનથી સમજાય છે કે—સરદાર મીરના હાથ નીચે લગભગ સાઠ હજાર સૈનિકો છે. તેના ત્રણ ભાગ કરી ત્રણે બાજુથી તમારી પછવાડેથી તમારા ઉપર હુમલો કરવાનો સરદાર મીરનો ઇરાદો કેટલાક સાધનોથી જાણવામાં આવ્યો છે. ગુર્જર દેશના અનન્ય ભક્ત વનવાસી! એ સૈન્યને થોભાવી રાખવા જેટલા—ફક્ત દશ હજાર—સૈનિકો મારી પાસે હોત તો હું તમને પંચાસરમાં યુદ્ધની બાજી માંડવાની પૂરેપૂરી રજાખુશીથી આપત! તે ગમે તેમ હોય પરંતુ આટલું છતાંએ સરદાર મીરને તેનીજ યોજનામાં પકડી શકાય તેમ તેની આગળથી અને પાછળથી એમ, બાજી માંડી ફાવી જઇએ તો મીરને મસ્તક નમાવવાની ફરજ પડશે અથવા તો પંચાસરની સમરભૂમિમાં તેણે પોતાના પ્રાણનું બળીદાન આપવું પડશે. વનવાસી! તમે સ્વતંત્રતાનું જે વૃક્ષ ગુજરાતમાં વાવ્યું છે તે આવીજ રીતે સદા સર્વદા વધતુંજ જાય, એવી અંતઃકરણપૂર્વક પરમાત્મા પાસે હમેશાં પ્રાર્થના કરતો—

ગુજરાતનો એક નમ્ર સેવક."

ઉપર પ્રમાણેનો પત્ર લઇ આવનાર દૂત-વનવાસી તે પત્ર વાંચી રહ્યો એટલે-આગળ આવીને બોલ્યો-" આ પત્રનો પ્રત્યુત્તર ?"

" આવા ખાતર ગુજરાતના સ્વતંત્રતાના વૃક્ષને ઘણુાજ જરૂરનાં છે. દૂત ! તું તે ગુર્જર વીરને જઇને કહે જે કે-**युध्यस्व जेतासि रणे सपत्नान् .**" વનવાસીએ જવાબ આપ્યો.

તે જવાબ લઇ દૂત ત્યાંથી ચાલ્યો ગયો. વનવાસીએ બીજો પત્ર હાથમાં લઇને જોવા માંડયું. તે પત્ર ખાસ દુશ્મનની છાવણીમાંથી આવ્યો હતો. એ જાણુવામાં આવતાં તેના આશ્ચર્યનો અવધિ થયો. શત્રુના ઘરમાં રહી પોતાને પત્ર મોકલનાર કોણુ હશે, એની તેને સૂઝ પડી નહિ. પત્રની ઘડી ઉકેલી મથાળું અને સહી જોતાંજ તે અજાયબીમાં ગરકાવ થઇ ગયો. તે પત્રમાં નીચેની હકીકત હતી:—

" વનવાસી ! "

આ પત્રદ્વારાએ પોતાના પિતાના બચાવ માટે એક બાલિકા આપને અરજ ગુજારે છે. આપે તેમનું એ વખત રક્ષણુ કર્યું છે અને આ વખતે પણુ તેમ કરવા કૃપાવન્ત થશો. આખા ગુજરાતમાં વિશ્વાસઘાતકતાનાં મૂળ બહુજ ઉંડાં પેસી ગયાં છે અને તે વિશ્વાસઘાતને લીધેજ મારે ભગવાન્ શ્રી શીલગુણુસૂરિના આશ્રમનો ત્યાગ કરવાની ફરજ પડી. વિશ્વાસઘાતને લીધેજ મારાં માતા-પિતાને કનડાવતી છોડી દુશ્મનના હાથમાં કેદ થઇ જવું પડયું. તેમાં પણુ ઘણીજ કમનસીબ બાબત એ છે કે તેઓને પોતાની એકની એક પુત્રીને પંચાસરમાં એક દાસીની હાલતમાં જોવી પડી.

" મારા પિતાજીને કેદી તરીકે આખા ગામમાં ફેરવવામાં આવ્યા. કેદખાનામાંથી મને તેમનાં દર્શન થતાંજ-હું કેદી છું એ વાત-ભૂલી જઇ હું રસ્તા ઉપર આવી અને તેમને ભેટી પડી. તે વખતે અમો

બન્નેના અંતઃકરણને જે આપત્તિનો આઘાત થયો તે અમે બન્ને સહી શક્યા નહિ. મારા પૂજ્ય પિતાજી મને જોતાંજ—મારી પહેલાં—બેશુદ્ધ થઇ ગયા. જ્યારે હું શુદ્ધિમાં આવી ત્યારે ઉડુભંગ મારી પાસેજ ઉભો હતો. નીચ સારંગના હાથમાંથી મને એક ઉદાર અને પરોપકારી શૂરવીરે છોડાવી હતી તેવીજ રીતે ઉડુભંગે મને સારંગના હાથમાંથી છોડાવી. પ્રથમના શૂરવીરની ઉદાર બુદ્ધિમાં અને ઉડુભંગની ઉદારતામાં સ્વર્ગ અને નરક જેટલું અંતર હતું. તેના પગે મસ્તક મૂકી મેં મારા પિતાજીના પ્રાણની ભિક્ષા તેની પાસે માગી. તેણે પણ પોતાની શક્તિ અને અધિકારનું વજન વાપરવામાં જરાએ કસૂર ન કરી પણ દુષ્ટ હૃદયના તિરૂમલ્લને મારી કે મારા પિતાજીની જરાએ દયા ન આવી તે નજ આવી. હું પોતે ઉડુભંગની તટસ્થતા સ્વીકારી તિરૂમલ્લને શરણે ગઇ પણ તે પાષાણ હૃદયી પુરૂષનું હૃદય ન પિગળ્યું. " ઠાકોર ચાંપાએ મરવુંજ જોઇએ અને આવતી કાલે બપોર પછી રાજમાર્ગ ઉપર શૂળી તૈયાર કરાવી તેને સૂળીએ ચડાવવામાં આવશે." એવું તેણે મને કહ્યું. વનવાસી ! મારા પિતાજીને તમે એ વખત બચાવ્યા તેમાં તમને શ્રેય શું મળ્યું ? શું આ વખતે તમે તમારી તલવારના બળે પુનઃ તેમને નહીં બચાવો ?

" વનવાસી ! હવે તમારા શિવાય મારે આશાનો તંતુ બીજો કોઇ નથી. વનવાસી ! દોડો. પિતા વિના અનાથ થનારી એક બાલિકાના પિતાનું છત્ર તેના ઉપર કાયમ રાખી તેને સનાથ રાખવા તમારાથી બનતી તમામ કોશીશો કરો અને ગમે તેમ કરી મારા પિતાજીને અવશ્ય બચાવો. આપના વિજયનો નાદ જ્યાં સુધી મારા સાંભળવામાં નહીં આવે ત્યાં સુધી હવે હું ગુર્જરેશ્વરના પગે મસ્તક મૂકીને બેસીશ. ગુર્જરેશ્વર અને તમારાજ ઉપર આધાર અને વિશ્વાસ રાખનારી તમારી

ભાગ્યહીન ભગિની......'પદ્મિની'

ઉક્ત પત્રમાંની ભયંકર હકીકત વાંચવા છતાં પણ વનવાસીના ચિત્તની દ્રઢતા જરાએ ડગમગી નહિ. તરતજ તેણે દુશ્મન તરફ હુમલાની ઇશારત મોકલી દીધી. થોડાજ સમયમાં પોતાના તમામ સૈનિકોને એકત્ર કર્યા. તમામ સૈનિકો એકત્ર થઇ ગયા પછી તેણે તેઓને ઉદ્દેશીને કહેવા માંડયું કે—

" મારા વ્હાલા ભાઇઓ અને દેવી ગુર્જરીના પરમભકતો ! દુશ્મને આપણા અનેક બંધુઓના ભોગો લેવા છતાં પણ તે—સત્તાધિકારીઓની રકતપિપાસા હજુ પણ શાન્ત થઇ હોય એમ દેખાતું નથી. આપણા તમામના પૂજ્ય વૃદ્ધ ઠાકોર ચાંપાજી અને તેમના તમામ કુટુંબનો ભોગ લેવાની રાક્ષસી ઇચ્છા થઇ આવી છે. દુશ્મનોના હાથે ઠાકોર ચાંપાજીને મરાવા દેવા, એ આખી દુનિયાને આપણે આપણું હિચકારીપણું દેખાડી દેવા જેવું છે. વ્હાલા શૂરવીરો ! તમારાં શૌર્ય અને ધૈર્યની ખરી કસોટી અને પરીક્ષા આજે થવાની છે. તે પરીક્ષામાં કે કસોટીમાં દુશ્મનોને આજે તમારે દેખાડી દેવું જોઇએ કે—જ્યાં સુધી અમારા શરીરમાં ઝળહળતી ચૈતન્યની જ્યોતિ જાગૃત છે ત્યાં સુધી અમે ઠાકોર ચાંપાજીને મારી નાંખવા દઇશું નહિ ! જ્યાં સુધી અમારી કાયામાં પ્રાણ છે ત્યાં સુધી ગુજરાતનો ગુજરાતી ગુલામગિરીમાં રહેતો નથી. પાવાગઢ અને પ્રભાસના સમરાંગણમાં મરણ પામી ચિરંજીવ થએલા દેશભકતો—દેશવીરો, અનહદ અભિમાનથી, મારા બહાદુર યોદ્ધાઓ ! તમારી તરફ જોઇ રહ્યા છે. તમારી પ્રિય માતાઓ અને અર્દ્ધાંગનાઓ તમારાં શૌર્યની અને પરાક્રમની વાતો સાંભળવા ઉત્સુક થએલ છે. માટે આજે મરણિયા થઇ દુશ્મનને હાથ દેખાડજો અને દુશ્મનને જણાવી દેજો કે સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે ગુજરાતી પોતાના પ્રિય પ્રાણ કે બીજા

કશાની પરવાહ રાખતો નથી.

ગુજરાતે પોતાનું સત્વ કાયમ રાખવું કે કલ્યાણના જુલમીઓની સત્તામાં કાપુરૂષ થઇને રહેવું, એ સવાલનું નિરાકરણ, બહાદુરો! તમારે કરવાનું છે. મર્હૂમ મહારાજા જયશિખરીનું રક્ત હજુ પણ તમારા શરીરમાં કાયમ છે. તેમના સિંહ જેવા પરાક્રમની પતાકા હજુ પણ તમારા મુખ સન્મુખ ફરકે છે. શૂરવીરો! જુઓ, ઉંચી નજર કરી નભમંડળમાં! પોતાના પ્રિય ગુજરાત દેશને માટે તલસી રહેલો મહારાજા જયશિખરીનો આત્મા તમારૂં પરાક્રમ જોવા આતુર થએલ છે. શૂરવીરો! ઉઠો. આપણા પૂજ્ય મહારાજાના આત્માને આપણું દિવ્ય પરાક્રમ દર્શાવી ગુજરાતનો રાષ્ટ્રીય-ધ્વજ તેની સમક્ષ તેમની પ્રિય રાજધાનીના દૂર્ગ ઉપર ફરકાવો. તે તમને પ્રોત્સાહન આપે છે, અને નીતિ અને ધર્મ તમને ઉત્તેજન આપે છે. સાક્ષાત્ પરમાત્માનું સુદર્શન તમારી સહાયતા કરવા તૈયાર છે. માટે શૂરવીરો! સિંહની જેમ સત્વર ઉઠો! સિંહ જેવું જ્વલંત શૌર્ય દર્શાવી–દારૂણ પરાક્રમ ગજાવી–તમારી પ્રિય જન્મભૂમિ ગુજરાતને ગુલામગિરીમાંથી મુક્ત કરી સ્વતંત્ર બનાવો!"

વનવાસીના અંતઃકરણમાંથી ખરી લાગણી અને જુસ્સાથી ઉચરાએલા શબ્દો સાંભળી તેના તમામ સૈનિકોએ એકદમ "શ્રી એકલિંગજી ભગવાનનો જય! વનવાસીનો વિજય!" એવા ગગનભેદક ધ્વનિથી આસપાસના પ્રદેશને ગજાવી મૂકયો.

થોડાજ વખતમાં તે સૈન્ય પંચાસરના કિલ્લાની સામે આવી ઉભું રહ્યું. પંચાસરની ઉપર બાણોનો વરસાદ વરસવા લાગ્યો. શત્રુ તરફથી પણ જુસ્સાદાર જવાબો ગુજરાતીઓને મળવા લાગ્યા. તીરંદાજીનો પ્રારંભ થયો. ગુજરાતી અને દક્ષણી સૈનિકોના બાણો સણસણ

અવાજ કરતાં વાયુમાં નૃત્ય કરવા લાગ્યા. ધીમે ધીમે ગુજરાતી સૈન્ય આગળને આગળ વધવા લાગ્યું. આખરે ગુજરાતીઓ કિલ્લાની ખાઇ ઓળંગી ગયા. પંચાસરના મજબૂત કિલ્લાના તટની દિવાલ સામે ગુજરાતી સૈન્યના મોજેમોજાં અથડાવા લાગ્યા.

થોડાજ વખતમાં સંગ્રામની ભીષણતા વધી અને દુશ્મન પણ દારૂણ પરાક્રમ દર્શાવવા લાગ્યો. આસપાસના પ્રદેશને સ્વરાજ્ય–સ્વતંત્રતા–ની ગર્જનાથી ગજાવતા–ગંભીર નાદ કરતા–ગુજરાતીઓ પ્રાણની પણ પરવાહ કર્યા વિના લડતા હતા. ગુજરાતીઓની સામેનો દુશ્મન પણ કાંઇ કાચો–પોચો નહોતો. તે એક કુશળ યોદ્ધો હતો. તેણે યુદ્ધની દારૂણતા વધારી દીધી. આ વખતે દુશ્મને કરવા માંડેલો સંહાર જોઇ વનવાસીનું ચિત્ત પણ ક્ષોભ પામી ગયું પણ વનવાસી પોતે નિરૂપાય હતો. ગુજરાતના લાભને માટે–ગુજરાતના રક્ષણને માટે–તે સંહાર થવા દેવાની જરૂર હતી. જેમ જેમ સંગ્રામક્ષેત્ર ઉગ્રતા ધારણ કરતું જશે તેમ તેમ યુદ્ધનો અન્ત પાસેને પાસે આવતો જશે, એવો વિચાર કરી તે પોતે પણ સમરાંગણમાં કૂદી પડયો.

ઘણીજ કોશીશો કર્યા પછી તટ ઉપરનું દુશ્મનનું સૈન્ય પાછળ હઠયું. વનવાસીની યમજિહ્વા જેવી લાંબી સમશેર પંચાસરના મસ્તકે ચમકવા લાગી. ગુજરાતીઓએ જયઘોષની–વિજયની–ગંભીર ગર્જના કરી. તે સાંભળી ગુજરાતીઓના શરીરમાં અલૌકિક શક્તિનો સંચાર થયો. તેઓ એક પછી એક એમ ઘણા સૈનિકો પંચાસરના તટ ઉપર ચઢી ગયા. પંચાસરના દૂર્ગના એક ભાગ ઉપર ગુજરાતની ગરવી ધ્વજા ફરકવા લાગી. ગુજરાતીઓનો આ વખતે વિજય તો થયો પણ......

તે ખરેખરો વિજય નહોતો. તે વિજય ભવિષ્યમાં થનાર દારૂણ

સંગ્રામની પ્રસ્તાવના રૂપ હતો. ગુજરાતીઓ તટ કબજે કરવાની ધાંધલમાં છે, તે જોઇ–જાણી–દુશ્મન તરફથી કિલ્લાનો દરવાજો ઉઘાડવામાં આવ્યો અને થોડાજ સમય પછી તે રસ્તે ઉડુભંગ પોતાના દુશ્મનોની સામે મેદાનમાં ટક્કર લેવા કિલ્લાની બહાર નિકળ્યો. તટ એકદમ ગુજરાતી સેનાના ભાલાઓથી તુટી ગયો અને વિજયનું રૂપાંતર ભયંકર સંહારમાં આવ્યું. આટ આટલું છતાં ગુજરાતીઓએ જગાવેલા યુદ્ધનું પરિણામ શું આવ્યું ? જીત્યું કોણ ?

વ્હાલા વાંચક !

અમારી આ નવલકથાનો પ્રથમ ભાગ અમે અત્રેજ સંપૂર્ણ કરીએ છીએ. હવે પછી આ નવલકથાની રંગભૂમિ ઉપર કેવા કેવા દેખાવ દેખાવવાના છે, ઠાકોર ચાંપાજી અને પદ્મિનીનું શું થયું, વિષયલોલુપ લલના ઇચ્છાવતીની ઇચ્છા પુર્ણ થઇ કે નહિ, કેસરીસિંહે પોતાના દુશ્મન પાસેથી વેરની વસુલાત કરી કે નહિ, વનવિહારી એ કોણ, વિગેરે વિગેરે બાબતો જાણવા, તમારા દેશબંધુઓના કાર્યો જાણવા આ નવલકથાનો બીજો ભાગ વાંચજો.

# તમારા દેશને માટે.

( ગઝલ. )

"કશું ના થઇ શકે અમથી" અરે ઓ એમ વદનારા!
જરા તો લાગણી રાખો! તમારા દેશને માટે.
ન ભીરૂતા બતાવી દો, થયા કાં સુસ્ત ને એદી!
જરા તો આંખ ઉઘાડો, તમારા દેશને માટે
પડયા જે કારમા ઘા, તે મુંગે મોઢે સહન કરતાં;
બહુ ઉંઘ્યા, હવે જાગો તમારા દેશને માટે.
ભલે હો પારસી, હિન્દુ અગર હોજો મુસલ્મીનો;
ધરો સમ ભાવના હૈડે, તમારા દેશને માટે.
કરો જે કંઇ બને તે, તે, વિસારી દ્વેષ ને ઇર્ષા;
તજી દો દંભ મગરૂખી, તમારા દેશને માટે.
ધરો ના ભાવના કો દિ, તવંગર યા ગરીબીની;
સમર્પો તન, મન, ધનને સદાના દેશને માટે.
ગણો ના તાપ ને ઠંડી, ઋતુ વર્ષા નહિ જાણો;
શીખી લ્યો પાઠ સ્વાર્પણનો તમારા દેશને માટે.
ભૂમિ ને આસમાનોને ધ્રૂજાવી હાકથી દેતા;
ગયા એ વીર નર તે તો, તમારા દેશને માટે.
સુખો ને દેહના ભોગે કરીને દેશની સેવા;
ગયા જે જે બધી હીરા, સદાના દેશને માટે.
તમારી જાતને માટે, તમારા ભ્રાતને માટે;
સદા સર્વસ્વ આપી દો, તમારા દેશને માટે.

રા. અરૂણ.